અર્પણ

શ્રી રોહિત શાહ

[ મેનેજિંગ ડિરેક્ટર : 'ક્રોમાકેમ' લિ. ]

તથા

શ્રીમતી અમીબહેન શાહને

સપ્રેમ

—પ્રિયકાન્ત પરીખ

# પ્રિયકાન્ત પરીખનાં પુસ્તકો

**કથાઓ :**

ધરતી (ત્રીજી આવૃત્તિ)
।। બિન આવત નાહીં ચૈન (બીજી આવૃત્તિ)
મસછાયો પંથ (બીજી આવૃત્તિ)
ાં વરસો કા વિખરાઓ (બીજી આવૃત્તિ)
ઉપર ગગન વિશાલ (બીજી આવૃત્તિ)
કોઈનું મીંઢળ કોઈના હાથે (ત્રીજી આવૃત્તિ)
પાનખરનું પંખી (બીજી આવૃત્તિ)
મિલન (બીજી આવૃત્તિ)
આનંદબંસરી (બીજી આવૃત્તિ)
ભદ્રલોક ! (બીજી આવૃત્તિ)
અગનઝાળનું ફૂલ (બીજી આવૃત્તિ)
દૂર મંઝિલ દૂર કિનારા (બીજી આવૃત્તિ)
પ્રેમચક્ર
કોશા
સંગમતીર્થ
પ્યાસી ધરતી પ્યાસું ગગન
નીલગગનમા પ્યાસા પંખી
દરિયા ડૂબ્યા સાત (બીજી આવૃત્તિ)
સોનેરી સાગરની રૂપેરી માછલી
સપનાં લીલાછમ
રંગ દે ચુનરિયા
આછો આછો ઊઘડે ઉજાસ
કૂણી કૂંપળના દૂઝે ઘા
વહેતા સમની વાત
વચ્ચે આડી રાત
ોસમ
અર્થ
આંધી
શોધ-પ્રતિશોધ
ઝરણુંને તરસ ઝરણુની
હોની–અનહોની
પ્રવાહ
એક ફૂલગુલાબી સાંજે
કર્મ

A Gnani sees no difference amongst Gold, stones and diamonds.

— GEETA

One Who Serves Others,
Serves God

— SWAMI VIVEKANAND

પ્હો ફાટયો.

ધરતી પર વીંટળાયેલું અંધકારનું કવચ આસ્તે આસ્તે ઊતરતું હતું. રતુંબડા ગગનની છાતી ચીરી આછો ઉજાસ ફૂટતો હતો.

ચાણોદનો મલ્હારરાવ ઘાટ ઊતરી જટાશંકરે નર્મદાનાં ખળખળ વહેતા નીરમાં કેડસમાં ઊભા રહી, નર્મદા સ્તોત્રનું રટણ કર્યું:

**'નમામિ દેવી નર્મદે**
**ત્વદીય પાદ પંકજમ્**
**નમામિ દેવી નર્મદે!'**

શીતલ જલમાં ડૂબકી લગાવી. વર્ષોની આદત હોવાથી શરીર અને સ્વરે ક્ષણ–વિક્ષણ ધ્રૂજીને યથાવત્ સ્થિતિ પ્રાપ્ત કરી લીધી. નર્મદા – રેવા જટાશંકરનું બીજું અસ્તિત્વ બની ગયું હતું. માતૃ-પિતૃભક્ત શ્રવણની જેમ જટાશંકરે રેવામૈયા – નર્મદામૈયાની આરાધના કરી હતી.

**'ગંગા સ્નાનેન્**
**જમુના પાનેન્**
**નર્મદા દર્શનેન્!'**

જટાશંકરના ઘેરા–બુલંદ–મધુર સ્વરે નર્મદાની પ્રશસ્તિ ગાઈ. જટાશંકરને સ્વર-માધુર્યનું વરદાન હતુ.

બે હાથ જોડી સૂર્યવંદના કરી.

જગત ધીમે ધીમે જાગી રહ્યું હતું.

પંખીઓ કલરવી રહ્યાં હતાં.

ધરતી ઉજાસમંડિત બની હતી.

જટાશંકર ઘેર આવ્યા. દાદાના સમયનું એંશી વર્ષ જૂનું, બે માળનું જર્જરિત લાકડાનું પતરાનો છતવાળું મકાન હતું.

જટાશંકરે લાલ અબોટિયું પહેર્યું. લલાટ પર ત્રિપુંડ તાણ્યું. અધખુલ્લા શરીર પર જનોઈની સાથે રુદ્રાક્ષની માળા વ્યવસ્થિત કરી. જટાશંકર દૃઢ રીતે માનતા, 'પંચમુખી રુદ્રાક્ષમા દૈવી શક્તિ રહેલી છે. એના સતત સ્પર્શથી શરીરમા ચૈતન્યનો આવિષ્કાર થાય છે. રુદ્રાક્ષ ઔષધનું કામ પણ કરી શકે છે.'

રુદ્રાક્ષને લીધે હોય કે બ્રહ્મચર્યને લીધે હોય પણ જટાશંકરનુ તામ્રવર્ણું શરીર હૃષ્ટપુષ્ટ હતું. અબોટિયા, જનોઈ, રુદ્રાક્ષ અને શિખા જેવા પરિધાનને લીધે જટાશંકર ચાળીશેક વર્ષે પંચાવનના હોય એવા લાગતા હતા. બાકી પેન્ટ–શર્ટ–બુશકોટ, સફારી, જિન્સ અને સૂટ–બૂટ જેવા અદ્યતન વસ્ત્રોમા સજ્જ રહેતા હોત તો માંડ પાત્રીસ–સાડત્રીસના સોહામણા વ્યક્તિત્વશાળી યુવાન જેવા લાગતા હોત. વસ્ત્રો અસલ ઉંમરને સૂક્ષ્મ અર્થમા પાછી ઠેલી શકતાં નથી પણ વસ્ત્રો સ્ત્રી-પુરુષોને ઉંમર કરતાં–મોટા–નાના દેખાડવાનો આભાસ જરૂર ઊભો કરી શકે છે। જટાશંકરને એ જ્ઞાન અવશ્ય હતું, પણ પરંપરાની શૃંખલાઓ તોડવાની લિપ્સા કદી જન્મી નહોતી. જરૂરત પણ લાગી નહોતી. જટાશંકર માનતા, માણસનું સાચું સ્વરૂપ આત્મા છે. શરીરને શણગારવા માત્રથી જ આત્મા શણગારી શકાતો નથી.

જટાશંકરે શ્રીકૃષ્ણની સેવાનું વ્રત લીધુ હતું. લાકડાના મંદિરમાં રહેલા શ્રીકૃષ્ણને ઘંટડીના મધુર રણકાર સાથે જગાડચા. સ્નાન કરાવ્યું. વાઘા બદલ્યા. ભગવદ્ ગીતાનો ગુટકો લીધો. કર્મ-યોગ એમને સૌથી ગમતો અધ્યાય હતો. 'કર્મફળથી શ્રીકૃષ્ણ ખુદ બચી શકચા નહોતા, તો ષડરિપુઓથી ઘેરાયેલા માનવીની તો વાત શી કરવી ? માણસનો પડછાયો તો અંધકારમાં અલોપ થઈ જાય

છે, પણ સંચિત કર્મો તો જન્મજન્માંતર માણસ માત્રને આંતરતાં રહે છે.' જટાશંકરને કર્મના સિદ્ધાંત પર અડોલ આસ્થા હતી.

જટાશંકર જજમાનવૃત્તિ પર નભતા બ્રાહ્મણિયા ગામ તરીકે ઓળખાતા ચાંદોદ ગામમાં જન્મેલા–ઊછરેલા. ચાંણોદને જ કર્મભૂમિ બનાવી હતી.

જટાશંકરે રામાયણ, મહાભારત, ભાગવદ્ પુરાણ, ગીતા જેવા શાસ્ત્રીય અને પ્રાચીન ભારતના સાંસ્કૃતિક વારસાની પારાશીશી સમાન ગ્રંથોનું અધ્યયન કર્યું હતું. 'ગીતા' તેમનો આદર્શ હતો, શ્રીકૃષ્ણ આરાધ્યદેવ હતા. રામાયણ, મહાભારત અને ભાગવદ્-કથા રસિક–રોચક અને બોધાત્મક રીતે કહી શકતા.

જટાશંકરના મોટાભાઈ પ્રેમશંકર અને પુનિતાભાભીનો નર્મદાસ્નાન દરમિયાન પ્રચંડ ઘોડાપૂરમા દેહવિલય થતાં જટાશંકરના માથે મોટી જવાબદારી આકસ્મિક રીતે આવી પડી હતી. ભાઈ–ભાભી પાંચ વર્ષના પ્રણવ અને ત્રણની પ્રાર્થનાને મૂકી અવસાન પામ્યા હતા. આ કરુણ ઘટનાને ઇષ્ટાપત્તિ માની લઈ, પ્રણવ અને પ્રાર્થનાની જવાબદારી ફરજ નહીં, ધર્મ સમજી ઉપાડી લીધી. પોતાના માતા–પિતાના અવસાન પછી મોટાભાઈ પ્રેમશંકરે દસેક વર્ષ મોટા હોવા છતાં પિતાતુલ્ય વાત્સલ્યથી જટાશંકરને ઉછેર્યા હતા. લગ્ન પછી પુનિતાભાભીએ પણ જટાશંકર પર અપાર હેત વરસાવેલું.

મોટાભાઈ–ભાભીના ઋણનું સ્મરણ કરી, વીસ વર્ષની ઉંમરે જટાશંકરે પ્રણવ અને પ્રાર્થનાને ધર્મકાર્ય સમજી ઉછેર્યાં, ભણાવ્યાં.

પ્રણવે બી. કૉમ.ની પરીક્ષા પ્રથમ વર્ગમાં પાસ કરી, અમદાવાદમાં નોકરી કરી, એમ. બી. એની ડિગ્રી પ્રાપ્ત કરી, પબ્લિક લિમિટેડ કંપનીમાં સારા પગારની નોકરી મેળવી લીધી. કંપની તરફથી દસેક હજારનો પગાર, ફ્લૅટ, કાર

સગવડો મળતી હતી. જટાશંકર પ્રણવની પ્રગતિ જોઈ પ્રસન્ન થતા. જ્ઞાતિની સુંદર, સુશીલ અને સંસ્કારી કન્યા શોધી પ્રણવને પરણાવવાનુ વિચારતા હતા ત્યા પ્રણવે કહ્યું, 'કાકાબાપુ, મારે માટે કન્યા શોધશો નહીં. મેં શોધી લીધી છે.' પ્રણવ અમદાવાદથી ખાસ આ કામ માટે જ આવ્યો હતો.

'શુ !' જટાશંકરે આચકો અનુભવ્યો. 'કઈ જ્ઞાતિની છે ?'

'આપણી જ્ઞાતિની નથી. મારી કંપનીના મેનેજિંગ ડાયરેક્ટરની પુત્રી છે. પટેલ જ્ઞાતિની છે, રૂપાળી છે. મારી સાથે શોભે એવી છે. ભવિષ્યમા હૂંફ મળી રહે એવો વિશાળ પરિવાર છે.'

જટાશંકરનો કર્મકાંડી આત્મા દુભાયો, 'ધરમકરમમા માને એવી સંસ્કારી છે ને ?'

'કાકાબાપુ, શહેરમાં ધરમકરમને ચુસ્ત રીતે કોઈ પાળતુ નથી. બધા સગવડિયો ધરમ પાળે છે. અલબત્ત, નાસ્તિક નથી. તમારી આજ્ઞા હોય તો તમારા આશીર્વાદ લેવા લઈ આવું.'

'તેં નિર્ણય કરી લીધો છે ?'

'હા,'

'ભલે. હું તારા નિર્ણયની આડે નહીં આવુ. તારું જીવન તારે જીવવાનુ છે. એટલુ જરૂર કહીશ, કર્મને ઉન્નત રાખજે. કર્મ સુખની ચાવી છે.' જટાશંકર પ્રણવના સ્વરની દૃઢતા પારખી શકયા.

'જી.'

બીજે અઠવાડિયે પ્રણવ રીનાને લઈને, કારમાં ચાંણોદ આવ્યો.

પ્રણવે ઓળખાણ કરાવી, 'આ અમારા કાકાબાપુ જટાશંકર છે. ક્રિયાકાડમા નિષ્ણાત છે. ધર્મ-કર્મમા ચુસ્તપણે માને છે. બાપુજીના અવસાન પછી એમણે પિતાના વાત્સલ્યથી અમને

પાળ્યાં છે. અને આ મારી નાની બહેન પ્રાર્થના છે. બાકી તો તું બધું જાણે છે.'

'હલ્લો !' રીનાએ શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, 'અન્કલ, તમને મળીને આનંદ થયો.'

જટાશંકરે કલ્પેલું 'રીના ચરણસ્પર્શ કરી આશીર્વાદ માગશે', તેમણે 'શેકહેન્ડ'ની અપેક્ષા રાખી નહોતી. કોચવાતું મન પ્રગટ ન થઈ જાય એની સાવધાની રાખી કહ્યું, 'સુખી થજો.' પણ અંતર દુઃખી થઈ ગયું, 'લજ્જા સ્ત્રીનું આભૂષણ છે, પણ આજે લજ્જા, સંસ્કાર ભૂંસાતા જાય છે. ધર્મ લોપાતો જાય છે.'

પ્રાર્થનાએ ભાભીના પ્રથમ સ્વાગત માટે શુકનનો કંસાર બનાવ્યો હતો. સ્વાદિષ્ટ રસોઈ બનાવી હતી.

પ્રાર્થના રીનાને આગ્રહપૂર્વક જમાડતી હતી. ટોયલીમાંથી શુદ્ધ દેશી ઘી કંસારમાં રેડતી હતી.

'પ્રાર્થનાબહેન, આગ્રહ કરશો નહીં. હું ઘી-દૂધ ખાસ લેતી નથી. મેદ વધી જાય. ફિગર બગડી જાય. હું 'બ્યૂટિ કોન્શ્યસ' છું.' અને ઘીમાં તરબોળ કંસાર બીજા પતરાળામા મૂકી દીધો.

પ્રાર્થનાનો ચહેરો ઝંખવાયો, 'ભાભી, મને તમારાં રસ-રુચિનો ખ્યાલ નહોતો.'

'હવે તો આવી ગયો ને ?'

જટાશંકર શાંતિથી બધું જોયા કરતા હતા. શાસ્ત્રોનો અભ્યાસ અને કર્મકાંડમાં અડગ આસ્થા હોવા છતાં જટાશંકર જૂની એસ. એસ. સી. પાસ હતા, અંગ્રેજી સારું જાણતા હતા. બોલવાનો મહાવરો નહોતો એટલુ જ. 'ફિગર', 'બ્યૂટી કોન્શ્યસ' જેવા શબ્દો દ્વારા એમને પ્રતીતિ થઈ કે રીના વર્તન, સંસ્કાર કરતાં આડંબર અને સૌંદર્યને જીવનની ઇતિશ્રી સમજે છે. ચાંણોદ પિકનિક પર આવતાં કૉલેજીઅન યુવક-યુવતીઓના ફેશનેબલ

સગવડો મળતી હતી. જટાશંકર પ્રણવની પ્રગતિ જોઈ પ્રસન્ન થતા. જ્ઞાતિની સુંદર, સુશીલ અને સંસ્કારી કન્યા શોધી પ્રણવને પરણાવવાનું વિચારતા હતા ત્યા પ્રણવે કહ્યું, 'કાકાબાપુ, મારે માટે કન્યા શોધશો નહીં. મેં શોધી લીધી છે.' પ્રણવ અમદાવાદથી ખાસ આ કામ માટે જ આવ્યો હતો.

'શું!' જટાશંકરે આંચકો અનુભવ્યો. 'કઈ જ્ઞાતિની છે?'

'આપણી જ્ઞાતિની નથી. મારી કંપનીના મેનેજિંગ ડાયરેક્ટરની પુત્રી છે. પટેલ જ્ઞાતિની છે, રૂપાળી છે. મારી સાથે શોભે એવી છે. ભવિષ્યમાં હૂંફ મળી રહે એવો વિશાળ પરિવાર છે.'

જટાશંકરનો કર્મકાંડી આત્મા દુભાયો. 'ધરમકરમમા માને એવી સંસ્કારી છે ને?'

'કાકાબાપુ, શહેરમા ધરમકરમને ચુસ્ત રીતે કોઈ પાળતું નથી. બધા સગવડિયો ધરમ પાળે છે. અલબત્ત, નાસ્તિક નથી. તમારી આજ્ઞા હોય તો તમારા આશીર્વાદ લેવા લઈ આવું.'

'તેં નિર્ણય કરી લીધો છે?'

'હા,'

'ભલે. હું તારા નિર્ણયની આડે નહીં આવું. તારું જીવન તારે જીવવાનું છે. એટલું જરૂર કહીશ, કર્મને ઉન્નત રાખજે. કર્મ સુખની ચાવી છે.' જટાશંકર પ્રણવના સ્વરની દૃઢતા પારખી શક્યા.

'જી.'

બીજે અઠવાડિયે પ્રણવ રીનાને લઈને, કારમાં ચાંણોદ આવ્યો.

પ્રણવે ઓળખાણ કરાવી, 'આ અમારા કાકાબાપુ જટાશંકર છે. ક્રિયાકાંડમા નિષ્ણાત છે. ધર્મ-કર્મમાં ચુસ્તપણે માને છે. બાપુજીના અવસાન પછી એમણે પિતાના વાત્સલ્યથી અમને

પાળ્યા છે. અને આ મારી નાની બહેન પ્રાર્થના છે. બાકી તો તું બધું જાણે છે.'

'હલ્લો !' રીનાએ શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, 'અન્કલ, તમને મળીને આનંદ થયો.'

જટાશંકરે કલ્પેલુ 'રીના ચરણસ્પર્શ કરી આશીર્વાદ માગશે', તેમણે 'શેકહેન્ડ'ની અપેક્ષા રાખી નહોતી. કોચવાતુ મન પ્રગટ ન થઈ જાય એની સાવધાની રાખી કહ્યું, 'સુખી થજો.' પણ અંતર દુઃખી થઈ ગયું, 'લજ્જા સ્ત્રીનુ આભૂષણ છે, પણ આજે લજ્જા, સંસ્કાર ભૂંસાતા જાય છે. ધર્મ લોપાતો જાય છે.'

પ્રાર્થનાએ ભાભીના પ્રથમ સ્વાગત માટે શુકનનો કંસાર બનાવ્યો હતો. સ્વાદિષ્ટ રસોઈ બનાવી હતી.

પ્રાર્થના રીનાને આગ્રહપૂર્વક જમાડતી હતી. ટોયલીમાંથી શુદ્ધ દેશી ઘી કંસારમાં રેડતી હતી.

'પ્રાર્થનાબહેન, આગ્રહ કરશો નહીં. હું ઘી-દૂધ ખાસ લેતી નથી. મેદ વધી જાય. ફિગર બગડી જાય. હું 'બ્યૂટિ કોન્સ્યસ' છું.' અને ઘીમાં તરબોળ કંસાર બીજા પનરાળામા મૂકી દીધો.

પ્રાર્થનાનો ચહેરો ઝંખવાયો, 'ભાભી, મને તમારાં રસ-રુચિનો ખ્યાલ નહોતો.'

'હવે તો આવી ગયો ને ?'

જટાશંકર શાંતિથી બધું જોયા કરતા હતા. શાસ્ત્રોનો અભ્યાસ અને કર્મકાંડમા અડગ આસ્થા હોવા છતાં જટાશંકર જૂની એસ. એસ. સી. પાસ હતા, અંગ્રેજી સારું જાણતા હતા. બોલવાનો મહાવરો નહોતો એટલુ જ. 'ફિગર', 'બ્યૂટી કોન્સ્યસ' જેવા શબ્દો દ્વારા એમને પ્રતીતિ થઈ કે રીના વર્તન, સંસ્કાર કરતાં આડંબર અને સૌંદર્યને જીવનની ઇતિશ્રી સમજે છે. ચાણોદ પિકનિક પર આવતાં કોલેજીઅન યુવક-યુવતીઓના ફેશનેબલ

ડ્રેસિસ અને નિર્મર્યાદ વર્તનથી જટાશંકર પરિચિત હતા. શહેર-માં ન રહેવા છતાં શહેરની પલટાતી આબોહવા કલ્પી શકતા હતા.

રીનાની ફેશનપરસ્તી અને વર્તનની પહેલી છાપ જટા-શંકરના મન પર સારી ન પડી. રીનાનાં રૂપ–શિક્ષણ–શ્રીમંતાઈ અને આધુનિક વર્તનથી અભિભૂત થયેલા પ્રણવને ક્ષણભર તો કહી દેવાનું મન થઈ ગયું, 'પ્રણવ, રીના આપણી પરંપરાને અનુરૂપ નથી. તારા ઉછેર અને રીનાના ઉછેર વચ્ચે બે દિશાઓનું અંતર છે...' પણ રીનાને પરણવાનો નિર્ણય કરી બેઠેલા પ્રણવને મન પોતાના અભિપ્રાયનું કોઈ વજૂદ નહીં રહે એની ખાતરી થતાં જટાશંકરને મૌન રહેવાનું ઉચિત લાગ્યું.

જમ્યા બાદ જટાશંકરે કહ્યું, 'પ્રણવ, સાંજે રીનાને નર્મદા-તટે ફરવા લઈ જજે. કરનાળી, સૌભાગ્યસુંદરી, અનસૂયા માતાનાં મંદિરો બતાવજે. રેવાતટનું સૌંદર્ય આનંદ બક્ષશે.'

પ્રણવે રીના સામે જોયું.

'અન્કલ, મેં પપ્પા સાથે ફ્રાંસ–સ્વિટ્ઝર્લૅન્ડનું અદ્‌ભુત સૌંદર્ય જોયું છે. બીજું મને આ ઘરમાં 'નાઇટહોલ્ટ' કરવાનું નહીં ફાવે...'

રીનાનાં વાક્યો આગળ વધે અને જટાશંકરને દુઃખ પહોં-ચાડે તે પહેલાં પ્રણવ ઝડપથી બોલી ઊઠ્યો, 'કાકાબાપુ, અમે ગન સુધીમાં અમદાવાદ પહોંચી જવાનું નક્કી કરીને આવ્યાં છીએ.'

'ભલે, જેવી તમારી અનુકૂળતા.' જટાશંકરે કહ્યું અને મેડીએ આવ્યા. અપ્રગટ દુઃખને મૂક રીતે પ્રગટ કરતા હોય એમ નિ:શ્વાસ નાખી વિચારે ચડ્યા, 'વાતે વાતે ઉપેક્ષાભર્યા શબ્દો ઉચ્ચારતી રીના તો પારકું લોહી છે, શ્રીમંતની પુત્રી છે, આધુનિક છે એટલે આ પ્રમાણે વર્તે. પણ પ્રણવ? પ્રણવનો સંસ્કારપિંડ તો અહીં ઘડાયો છે. બાળપણથી જ ક્રિયાકાંડો જોયા છે. નર્મદામાં નાહ્યો ~ નર્મદાકાંઠે ફર્યો છે. પ્રણવ આટલો જલદી બદલાઈ જાય?

ભૌતિકવાદ એટલો પ્રબળ છે કે વર્ષોજૂના સંસ્કારને ભૂંસી નાખે?'

જટાશંકર વ્યગ્ર બની ગયા, 'પ્રત્યેક વ્યક્તિ ગતભવનાં કર્માનુસાર જન્મ લે છે, જીવે છે, વર્તે છે અને મરણને શરણ થાય છે. કર્મોની અદલાબદલી થઈ શકતી નથી. શક્ય છે શાસ્ત્રોના અભ્યાસે નાના ગામના વરસોના વસવાટે મારાં રસ-રુચિને કુંઠિત કરી નાખ્યાં હોય, આધુનિક પ્રવાહ અને જીવનશૈલીથી મને દૂર હડસેલી દીધો હોય. તો પછી સાચું શું? મૂલ્યનિષ્ઠ પ્રાચીન પરંપરાઓ સાચી કે ભૌતિકવાદ, વિજ્ઞાન અને અણુશસ્ત્રો તરફ દોટ મૂકતા, આધુનિક પ્રવાહ સાથે તણાતા આત્મલક્ષી માણસો સાચા? બન્ને સાચાં હોઈ શકે? બન્ને જૂઠા હોઈ શકે?'

ખખડધજ દાદર ચડવાનો કિચૂડ કિચૂડ અવાજ સંભળાતાં જટાશંકરે દાદર તરફ મીટ માંડી.

પ્રણવ આવીને જટાશંકરની નજીક બેઠો.

'આવ, બેટા.'

'કાકાબાપુ, હું જાણું છું કે રીનાના વર્તને તમને દુભાવ્યા છે. મારી પસંદગીએ તમને દુઃખ પહોંચાડ્યું છે. રીના આધુનિક છે, પણ દિલની ઘણી સારી છે.'

'પ્રણવ, તું અને પ્રાર્થના સુખી થાવ એ મારા જીવનનું ધ્યેય છે. હું તો એકલરામ બ્રહ્મચારી છું. મારે મન જે કાંઈ છો તે તમે બન્ને છો.'

'કાકાબાપુ, તમે ભલે કદી કહ્યું નથી, પણ અમારા બન્નેની જવાબદારી તમારા પર આવી જતાં, અમારા સુખ ખાતર તમે તમારો સંસાર વસાવ્યો નથી એટલુ હું સમજી શકું છું.'

'મારું કર્તવ્ય મેં બજાવ્યું છે. કોઈ ઉપકાર નથી કર્યો. માટે તારા મનમાં એવી કોઈ લાગણી જન્માવીશ નહીં.'

'કાકાબાપુ, સાચું કહું તો બાપદાદાના આ વ્યવસાય તરફ બાળપણથી જ મને અણગમો હતો. જજમાનવૃત્તિ અને મરણોત્તર

ક્રિયાવિધિ કરીને પેટિયું ન રળવા માટે તો શહેરમાં સમૃદ્ધ થવા ગયો છું. તમને પણ આ યાચક જેવા વ્યવસાયમાંથી મુક્તિ અપાવી શહેરમાં લઈ જઈશ. તમને અને પ્રાર્થનાને મોજશોખથી રાખીશ. પ્રાર્થના માટે શહેરનો મુરતિયો શોધી પરણાવીશ. આપણી નવી પેઢી ક્રિયાકાંડના વ્યવસાયમાં ન પડે એમ ઇચ્છું છું. એક પેઢી મુક્ત થશે તો ભાવિ પેઢી પણ એમાંથી મુક્તિ મેળવશે. નહીં તો વંશપરંપરાગત આ ચક્ર ચાલ્યા જ કરશે.'

જટાશંકરે સ્વસ્થતાથી કહ્યું, 'મને શહેરનો અને મોજ-શોખનો મોહ નથી. મરણોત્તર વિધિના શાસ્ત્રીય જાણકારોની પરંપરા નામશેષ થતી જાય છે. આત્માની સદ્‌ગતિ માટે મરણોત્તર વિધિની આવશ્યકતા સ્વીકારવા જેટલો હું જૂનવાણી છું. હજુ આવી વિધિ પર શ્રદ્ધા ધરાવનાર માટે અમારી પરંપરા અનિવાર્ય છે. એ મારું કર્મ છે. હું તને તારા રસ્તે જતા નહીં રોકું. દરેકને પોતાનું જીવન પોતાની રીતે જીવવાનો અધિકાર છે.'

'છતાં તમારું ઋણ ચૂકવવાનો પ્રયત્ન કરીશ'

'ઋણ ચૂકવવાની ઝંઝટમાં પડી દુઃખી ન થઈશ.'

'હું બરાબર સેટ થઈ જાઉં પછી તમને મારે ઘેર બોલાવી લઈશ. નવા વાતાવરણમાં તમે રહેજો. નવા–જૂના વાતાવરણની તુલના કરજો અને પછી જે નિર્ણય લેવો હોય તે લેજો, પણ તમારે મારી સાથે રહેવાનું છે.'

'કાલની વાત કાલે કરીશું. લગ્ન અંગે શું વિચાર્યું છે?'

'રીનાના પપ્પા બિઝનેસ કિંગ ગણાય છે. ખૂબ ભવ્ય રીતે લગ્ન કરવાનું છે. 'N. K. Industries Ltd.'ના માલિક છે. નટવરલાલ પટેલ નામ છે, પણ નટુભાઈના નામે પ્રસિદ્ધ છે. પરિવારમાં પત્ની મંજુલાબહેન, નિહાર, ગગન નામના બે પુત્રો છે. માર્ગી, રીના, ગાર્ગી નામની ત્રણ પુત્રીઓ છે. રીના ચોથા નંબરનું છે. શહેરના તથા દેશ–પરદેશના બિઝનેસમેન લગ્નમાં આવશે.

એમનું વર્તુળ ખૂબ વિશાળ છે...'

'આપણી હેસિયત બહારનું કુટુંબ છે. બે પરિવારો વચ્ચે આર્થિક અંતરની ઊંડી ખાઈ છે.'

'લગ્નનો – રીસેપ્શનનો તમામ ખર્ચ એ લોકો ઉઠાવશે. આપણી આર્થિક સ્થિતિથી એ લોકો વાકેફ છે'

'એમની દૃષ્ટિમાં આપણું સ્થાન ખૂબ વામણું હશે.'

'એવો પ્રશ્ન ઉપસ્થિત નહીં થાય. રીના મને ખૂબ ચાહે છે. એ લોકોએ પણ અમારા સંબંધોને સહર્ષ વધાવી લીધા છે. એ અંગે ચિંતા ન કરશો'

જટાશંકર સ્થિર બેસી રહી, બારીમાંથી દૂર દૂર તાકી રહ્યા.

'કાકાબાપુ, આશીર્વાદ આપો.' પ્રણવે મસ્તક ઝુકાવ્યું.

'મારા આશીર્વાદ તમારી સાથે છે, પણ આશીર્વાદ નિયતિને અન્યથા કરી શકતા નથી.' જટાશંકરે વહાલથી પ્રણવના માથે હાથ ફેરવ્યો, 'સુખી થજો.'

'રીનાએ પ્રણામ કરવાને બદલે શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો એ બદલ દુઃખી ન થશો. એની એ આદત છે. એનાં પપ્પા–મમ્મીને પણ પગે લાગતી નથી.'

'આધુનિકતમ યુવાપેઢીની એ ફેશન હશે.'

'હું રીનાને સૂચના આપી દઈશ.'

'પ્રણવ, હું નથી ઇચ્છતો કે તારી સૂચના તમારા દામ્પત્ય-જીવનમાં તડ સર્જે. વર્ષોની આદતો સહજમા બદલાતી નથી. શબ્દો કે શારીરિક હાવભાવ ઔપચારિક હોય છે. સાચો આદર અંતરમાથી જન્મે છે.'

'લગ્નનું નક્કી થયે જણાવીશ. તમે જરૂર આવજો.'

'મારી પુત્રવધૂને સાડી–જણસ ચડાવવાનો વ્યવહાર કરવા જરૂર આવીશ. તારી બાના દાગીના તને અને પ્રાર્થનાને વહેંચી આપવાનું કર્તવ્ય બજાવવાનું બાકી છે.'

## ચીમનલાલ મંગળદાસ ગ્રંથાલય
## ગુજરાતી સાહિત્ય પરિષદ

[૨]

પ્રણવ અને રીનાના ગયા પછી, રીનાના વર્તનથી અને પ્રણવની વૈભવલાલસાથી જટાશંકર અને પ્રાર્થના બન્ને મનોમન વેદના અનુભવતાં હતાં. છતાં પરસ્પરને દુઃખ ન થાય માટે બન્નેએ પ્રણવની પસંદગી અંગેની ચર્ચા ટાળવાનું યોગ્ય માન્યું.

જટાશંકર દિનચર્યામાં પરોવાઈ ગયા, છતાં ચિત્તનો અજંપો શમતો નહોતો. પ્રાતઃકાળે નર્મદાસ્નાન અને સૂર્યવંદના કરતા, નર્મદા સ્તોત્ર લલકારતા, શ્રીકૃષ્ણની સેવાપૂજા કરતા, ગીતાપાઠ કરતા. દૂર દૂરથી, ક્યારેક તો સુરત, મુંબઈ અને કલકત્તાથી માતા-પિતાની અંતિમ ક્રિયા માટે આવેલા ભાવિક યજમાનોને દસમા–બારમા–તેરમા–સત્તરમાની વિધિ કરાવતા, શાસ્ત્રીય પદ્ધતિએ ચાંદીના તારથી પિંડ વહેરાવતા; મંત્રોચ્ચાર સાથે ત્રિવેણી સંગમમાં અસ્થિ વિસર્જન કરાવતા. યજમાનો પ્રત્યે સદાય સન્નિષ્ઠ ફરજ બજાવતા જટાશંકરે કદી લોભવૃત્તિ દાખવી નહોતી. કોઈને સવાલાખ જાપ જપવાની ખોટી સલાહ આપી નહોતી. યજમાનો પ્રસન્ન થઈ શક્તિ મુજબ દાન–દક્ષિણા આપે તે પ્રસન્નતાથી સ્વીકારી લેતા. જટાશંકરને જ્યોતિષનું જ્ઞાન હતું. ભૃગુસંહિતાનો અભ્યાસ કરેલો પણ આર્થિક ઉપાર્જન માટે જ્યોતિષવિદ્યાનો ઉપયોગ કર્યો નહોતો.

જટાશંકરે પ્રણવના જન્માક્ષર બાળપણમાં જોયા હતા. મૂળ નક્ષત્રમાં જન્મેલા પ્રણવની વિધિ પણ કરેલી. પ્રણવના જન્મગ્રહો પ્રબળ હતા. ભવિષ્ય ઉજ્જવળ હતું. પ્રેમલગ્નના યોગ હતા. આયુષ્ય લાંબું અને સ્વાસ્થ્યપૂર્ણ હતું. શુક્ર પ્રબળ હોવાથી સ્ત્રીજાતિને આકર્ષી શકે એવો સોહામણો અને વ્યક્તિત્વશ

જટાશંકરને પ્રણવના જન્માક્ષર ફરી જોવાનું મન થયું. તેમણે પટારો ખોલ્યો. [illegible] ફંફોળી વળ્યા, પરંતુ પ્રણવના જન્માક્ષર ન મળ્યા, કદાચ શહેરના જ્યોતિષીઓને બતાવવા લઈ ગયો હશે. પોતાની જાતને બૌદ્ધિક ગણાવતો માણસ પણ ભવિષ્ય જાણવાની જિજ્ઞાસાને ટાળી નથી શકતો. જયોતિષશાસ્ત્ર પર આસ્થા ધરાવનાર અને જયોતિશાસ્ત્રને તૂત કહેનારા પણ જાણકારીનો દાવો કરનાર સમક્ષ હાથ લંબાવી દેતા હોય છે. જન્માક્ષર ધરી દેતા હોય છે. પ્રણવને જ્યોતિષ પર આસ્થા છે.'

જટાશંકરના હાથમાં પ્રાર્થનાના જન્માક્ષર આવ્યા. ધ્યાનથી કુંડળી જોવા લાગ્યા. ત્રેવીસ વર્ષ પૂરાં થતાં પહેલાં લગનયોગ છે. આ વર્ષે પ્રાર્થનાનુ લગ્ન થઈ જવુ જોઈએ. દામ્પત્ય–જીવન સ્વસ્થ અને સુખી છે.' જટાશંકરની ખિન્નતાને આશ્વાસન મળ્યું 'સીધી, સાદી અને સંસ્કારી છોકરી છે. રીના કરતાં વધુ રૂપાળી છે. સારો છોકરો મળશે.'

જટાશંકર દૈનિક પ્રવૃત્તિઓમા ડૂબી જવા છતા પ્રણવના વિચારે અસ્વસ્થ બની જતા, 'રીના સાથે કેટલું નભશે?' એ વિચાર કેડો મૂકતો નહોતો.

'કાકાબાપુ, તમે ભાઈના વિચારે ઉદાસ રહો છો એ જાણું છું. તમે તો કર્મફળનો સિદ્ધાત અમને પ્રબોધ્યો છે. તમે દુ:ખી રહો છો એ મને નથી ગમતું.'

જટાશંકર હસી પડ્યા, 'તારી વાત સાચી છે, પણ ચિત્ત-ભૂમિમાં ઊંડે સુધી ઊતરી ગયેલા વિચારોનાં મૂળિયાંને સહેલાઈથી ઉખેડીને ફેંકી દેવાતાં નથી. બેટી, એક વાત પૂછું?'

'પૂછો.'

'તારા મનમાં કોઈ હોય તો કહી દે. જેથી મુરતિયો શોધવાના . ન કરું. તને પરણાવી દઉં એટલે મારા કર્તવ્યનો ઉત્તરાર્ધ

પૂરો થાય. પૂર્વાર્ધ તો પ્રણવે જાતે પૂરો કરી મારી જહેમત બચાવી છે.'

'કાકાબાપુ, મારું જીવન તો તમારી નજર સામે છે. તમને આવો પ્રશ્ન કેમ સ્ફુર્યો ?'

'તેં પણ ડભોઈ કોલેજમાં અપ-ડાઉન કરીને બી. એ. કર્યું છે. કોઈ મનમાં વસી ગયો હોય તો કહી દે. તને પણ સંમતિ આપી દઈશ. માનવમનને કળી શકાતું નથી એટલે પૂછું છું. ખરાબ ન લગાડીશ.'

'કાકાબાપુ, મનની વાત કહું ?' પ્રાર્થના બોલી.

જટાશંકરે આછી ધ્રુજારી અનુભવી, 'પ્રાર્થના શું કહેશે ?' પ્રાર્થના સામે મીટ માંડતાં કહ્યું, 'કહે.'

'હું લગ્ન કરવા ઇચ્છતી નથી. તમારી સેવામાં જીવન ગાળીશ.'

જટાશંકર ધ્રૂજી ઊઠ્યા, 'ગાંડી થઈ છે કે શું ? મેં નિખાલસતાથી પૂછ્યું ને, તેં માઠું લગાડ્યું ? મારે માટે અપરિણીત રહીને પાપમાં નાખવો છે ? મારી જીવનભરની તપસ્યા નર્મદામાં વહાવી દેવી છે ?'

'હું માઠું લગાડીને કહેતી નથી. મનની વાત કરું છું.'

'હું પણ મારા મનની વાત કરું છું. આજે તારાં પિતા-માતા હયાત હોય તો કન્યાવિદાય માટે હું આટલો ચિંતિત ન હોત...'

'પિતાની ખોટ તમે કદી સાલવા દીધી નથી. તમને યોગ્ય લાગે તેમ કરજો, બસ ?'

'તું તો મારી ડાહી દીકરી છે.' જટાશંકરની આંખો ઝળઝળી ઊઠી ...

ત્યાર પછી થોડા દિવસમાં વિવાહના પત્રને બદલે લગ્નની ભભકદાર કંકોતરી મળી — સાથે પ્રણવનો પત્ર. જટાશંકરે પ્રાર્થનાને પત્ર વાંચવા કહ્યું.

પ્રાર્થના પત્ર વાંચવા લાગી—

પૂજ્ય કાકાબાપુ,

વિવાહની વિધિ રાખી નથી. સીધાં લગ્ન જ રાખ્યાં છે. તમારે તથા પ્રાર્થનાએ દસ દિવસ વહેલાં આવી જવાનું છે. લગ્નની આગલી રાતે ગરબાનો કાર્યક્રમ રાખ્યો છે

મારી અને રીનાની ખૂબ ઇચ્છા છે કે અમારાં લગ્ન તમારે હસ્તે થાય. શાસ્ત્રીય ઢબે તમારા મધુર કંઠે કુર્યાત્ સદા મંગલમ્ ઉચ્ચારાય.

વેવાઈ તરીકે અને ગોર તરીકે—બન્ને જવાબદારીઓ તમો અદા કરશો તો આનંદ થશે. એને ગૌરવભંગ ન લેખશો. તમારા શુભ હસ્તે પરણતાં મને ગૌરવ થશે.

તમે તથા પ્રાર્થના પત્ર મળે તરત આવી રહેશો.

હું તમને લેવા આવત, પણ અહીંની ભવ્ય તૈયારીઓમા રોકાયેલો હોવાથી સમય મળે એમ નથી.

—પ્રણવનાં પ્રણામ

પત્ર વાંચીને પ્રાર્થના અને સાંભળીને જટાશંકર સ્તબ્ધ બની ગયાં.

'કાકાબાપુ, વેવાઈને ગોર તરીકે બેસાડતા પ્રણવભાઈને સહેજ પણ સંકોચ નથી થતો ?'

'આ પ્રણવ બોલતો નથી પણ રીના બોલે છે. એની વૈભવ-લાલસાએ એને વિવેકશૂન્ય બનાવી દીધો છે. પ્રણવ કઠપૂતળી બની ગયો છે. એની દોરી રીનાના હાથમાં છે એટલું તો સ્પષ્ટ જોઈ શકાય છે.'

'કાકાબાપુ, આપણે જવું છે ?'

'જીવનભરના સંબંધો કપાઈ જાય. તમારા ભાઈ–બહેનના ધોમાં તિરાડ પડે. તું ભાઈની હૂંફ ગુમાવી બેસે. એક વડીલ

તરીકે, કાકાબાપુ તરીકે મને એ ન છાજે.'

'ક્યારે જવું છે?'

'મુંબઈથી મનોજભાઈ દ્વિવેદી એમના પિતાશ્રીની અંતિમ-ક્રિયા માટે કાલે આવવાના છે. એમનો પત્ર આવ્યો છે. બે દિવસ રોકવાના છે. ચોથે દિવસે સવારના નીકળી જઈશું તો પણ લગનના છ દિવસ પહેલાં પહોચી જઈશું.'

'કાકાબાપુ, તમારું કામ નામાંકિત સ્પેશ્યાલિસ્ટ ડૉકટરો જેવું છે. એપોઇન્ટમેન્ટ પર એપોઇન્ટમેન્ટ...'

જટાશંકર હસી પડચા, 'વર્ષોની આરાધના પછી જ કોઈ પણ ક્ષેત્રમા નામના પ્રાપ્ત થઈ શકે છે. આજની અર્થશાસ્ત્રની પરિભાષામા કહું તો રાતોરાત 'ઈઝી મની' પ્રાપ્ત થઈ શકે છે, કીર્તિ નહીં.'

'કોઈ વસ્તુની ખરીદી કરવી હોય તો લિસ્ટ બનાવી દેજો. વડોદરાથી ખરીદીને પછી અમદાવાદ જઈશું.'

'પ્રણવની વહુને આપવાના દાગીના તૈયાર છે. તારી બાની પેટીમાંથી મેં બે ભાગ પાડી દીધા છે. પ્રણવની વહુનો અને તારો. બીજું તું વિચારી લેજે.'

'કાકાબાપુ, પ્રણવની વહુ એ શબ્દ રીનાના દેખતાં ના વાપરશો. આજે વહુ શબ્દ પ્રત્યે આધુનિક યુવતીને નફરત હોય છે. પ્રણવના 'જીવનસાથી', 'વાઇફ', મિસિસ', 'બેટર હાફ' જેવા શબ્દો વપરાય છે'

બીજે દિવસે મુંબઈથી મનોજકુમાર, એમના પુત્ર નિસર્ગ અને પુત્રી મલ્લિકા કાર લઈને ચાંણોદ આવી પહોંચ્યાં.

'જટાશંકર, હું મૂળ ચાંણોદનો. પાંત્રીસ વર્ષ પહેલાં વતન છોડી, વીસ વર્ષની ઉંમરે મારા પિતા તુળજાશંકર દ્વિવેદી સાથે વતન છોડેલું. મુંબઈમાં કન્સ્ટ્રકશનનો બિઝનેસ છે. આ મારો પુત્ર નિસર્ગ આર્કિટેકટ છે. આ મારી નાની પુત્રી મલ્લિકા છે.

મુંબઈથી કાર આવતી હતી એટલે પિકનિક પર આવી છે. કોલેજી-અન છે. આપણે વિધિ કરીશુ. એને માટે હોડીની વ્યવસ્થા કરી દેજો. એ ફરશે.'

'ભલે. મારી ભત્રીજી પ્રાર્થના એની સાથે જશે. તીર્થસ્થાનનો મહિમા સમજાવશે. એને કંપની મળી રહેશે. એકલું નહીં લાગે.'

'વેરી નાઈસ, થેન્ક યુ મહારાજ.' મલ્લિકા આનંદથી ઝૂમી ઊઠી.

જટાશંકરને લાગ્યું મનોજકુમાર નિખાલસ અને નિરભિમાની શ્રીમંત છે. નિસર્ગ સ્વસ્થ, સુશિક્ષિત અને પ્રતિભાશાળી યુવાન છે. મલ્લિકા બિન્દાસ છે '

'તમે ભલે ઘાટ પરના 'ગેસ્ટ હાઉસ'માં ઊતર્યા, પણ જમવાનુ મારે ઘેર રાખશો. અહીં સારું ભોજન નહીં મળે.' જટાશંકરે કહ્યું.

'મને ગામનો ખ્યાલ છે. પિતાએ ગામ ન છોડ્યું હોત તો આ બ્રાહ્મણિયા યજમાન વૃત્તિ પર નભતા ગામમાં વિકાસ ન થયો હોત.'

જટાશંકર ચૂપ રહ્યા. એમને પ્રણવના આ પ્રકારના શબ્દો યાદ આવ્યા, 'હું આ ગામમાં દટાઈ જવા નથી ઇચ્છતો. બાપ-દાદાનો વ્યવસાય મને ગમતો નથી. પ્રગતિ કરવાની મને ઝંખના છે.'

જટાશંકર મનોજકુમાર, નિસર્ગ અને મલ્લિકાને ઘેર લઈ ગયા. પ્રાર્થના સાથે પરિચય કરાવ્યો.

પ્રાર્થનાએ સસ્મિત ચહેરે નમસ્કાર કરી, આવકાર આપ્યો, 'પધારો.'

શ્વેત વસ્ત્રોમાં સજ્જ, શાંત, નમણી અને હસમુખી પ્રાર્થનાને મનોજકુમાર જોઈ રહ્યા.

'પ્રાર્થના, બધાંની રસોઈ બનાવવાની છે. અમે ક્રિયા પતાવીશું. તારે મલ્લિકાને હોડીની સફર કરાવી, કિનારા પરનાં તીર્થધામોનો મહિમા સમજાવવાનો છે.'

'જી.'

બે દિવસમા અસ્થિ વિસર્જનથી માંડી, બારમા-તેરમા અને પિંડ વહેરવાની ક્રિયા શાંતિપાઠ સાથે જટાશંકરે ખૂબ સ્વસ્થતાથી પૂરી કરી

મલ્લિકા પ્રાર્થના સાથે ફરી. નર્મદાના નીર પર વહેતી નૌકામાં મલ્લિકાને મઝા પડી.

બે દિવસના પરિચયમાં જટાશંકર અને મનોજકુમાર વચ્ચે ખૂબ વાતો થઈ. વાતચીત પરથી ખબર પડી કે મનોજકુમારના પિતા તુળજાશંકર અને જટાશંકરના પિતા શિવશંકર મિત્રો હતા, વિસરાયેલા સબંધો તાજા થયા.

મનોજકુમાર પ્રાર્થનાની રસોઈથી, સાદગીપૂર્ણ, મર્યાદાશીલ અને સંસ્કારી વર્તનથી પ્રભાવિત થયા.

જટાશંકરને એકાંત મળતાં કહ્યું, 'પ્રાર્થનાની સગાઈ થઈ ચૂકી છે ?'

'ના, સુયોગ્ય જીવનસાથીની શોધમાં છું.'

'મારી વાત અયોગ્ય લાગે તો અસ્વીકાર કરી શકો છો. મારે એક પ્રસ્તાવ મૂકવાનો છે.'

'કહો.'

'મારા પુત્ર નિસર્ગ માટે અમે પ્રાર્થના જેવી સંસ્કારી યુવતીની શોધમાં હતા. તમે અમને યોગ્ય સમજો તો આ સંબંધ બાધવાની અમારી ઇચ્છા છે.'

'મનોજભાઈ, 'ઘેર બેઠા ગંગા આવી' એ શબ્દપ્રયોગ સાંભળ્યો હતો. શાસ્ત્રોમાં. દૃષ્ટાંતો પણ વાંચ્યાં હતાં. આજે ગંગાનો સાક્ષાત્કાર કરી રહ્યો હોઉં એવી લાગણી અનુભવું છું, પણ નિસર્ગકુમારનો અભિપ્રાય જાણવો જરૂરી છે. વડીલો નક્કી કરે તે પાત્ર સાથે પરણી જવાનો જમાનો વહી ગયો છે.'

'હું જાણું છું. મેં નિસર્ગનું મન જાણી લીધું છે. તમે પ્રાર્થનાને પૂછી લેજો.'

'ભલે, છતા નિસર્ગકુમાર અને પ્રાર્થના આ અંગે પ્રત્યક્ષ વાત કરી લે એ જરૂરી લાગે છે. બીજા અર્થમાં કહું તો 'ઇન્ટરવ્યૂ' લઈ લે.'

મનોજકુમાર હસી પડ્યા.

જટાશંકરની મેડીએ નિસર્ગ અને પ્રાર્થનાનો 'ઇન્ટરવ્યૂ' ગોઠવાયો.

નિસર્ગ અને પ્રાર્થનાએ પરસ્પરને પસંદ કર્યાં હતાં. મલ્લિકાએ પણ 'પ્રાર્થના ભાભી બને તો ગમે' એવો અભિપ્રાય આપ્યો.

મનોજકુમારે કહ્યું, 'પિતાની વરસી એક મહિનામાં વાળી દઈશુ, જેથી પહેલા મુહૂર્તમાં લગ્ન લઈ શકાય.'

'તો આ વાત પાકી સમજુંને ?'

'જરૂર. મેં ખુદ પ્રાર્થનાને માગી લીધા છે પછી કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.'

'તમે જાન લઈને આવશોને ?'

'હા. વતનમાં જાન લઈને આવવાનું ગમશે. જાનમાં ખૂબ મર્યાદિત માણસો લાવીશું જેથી તમારા પર ભારે આર્થિક બોજ ન પડે. અમારું સર્કલ વિશાળ છે એટલે મુંબઈમાં સત્કાર-સમારંભ ગોઠવીશું.'

'કોઈ રીતરિવાજ હોય તો જણાવી દેજો, જેથી વ્યવસ્થા કરી શકું.'

'દહેજ પ્રથાને હું ધિક્કારું છું. કંકુ અને કન્યા આપશો તો ચાલશે. એટલુ જરૂર ઇચ્છું છું કે, પ્રાર્થના મારી પુત્રી બનીને રહે. મલ્લિકા તો પરણીને બે વર્ષમા ચાલી જશે. મારે પુત્રી તો જોઈશે ? કેવળ પુત્રવધૂ બની, કોઈ ને કોઈ નિમિત્ત ઊભું કરી, આજની

મોટાભાગની યુવતીઓની જેમ જુદા રહેવાની વાત ન કરે. પત્નીના મૃત્યુ પછી નિસર્ગ મલ્લિકાના સુખ ખાતર તો મેં બીજું લગ્ન નથી કર્યું, નિસર્ગને મેં પ્રાણથી પણ અધિક ચાહ્યો છે. એનો વિરહ હું સહી નહીં શકું. એટલી અપેક્ષા જરૂર રાખું છું.'

'પ્રાર્થના એવું નહીં કરે. મારા સંસ્કાર પર મને શ્રદ્ધા છે.'

પ્રાર્થના અને નિસર્ગ એકબીજાની નજીક આવે એ હેતુથી મનોજકુમાર એક દિવસ વધુ રહી ગયા.

પ્રાર્થના અને નિસર્ગ નૌકાવિહાર કરવા નીકળ્યાં. પ્રાર્થના જીવનમા પહેલી જ વાર કોઈ યુવક સાથે ફરવા નીકળતી હતી. તેની આંખો લજ્જાથી લદાઈ ગઈ હતી.

મનોજકુમારે જતાં જતાં કહ્યું, 'એકાદ મહિનામાં પિતાજીની વરસી વાળવા આવીશ ત્યારે બધું વિગતવાર નક્કી કરી લઈશું. નક્કી કરવાનો અર્થ દહેજ, રીત-રિવાજ એવું ન સમજશો.'

'એ આપની ખાનદાની છે, છતાં અમે અમારી શક્તિ મુજબ વ્યવહાર કરીશું.'

મનોજકુમારની કાર ઊપડી ગઈ—

'મુંબઈમાં રહેવા છતાં, આટલા શ્રીમંત હોવા છતા મનોજ-કુમારમા ધર્મના સંસ્કારો કેવા જળવાઈ રહ્યા છે. એ સંસ્કારોએ જ એમને નમ્ર અને સજ્જન બની રહેવા પ્રેર્યા છે. પ્રાર્થના બેટી, જોયુંને, લગ્ન કેવો સંયોગ છે. માણસ મથી મથીને થાકી જાય છે તો પણ મેળ બેસતો નથી અને થવાનું હોય તો અનાયાસે થઈ જાય છે. નર્મદામૈયા અને શ્રીકૃષ્ણની કૃપાનું આ ફળ છે. નિસર્ગ તને કેવો લાગ્યો ?'

'એમના પિતા જેવા જ સજ્જન લાગ્યા.' પ્રાર્થના લજાઈ અંદર દોડી ગઈ.

જટાશંકર અને પ્રાર્થના અમદાવાદ જવાની તૈયારીએ

લાગ્યા. રીનાને ચડાવવા માટે દાગીના તૈયાર હતા. ગામના સોની પાસે પોલિશ કરાવી લીધા. વડોદરા ઊતરી બનારસી સાડી ખરીદવાનુ નક્કી કર્યું.

જટાશંકરને ઘેર થતી અવરજવર જોઈ, જટાશંકરના મિત્રો મળવા આવ્યા.

જટાશંકરે પ્રણવ અને પ્રાર્થનાના વિવાહની વાત કરી.

ગામમાં વાત પ્રસરી.

'જટાશંકર નસીબદાર છે. પ્રણવ અને પ્રાર્થનાના વિવાહ શ્રીમંત કુટુંબોમા થયા છે. જટાશંકરને શ્રીમંત અને ખાનદાન વેવાઈ મળ્યા છે. જટાશંકર અને પ્રાર્થના પ્રણવના લગ્નમા અમદાવાદ જાય છે. જટાશંકરે સગા બાપ કરતા વધુ ફરજ બજાવી છે. જટાશંકરનુ તપ ફળ્યુ છે.'

સાંજે નર્મદાસ્નાન કરી, ઓવારાનાં પગથિયાં ચડતા હતા ત્યાં ઊતરતા અંધકારમાં સ્ત્રીસ્વર સંભળાયો, 'પંડ્યા, અભિનંદન. તમે પ્રાર્થના અને પ્રણવ પ્રત્યે સારી રીતે પિતૃઋણ અદા કર્યું છે.'

'પંડ્યા' શબ્દ સાભળી ધૂનમા પગથિયાં ચડતા જટાશંકરના શરીરમાંથી ધ્રુજારી પસાર થઈ ગઈ. માત્ર એક જ સ્ત્રી – રેવતી –જ જટાશંકરને 'પંડ્યા' અટકથી સંબોધતી હતી.

જટાશંકરે ઢળતા પ્રકાશ અને ઊગતા અંધકારમાં જોયુ તો સામે નતમસ્તકે ઊંચી, પાતળી, ઘાટીલી, ગૌરવર્ણી રેવતી ઊભી હતી – જેને જટાશંકર રેવા કહેતા હતા.

'રેવા, પ્રણવ અને પ્રાર્થનાને ન્યાય કરવા તને અન્યાય કર્યો છે.' જટાશંકરના શબ્દો પર પાણી પરની લીલની જેમ વિષાદ તરવરતો હતો.

માણસોની અવરજવર ચાલુ હતી.

રેવતી મંદ મંથર ચાલે પગથિયાં ઊતરવા લાગી.

જટાશંકર દીર્ઘ નિ:શ્વાસ નાખી મનોમન બોલ્યા, 'રેવા, હું તારો અપરાધી છું. જીવનમાં એક જ અપરાધ કર્યો છે, માત્ર તારો.'

જટાશંકર પગથિયાં ચડવા લાગ્યા—

રેવા–રેવતી જટાશંકરના ધર્મનિષ્ઠ–કર્મનિષ્ઠ જીવનનો પહેલો અને આજ પર્યંતનો છેલ્લો અપરાધ હતી.

જટાશંકર ઉદાસ ચહેરે ઘરમાં પ્રવેશ્યા.

*

## [૩]

જટાશંકરને જમાડતી પ્રાર્થનાથી જટાશંકરની વ્યગ્રતા છાની ન રહી. તેણે જોયું કે કાકાબાપુના ચહેરા પર રોજની શાંતિ, સ્વસ્થતા અને પ્રસન્નતાને બદલે વિષાદની રેખાઓ અંકિત થઈ હતી. જમતાં જમતાં ઊંડા વિચારોમાં ડૂબી જાય છે.

'કાકાબાપુ, શરીરને કંઈ અસુખ લાગે છે? કાલે સવારે તો આપણે પ્રણવભાઈ લગ્ન માટે જવાનું છે. ઠીક ન લાગતું હોય તો એકાદ–બે દિવસ પછી નીકળીશું.'

જટાશંકર સમજી શકયા કે ચિત્તની વ્યગ્રતાનું કારણ જાણતી ન હોવા છતાં પ્રાર્થનાના ચહેરા પરની વ્યગ્રતા વાંચી શકી છે. તેમણે હસવાનો પ્રયત્ન કરતાં કહ્યું, 'પ્રાર્થના, બેટી! શરીરને અસુખ નથી, પણ મન ઉદ્વેગ અનુભવે છે.'

'મનના ઉદ્વેગનું શું કારણ છે? પ્રણવભાઈ દૂર જતા જાય છે એ કારણ છે?'

'માત્ર એ જ કારણ નથી. ચિત્ત કયારેક સકારણ–અકારણ ઉદ્વેગ અનુભવતું હોય છે. મન એવ મનુષ્યાણામ્ કારણમ્ બન્ધ મોક્ષયો:। છોડ એ વાત. કાલની બધી તૈયારી થઈ ગઈ છે?'

પ્રાર્થનાને લાગ્યું કે કાકાબાપુનો ઉદ્વેગ સકારણ છે. વધુ પૃચ્છા કરવાનું ઉચિત ન લાગતાં પ્રાર્થનાએ કહ્યું, 'બધી જ તૈયારી થઈ ગઈ છે. સિવાય કે પૈસા.'

'રકમ મેં એકઠી કરી લીધી છે. કમાણી સારી થાય છે. આપણા બે જણનો ખર્ચ પણ શો? તારા લગ્નખર્ચની વ્યવસ્થા પણ થઈ છે. એ અંગે પણ નચિંત રહેજે.'

જટાશંકરે જમીને પટારામાંથી ઘરેણાંની નાની પેટી અને લાલ રેશમી કપડાથી બાંધેલુ રૂપિયાનુ બંડલ પ્રાર્થનાને આપતાં કહ્યું, 'પેટીમાં તારી ભાભી માટે ઘરેણાં છે. બંડલમાં રૂપિયા છે. તારી બાનાં ઘરેણાના બે ભાગ પાડી દીધા છે. તારે માટે પણ એક પેટી અનામત રાખી છે. સાચવીને મૂકી રાખી છે. તારા કન્યાદાનની પણ સગવડ કરી લીધી છે.'

પ્રાર્થનાએ કહ્યું, 'ગીતાપાઠ કરીને વહેલા ઊંઘી જજો. સવારે વહેલાં ઊઠવાનું છે.'

'ભલે, તું જા અને મારી ચિંતા કર્યા વગર શાંતિથી ઊંઘી જજે. હું જાણું છું તું મારી ખૂબ ચિંતા કરે છે. તું તો મારી ડાહી દીકરી છે.

પ્રાર્થના દાદર ઊતરી નીચે આવી.

પ્રાર્થના નીચે સૂતી હતી, જટાશંકર મેડીએ સૂતા હતા. વર્ષોનો એ ક્રમ હતો.

જટાશંકર મનની વ્યગ્રતાને શમાવવા 'ગીતાપાઠ' કરી, કાથીની ખાટલી પર સૂતા.

'ગીતાપાઠ'થી વ્યગ્રતા ઓછી થઈ, પણ ચિત્ત પૂરું શાંત ન થયું. તેમની દૃષ્ટિ સમક્ષ રેવતી તરવરી રહી. રેવતીને કરેલો અન્યાય ડંખવા લાગ્યો. વ્યગ્ર ચિત્ત નિદ્રાનુ વેરી બની ગયું.

જટાશંકર યુવાનીમા નાજુક, નમણી અને ગૌરવર્ણી રેવતીના પ્રેમમાં હતા. રેવતી પણ જટાશંકર પ્રત્યે અનુરાગ ધરાવતી હતી.

નાના ગામમાં જટાશંકર અને રેવતીનું મિલન શક્ય નહોતું, નર્મદા તટે રેવતી ત્રાબાનાં બેગડાં લઈને આવતી. જટાશંકર નર્મદા-સ્નાન કરવા આવતા ત્યારે નર્મદાકિનારે, ઓવારાનાં પગ- ચડતાં–ઊતરતાં બન્ને થોડી ક્ષણો પરસ્પરને અમીભરી દૃષ્ટિ રહેતાં. તક મળે તૂટક તૂટક વાતો કરી લેતાં.

'હું તને રેવતી નહીં', રેવા કહીશ,' જટાશંકરે ઓવારા પર મળેલી રેવતીને કહેલું.

'રેવા નામ ઘણું જૂનું લાગે છે, પણ તમારા મુખેથી રેવા-રેવતી જે કહેશો તે ગમશે.' રેવતીએ શરમાઈને ઉત્તર આપેલો.

'હું તો રેવા જ કહીશ. નર્મદાનું બીજું નામ રેવા છે. હું નર્મદાભક્ત છું. મને નર્મદાનો પર્યાય રેવા બહુ ગમે છે.'

'માત્ર નામનો પર્યાય જ ગમે છે?'

'નામનો પર્યાય ધરાવતી; મારી સન્મુખ ઊભેલી રેવા-રેવતી પણ...'

થોડા થોડા દિવસે થતા આવા વાર્તાલાપથી પરસ્પર લાગણી ઘૂંટાઈને ઘેરી બનતી.

વારતહેવારે, ઉત્સવોમાં અને મંદિરોમાં મુલાકાત થતી. લોકનજરથી બચીને બન્ને એકબીજાને જોઈ રહેતાં. તક મળ્યે વાત કરી લેતાં.

'રેવા, રોજ સવારે કે સાંજે સમય નક્કી કરીને તું પાણી ભરવા આવે તો નજર ભરીને તને જોઈ લઉં તોય સંતોષ થશે.'

પછી તો રેવતી સમય સાચવીને આવતી. જટાશંકર પણ એ સમયે ચક્કર મારી લેતા. એકબીજા સામે જોઈ સ્મિત કરી લેતા. લાગ મળે બેચાર વાક્યો બોલી લેતાં.

નોરતામાં ગુજરાત-સૌરાષ્ટ્રની લોકકલાના અભિજાત પ્રતીક સમા ગરબા-રાસની રમઝટ જામતી ત્યારે રેવતી ગરબે ઘૂમતાં જટાશંકરને જોઈ લેતી. જટાશંકર પણ મોડી રાત સુધી અંગમરોડ સાથે હીંચ લેતી રેવતીને જોઈ આનંદ પામતા. ક્યારેક ક્ષણ-વિક્ષણ નેત્રોનું તાદાત્મ્ય થતાં, બન્નેના હોઠ પર પ્રસન્નતાનું સ્મિત રેલાઈ જતું.

ખૂબ મર્યાદાશીલ હતો બન્નેનો પ્રેમ. પ્રેમના મિથ્યા પ્રલાપો-આકાશના ચાંદ-સિતારા તોડી લાવી વેણીમાં ગૂંથવાની

આકાશકુસુમવત્ વાતો નહોતી. સ્પર્શા–સ્પર્શી કે છેડછાડનો ઉન્માદ નહોતો. એક મર્યાદાપૂર્ણ અંતરથી બન્ને મળતાં, એકબીજાને અમીટ દૃષ્ટિએ જોઈ રહેતાં. બેચાર વાક્યો બોલી લેતાં. પરિતૃપ્તિની લાગણી અનુભવતાં. છૂટાં પડતા.

આમ છતાં રેવતી પર જેમની નજર ઠરેલી એવા ગામના જુવાનિયાઓ રેવતીની આસપાસ પડછાયાની જેમ ઘૂમ્યા કરતા. રેવતીને આકર્ષવા જાત જાતની તરકીબો કરતા, પણ હમેશાં નજર ઝુકાવીને ચાલતી રેવતી તરફથી લેશમાત્ર પ્રતિભાવ ન મળતાં, તેમના અંતરમાં વિદ્વેષના તણખા ઝરતા.

રેવતીને જટાશંકર સાથે વાતો કરતાં, સ્મિત રેલાવતાં જોઈ, રેવતીના ચાહકોને લાગ્યું કે રેવતી જટાશંકરના પ્રેમમાં છે. તેમણે ગામમા રેવતી અને જટાશંકરના સંબંધો અંગે ગુસપુસ શરૂ કરી દીધી, 'કોઈને કહીશ નહીં'ની સૂચના આપનાર–સાંભળનાર એ વાત બીજાઓને એ રીતે કહેતા.

એક દિવસ તક મળતાં રેવતીએ કહ્યું, 'પંડ્યા, આપણા સંબંધો અંગે લોકો વાતો કરે છે. મારા બાપુજીએ પણ કાલે મારું ધ્યાન દોર્યું હતું. વિધુર પિતાએ દુઃખી થઈ કહ્યું હતું, 'રેવતી, પંડ્યા સાથે પરણી જવું હોય તો મારી સંમતિ છે. ન પરણવું હોય તો સંબંધો પર પૂર્ણવિરામ મૂકી દે. નાહકની બદનામ થઈ જઈશ. એકવાર બદનામીનો ડાઘ ચારિત્ર્ય પર બેસી જશે તો નર્મદામૈયાના સમસ્ત પવિત્ર પાણી પણ એ ડાઘને ભૂસી નહીં શકે. પુરુષ તો તાંબાના લોટા જેવો છે. માંજો એટલે ઊજળો. યુગોથી સમાજ સ્ત્રીઓના ચારિત્ર્યોનો હિસાબ માગતો આવ્યો છે. સતી સીતામૈયાને પણ લોકદૃષ્ટિએ છોડ્યાં નહોતાં, તો તારી વિસાત શું?'

મેં ચૂપચાપ બાપુજીનાં વચનો સાંભળી લીધાં હતાં. એમની વાત ખોટી નથી, એમના સુધી વાત પહોંચાડનારા પણ ખોટા નથી. આપણાં શરીરો ભલે સંયમની સીમામાં રહ્યાં હોય,

વચ્ચે અંતરનો અનુરાગ તો છે જ ને ?'

જટાશંકરે રેવતીને પહેલી જ વાર આટલું લાંબું બોલતાં સાભળી હતી.

'રેવા, તારી, તારા બાપુજીની અને સમાજની વાત ખોટી નથી. હું મોટાભાઈ પ્રેમશંકરને અને માતાતુલ્ય ભાભીને આજે વાત કરીશ. બાપુજીના મૃત્યુ પછી મારાથી દસેક વર્ષ મોટા હોવા છતાં મોટાભાઈએ મને કદી પિતાની ખોટ સાલવા દીધી નથી. મોટાભાઈ ચુસ્ત બ્રાહ્મણ છે. તુ પણ બ્રાહ્મણ કુળની છે. મને જરૂર સંમતિ આપશે. બે દિવસમા હું તેમને કહીશ. પછી તારા બાપુજી પાસે વિધિસર માગું નખાવજે. લોકોએ ભલે વિદ્વેષથી કામ કર્યું પણ આપણે માટે એ વિદ્વેષ આશીર્વાદરૂપ સાબિત થશે. આ ન બન્યું હોત તો હજુ કયા સુધી આપણે એકબીજાને જોઈ રાજીપો અનુભવ્યાં કરત.' જટાશંકરે પણ પહેલી જ વાર દીર્ઘ વાક્યો ઉચ્ચાર્યા.

રાતે જટાશંકરે બીજે દિવસે મોટાભાઈ–ભાભીને વાત કરવા માટે શબ્દો ગોઠવવા માંડ્યા. જટાશંકરની સાત પેઢીમાં કોઈએ પ્રેમલગ્ન કર્યું નહોતું આથી જટાશંકર ક્ષોભ અનુભવતા હતાં, છતાં એમને શ્રદ્ધા હતી કે રેવતી બ્રાહ્મણકુળની હોવાથી, ગામની પરિચિત છોકરી હોવાથી અને મોટાભાઈ રેવતીના પિતાને ઓળખતા હોવાથી એમની પસંદગીને સંમતિ આપશે.

પરંતુ 'બલિયસી કેવલમ્ ઈશ્વરેચ્છા ।' એ ન્યાયે જટાશંકરના મનની વાત મનમા જ રહી ગઈ. સવારે નર્મદા–સ્નાન કરવા ગયેલાં ભાઈ–ભાભી ઉપરવાસમાં ભારે વરસાદ થવાથી, અચાનક ઘોડાપૂરમાં તણાઈ ગયાં અને જટાશંકરના ભાગ્યમાં મોટાભાઈ–ભાભીનાં નિશ્ચેષ્ટ દેહ જોવાનુ નિમાયું હતું. મલ્હારરાવ ઘાટના છેલ્લા પગથિયા પૂરનાં પાણી ધસી આવ્યાં હતાં. બે કાઠે છલોછલ વહેતી

નર્મદાએ માઝા મૂકી હતી. ગ્રામ આખામાં હાહાકાર મચી ગયો હતો...

જટાશંકરની ઉંમર ત્યારે વીસ વર્ષની હતી. મોટાભાઈ-ભાભીનાં બે સંતાનો – પાંચ વર્ષના પ્રણવ અને ત્રણ વર્ષની પ્રાર્થના – ની જવાબદારી માથે આવી પડી હતી. જટાશંકર માટે ધર્મસંકટ ઊભું થયું, 'રેવાને પરણીને સંસાર વસાવવો કે પ્રણવ-પ્રાર્થનાના ઉછેરની જવાબદારી ઉઠાવવી? રેવા સાથે લગ્ન કરે અને રેવા પ્રણવ-પ્રાર્થનાને દામ્પત્ય-જીવનમાં અડચણરૂપ માને તો? પોતાનાં સંતાનો થતાં ઉપેક્ષાભર્યું વર્તન કરે તો? રેવા કદાચ, એમ ન કરે, પણ હું રેવા સાથેના સંસારમાં ડૂબી જઈ પ્રણવ-પ્રાર્થનાની અવહેલના કરી બેસું તો? મને પિતાની હૂંફ આપી ઉછેરનાર, ક્રિયાકાંડોની દીક્ષા આપનાર મોટાભાઈ-ભાભીનાં સંતાનો પ્રત્યે મારી માત્ર ફરજ નથી, ધર્મ પણ છે. મારા નિજી સુખ માટે હું કૃતઘ્ની ન બની શકું. પ્રણવ-પ્રાર્થનાને ન્યાય આપવા માટે મારે રેવાને અન્યાય કરવો પડે'

જટાશંકર માટે નિર્ણય લેવાની ઘડી આવી પહોંચતા તેમણે તીવ્રતમ મનોમંથન અનુભવ્યું. એમને અર્જુનના વિષાદ યોગનુ સ્મરણ થયું. 'શું કરવુ? સ્ત્રી-પુરુષનો પ્રેમ વૈયક્તિક અનુભૂતિ છે, અનુભવ છે. ધર્મ સાર્વજનિક તત્ત્વ છે, સત્ત્વ છે. રેવા હજુ અઢાર વર્ષની જ છે. સુંદર છે, સુશીલ છે, સંસ્કારી છે, પરણતા જ બે સંતાનોની જવાબદારીથી કચડાઈ જાય એના કરતાં બીજા કોઈ યોગ્ય પાત્ર સાથે પરણી જાય એ વધુ ઉચિત છે. બીજી કોઈ સ્ત્રી માટે હું રેવાનો દ્રોહ કરતો નથી. મારો ધર્મ બજાવવા માટે એને અન્યાય કર્યા સિવાય અન્ય વિકલ્પ નથી.'

જટાશંકરે નિર્ણય કરી લીધો.

ભાઈ-ભાભીની સત્તરમા સુધીની તમામ વિધિ કર્યા પછી જટાશંકર એક સાંજે ઘાટનાં પગથિયા પર રેવતીને મળ

'રેવા, મારે તને અન્યાય કરવો પડશે. પ્રણવ–પ્રાર્થનાનો ઉછેર મારો ધર્મ બની જાય છે.'

'ભલે, તમે તમારો ધર્મ સુપેરે બજાવો.'

'તારે ઠપકો આપવો નથી ?'

'તમારા સંજોગો હું જાણું છું. તમારી નિષ્ઠા માટે મને આશંકા નથી. આપણા ઋણાનુબંધનું વિધિએ અહીં પૂર્ણવિરામ લખ્યું હશે. પંડ્યા, તમે દોષની કોઈ પણ લાગણી અનુભવ્યા સિવાય સ્વસ્થતાથી તમારો ધર્મ નભાવજો. મારી કોઈ ફરિયાદ નથી'

રેવતી સડસડાટ પગથિયાં ઊતરી ગઈ.

રેવતી આટલી સહજતાથી પરિસ્થિતિને કોઈ પણ જાતના દોષારોપણ કે દલીલો કર્યા સિવાય સ્વીકારી લેશે એ જટાશંકર માટે કલ્પનાતીત હતું.

જટાશંકરે ઇચ્છયું કે, રેવતી ફરિયાદ કરે, દોષારોપણ કરે પણ એવું કોઈ આચરણ રેવતી તરફથી ન થતા, જટાશંકરના અંતરમા દોષની લાગણી ઘર કરી ગઈ. પોતાની જાતને રેવતીના અપરાધી માનવા લાગ્યા.

ત્યાર બાદ જટાશંકરને ખબર પડી કે રેવતીના બાપુજી ગંભીર માંદગીમાં સપડાયા છે. વડોદરાની સયાજી હૉસ્પિટલમાં બતાવી આવ્યા છે. ડૉકટરોએ 'બ્લડ કેન્સર'નું નિદાન કર્યું છે. ખૂબ ઇચ્છા છતાં જટાશંકર રેવતીના બાપુજીની ખબર જોવા જવાની હિંમત ન કરી શક્યા.

છેલ્લી ઘડીઓ ગણતા બાપુજીની પુત્રીના હાથ પીળા કરવાની ઝંખના પૂર્ણ કરવા રેવતીએ લગ્નની સંમતિ આપી. રેવતીનાં લગ્ન ડભોઈના દયાશંકર ગોરના પુત્ર ગૌરાંગ સાથે નક્કી થયાં છે. જટાશંકરને કંકોતરી મળી મંગળપ્રસંગે રેવતીની નજર સમક્ષ ઉપસ્થિત થઈ રેવતીને દુઃખ પહોંચાડશે અને પોતે પણ દુઃખી થશે વિચારી જટાશંકર રેવતીના લગ્નમાં ન ગયા. જ્ઞાતિજન દ્વારા

ચાંલ્લો મોકલાવી દીધો.

રેવતી પરણીને ડભોઈ જતી રહી. પછી તો ગામમાં વાત આવી કે રેવતીનો પતિ ગૌરાંગ જુગારી છે, દારૂડિયો છે, અમેરિકન ફ્રિચર્સ રમે છે, રેવતીને મારઝૂડ કરે છે અને રેવતીના જટાશંકર સાથેના સંબંધો યાદ કરી રોજ મેણાં મારે છે. રેવતી ખૂબ દુઃખી છે.

જટાશંકરે મનોમન સ્વીકાર્યું કે, રેવતીની આ દશા બદલ પોતે જ જવાબદાર છે. જટાશંકરની દોષની ભાવના ઘૂંટાઈ.

રેવતી એના બાપુજીના મૃત્યુપ્રસંગે ગામમાં પાછી ફરી. જટાશંકરને રેવતીને મળી ક્ષમા માગવાની ઘણી ઇચ્છા થઈ, પણ રેવતીની નજરનો સામનો નહીં કરી શકાય એમ લાગતાં, રેવતીને આશ્વાસન આપવા પણ ન ગયા.

સમયના વહેણમાં વીસ વર્ષો તણખલાની જેમ તણાઈ ગયાં.

જટાશંકરે બાપ–દાદાનો વ્યવસાય અપનાવી લીધો. ક્રિયા-કાંડમાં પારંગત બન્યા. દૂર દૂરથી લોકો મરણોત્તર વિધિ કરાવવા જટાશંકર પાસે આવતા. જટાશંકરે ધર્મ અને કર્મમાં જાતને ડુબાડી દીધી.

પ્રણવનાં લગ્ન નક્કી થયાં. પ્રાર્થનાના વિવાહ નક્કી થયા. જટાશંકરે પોતાની ફરજ પૂરી કરી. તેઓ કૃતકૃત્યતાનો પરિતોષ અનુભવતા હતા.

પ્રણવના લગ્નમાં અમદાવાદ જવાની આગલી સાંજે બે વર્ષ પહેલાં નિ:સંતાન વિધવા બની ગામમાં પાછી ફરેલી રેવતી ઘાટના પગથિયાં પર અનાયાસે મળી ગઈ. ઘણાં વર્ષો પછી રેવતીના શબ્દો સંભળાયા, 'પંડ્યા, અભિનંદન. તમે પ્રાર્થના અને પ્રણવ પ્રત્યે સારી રીતે પિતૃઋણ અદા કર્યું છે!'

જટાશંકરે ક્ષોભ અનુભવ્યો. વ્યગ્ર ચિત્તે ઘેર પાછા ફર્યા. અડધી રાત સુધી રેવતી અંગે વિચારતા રહ્યા. વલોપાત કરતા

રહ્યા, 'રેવતી, મારા જીવનનો પહેલો અપરાધ તુ છે. એ અપરાધના ડંખો અંતરને કોર્યા કરે છે. રેવતી, તને દુઃખી કરીને હું પણ સુખ પામ્યો નથી. અલબત્ત, પ્રણવ–પ્રાર્થના પ્રત્યે ધર્મ બજાવ્યાનો સંતોષ જીવનને બળ આપ્યા કરે છે.'

જટાશંકરની આંખો મોડી રાતે મીંચાઈ ગઈ.

ભળભાખરું થતાં પ્રાર્થનાએ જગાડચા, 'કાકાબાપુ, ઊઠો. જવાની તૈયારી કરવાની છે. હું ચા મૂકું છું.'

વહેલી સવારે વડોદરા થઈ અમદાવાદ જવા જટાશંકર અને પ્રાર્થના નીકળી પડચાં.

બસમાં પ્રાર્થનાએ કહ્યું, 'પ્રણવભાઈ અમદાવાદ સ્થિર થશે. હું પણ થોડા સમયમાં મુંબઈ ચાલી જઈશ. પછી તમે એકલા પડી જશો.'

'જીવનના એ ક્રમની માનસિક તૈયારી રાખી છે જ. નર્મદા મૈયા, શ્રીકૃષ્ણની ભક્તિ અને યજમાનોના ક્રિયાકાંડમાં જીવન વીતી જશે...'

'કાકાબાપુ, એક સૂચન કરું? માઠું ન લગાડશો.'

'બોલ બેટી!'

'તમે રેવતીબહેનને પરણી જાવ તો જીવનની એકલતાને સહારો મળશે. અને રેવતીબહેનને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત થઈ જશે.'

'પ્રાર્થના!' જટાશંકરના શબ્દો ધ્રૂજી ઊઠચા.

'તમે અમારા સુખ માટે તમારા પ્રેમનું બલિદાન આપ્યું છે એ અમે જાણીએ છીએ.'

જટાશંકરના શરીરમાંથી જોરદાર ધ્રુજારી પસાર થઈ ગઈ, ખખડધજ બસ જટાશંકરના મનના આંદોલનની જેમ ઊછળતી કૂદતી હતી.

*

સાંજ ઢળી ગઈ હતી.

સામાન્ય રીતે ગ્રામવિસ્તારોમાં મુકાય છે એવી ખખડધજ એસ.ટી. બસ અમદાવાદના 'ગીતા મંદિર' સ્ટેન્ડના બદલે પાલડી ખાલી થઈ ગઈ.

માનવતાને ભૂંજી નાખતાં, છાશવારે થતાં કોમી રમખાણોથી આસ્ટોડિયા, જમાલપુર, કાલુપુર, દરિયાપુર વિસ્તારોમાં એકાએક કર્ફ્યુ ઝિંકાયો હતો. બસ-સ્ટેન્ડ પર રોજની ગિરદી નહોતી.

અન્ય મુસાફરોની સાથે જટાશંકર અને પ્રાર્થના બસમાંથી ઊતર્યાં.

જટાશંકરે પતરાની બેગ લીધી. ખભે થેલો ભેરવ્યો. પ્રાર્થનાએ ચામડાની સૂટકેસ લીધી.

જટાશંકરની પતરાની બેગની આંકડી નીકળી ગઈ. બેગ ઊઘડું ઊઘડું થઈ રહી. જટાશંકર બેગને બગલમાં દબાવી, બસમાંથી ઊતર્યા.

'પ્રાથના, બેગને આંકડી નખાવવી પડશે.' જટાશંકર બોલ્યા.

'પણ અત્યારે...?'

'આમ તો અમદાવાદ ગુજરાતનું સૌથી મોટું શહેર છે. હજુ તો રાત પડી નથી. કોઈ દુકાન શોધી કાઢવી પડશે.' જટાશંકરે આમતેમ નજર દોડાવી.

મુસાફરો રિક્ષાઓ પકડી, મુકામ તરફ ચાલવા લાગ્યા.

'કાકાબાપુ, સોપો કેમ પડી ગયો ? સાંજે તો વાહનોથી ધમધમી ઊઠતું હોય છે.' પ્રાર્થના બોલી.

જટાશંકરનુ ધ્યાન આંકડીમાં પરોવાયું હતું. તેમણે પ્રાર્થનાના શબ્દો ન સાંભળ્યા. એક તો પ્રણવના શ્રીમંત સાસરિયે પહેલીવાર એક સીધાસાદા ગામડિયા તરીકે જવાનું છે અને તેમાંય આવી લઘરવઘર દશામાં, અને તેમાંય પાછી વર્ષોજૂની પતરાની બેગ બગલમાં દબાવીને જતાં તેઓ ભારે ક્ષોભ અનુભવતા હતા.

અચાનક તેમની નજર દીવાલ પર લખાયેલા મોટા અક્ષરો પર પડી, 'અહીં આંકડી નાખી આપવામાં આવે છે.' તેમનો ચહેરો હસી પડયો.

એક રિક્ષાવાળો આવીને ઊભો, 'કાકા, ક્યાં જવુ છે? ક્યારના મૂંઝાવ છો?' રિક્ષાવાળો બીડીનો છેલ્લો કશ લઈ, ધુમાડા ઉડાડતો, સળગતી બીડી સડક પર ફેંકી દેતાં બોલ્યો.

'શાહીબાગ જવું છે. 'નિરાંત' બંગલામાં.'

'બેસી જાવ.'

જટાશંકર અને પ્રાર્થના રિક્ષામાં બેસી ગયાં.

'ભાઈ, પહેલાં પેલી દીવાલ આગળની દુકાન પર લઈ જા. બેગને આંકડી નખાવવાની છે.'

રિક્ષાવાળો દીવાલ પર નજર કરી હસી પડયો, 'કાકા, બેગની આંકડીની વાત નથી.'

'તો?'

'સ્ત્રીઓને સંતતિનિયમન માટે નખાતી આંકડીની વાત છે.'

'માળું આય ખરું! હું તો સમજ્યો હતો કે...'

પ્રાર્થનાના હોઠ મલકી ઊઠયા.

'ભાઈ, સોપો પડી ગયો હોય એવું વાતાવરણ કેમ લાગે છે?'

'કોમી દંગલ થતાં એકાએક કર્ફ્યુ નખાઈ ગયો છે. લોકો પણ હવે ટેવાઈ ગયા છે.'

જટાશંકર વર્ષોથી કોમી હુલ્લડ, ચીભડાંની જેમ કપાતાં સ્ત્રીઓ, સળગતી ઇમારતો, લૂંટાતી દુકાનો અને દિવસો સુધી

નખાતા, હળવા થતા કર્ફ્યુ વિશે છાપામાં સમાચારો વાંચી દુઃખ અનુભવતા હતા. તેમનાથી બોલાઈ ગયું, 'કયા ધર્મમાં માણસ માણસ વચ્ચે ભાગલા પાડવાનું લખ્યું છે? વિશ્વભરના માણસના લોહીનો રંગ એક જ છે. તો પછી આ દુશ્મનાવટ શા માટે? ભારત સ્વતંત્ર થયા પછી, આવાં કોમી દંગલો વધી ગયાં છે. નેતાઓએ સત્તા પ્રાપ્ત કરવા, સત્તા ટકાવી રાખવા માટે, કોમ કોમ વચ્ચે ભાગલા પડાવ્યા છે અને માણસજાત એ પ્રપંચનું માધ્યમ બની રહેંસાય છે, એ કરુણતા નથી?'

'કાકા, નેતાઓની તો વાત જ જવા દો. ચૂંટણી વખતે મોટાં મોટાં વચનો આપે છે. લોકોને ધોળે દહાડે તારા બતાવે છે. માણસની માણસાઈ ડોલાવી મૂકે એવી મોંઘવારી વધતી જાય છે. શ્રીમંતો અને નેતાઓને હજુ મોંઘવારી વધે તો પણ આંચ આવે એમ નથી. ભણીગણીને યુવાનો બેકારીની નાગચૂડમાં ભીંસાય છે. હતાશા અને ઉશ્કેરાટથી તોફાનોમાં સંડોવાય છે, વ્યસનો તરફ વળે છે.'

જટાશંકરને લાગ્યું રિક્ષાવાળો યુવાન શિક્ષિત લાગે છે. તેમણે પૂછ્યું, 'ભાઈ, તમે ભણેલા લાગો છો.'

'હું બી. એ. બી. એડ. ગુજરાતી વિષય સાથે થયો છું.'

'તો પછી શિક્ષકની આદર્શ નોકરી કરવાને બદલે રિક્ષા ચલાવો છો?'

'ઇચ્છા તો શિક્ષક થવાની હતી, પણ શિક્ષકની નોકરી માટે સાઠ-સિત્તેર હજાર રૂપિયાની માગણી થાય છે. મા-બાપે માંડ ભણાવ્યો છે. એટલી મોટી રકમ ક્યાંથી લાવે? ખૂબ રખડ્યો. આખરે બેંક-માંથી લોન લઈને રિક્ષા લીધી. જીવવા માટે 'કંઈક' તો કરવું પડે ને?'

'ખરી વાત છે.' જટાશંકરે નિઃશ્વાસ નાખ્યો, 'પછી આદર્શ શિક્ષકો ક્યાંથી મળે? આદર્શ શિક્ષકો ન મળે તો ભાવિ પેઢીનું

ઘડતર કેવું થાય? હું પેપરમાં બધું વાંચું છું. ઘણીવાર થાય છે કે, શિક્ષણનું લિલામ થતું હોય તે દેશ ક્યાં જઈને ઊભો રહેશે? તમે ખોટા રસ્તે ચડી જવાને બદલે પ્રામાણિકતાથી પરિશ્રમ કરો છો એ જાણી આનંદ થયો. કોઈ કામ નાનું નથી. નાનમ મનમાં પડેલી છે, કામમાં નહીં.'

રિક્ષાવાળો ચૂપચાપ રિક્ષા દોડાવવા લાગ્યો.

'તમારું નામ શું? જ્ઞાતિએ કેવા છો?'

'વૈભવ, વૈભવ વગરનો વૈભવ. વૈષ્ણવ વણિક છું.'

'તમારી ધગશ ટકી રહી છે એ જ વૈભવ છે.'

રિક્ષા સડસડાટ દોડતી હતી.

આશ્રમરોડ, સુભાષપુલ, શાહીબાગ અન્ડર ગ્રાઉન્ડના રસ્તે રિક્ષા 'નિરાંત' બંગલા આગળ ઊભી રહી.

'કેટલા પૈસા થયા ભાઈ?'

'પંદર રૂપિયા'

'પંદર રૂપિયા!' જટાશંકરથી બોલાઈ ગયું, 'આટલા બધા રૂપિયામાં તો એકવાર અમદાવાદથી વડોદરા જઈ શકાય. ગામમાં ને ગામમાં રિક્ષાના આટલા બધા રૂપિયા થાય છે?'

'કાકા, આ મીટર અને આ કાર્ડ જોઈ લો. જીવનમાં ક્યારેક ક્યારેક રિક્ષાવાળાઓ બેઈમાની કરી લેતા હોય છે. હું પણ સંત નથી. પેટ્રોલમાં કેરોસીનનું મિશ્રણ કરી લઉં છું. શ્રીમંત ગ્રાહકો પાસેથી રૂપિયા બે રૂપિયા અંતર પ્રમાણે વધારે પડાવી લઉં છું, પણ તમારા જેવા સીધા-સાદા બ્રાહ્મણ પાસે એક પૈસો પણ વધારે લઉં તો મારો આત્મા મને ડંખે. સરકારે બાંધી આપેલા ભાવ પંદર રૂપિયા પચીસ થાય છે. કોઈને બોલાવીને જોવડાવી લો.'

'ભલે ભાઈ. મોંઘવારી એટલી વધી ગઈ છે કે સરકારે બાંધી આપેલા ભાવ પ્રમાણે તું લે એમાં તારો વાંક નથી. તારે પણ પેટ પરિવાર છે. ભગવાને માણસજાતને પેટને બદલે કેવળ પીઠ

આપી હોત તો દુનિયાના મોટાભાગના ઉદ્વેગો, અનીતિ, ભ્રષ્ટાચાર જન્મ્યાં જ ન હોત. મને તારા પર શ્રદ્ધા છે.'

જટાશંકરે સફેદ ઝભ્ભાના ખિસ્સામાંથી એક દસની અને એક પાંચની નોટ આપી. અને પરચૂરણ શોધવા બીજા ગજવામાં હાથ નાખ્યો.

'ચાલશે કાકા.'

'ના ભાઈ, ચાલે શા માટે?' જટાશંકરે પાવલી આપતા કહ્યું, 'લે ભાઈ.'

રિક્ષાવાળાએ પાવલી લેતાં કહ્યું, 'આવજો કાકા' અને ઘર્ઘરાટી સાથે રિક્ષા દોડાવી મૂકી.

જટાશંકરે કહ્યું, 'પ્રાર્થના, આ બેગનું શું કરીશું? દશેરાને દહાડે જ ટટ્ટુ ન ચાલ્યું. ખરા સમયે ફજેતી થશે. કુંવરબાઈનું મામેરું કરવા જૂનાગઢ વેલ જોડીને ગયેલા, ગજવામાં એકે પાઈ નહોતી છતાં ભગવાન પર અડોલ શ્રદ્ધા રાખીને જૂનાગઢ પહોંચી ગયેલા. સાધુસંતો, મંજીરા, ઢોલ, તંબુરા અને કરતાલ સાથે જૂનાગઢ આવી પહોંચેલા નિર્ધન નરસિંહનો નાગરી નાતે અને વેવાઈ પક્ષે કર્યો હતો એવો મારો ઉપહાસ તો નહીં થાય ને?'

'શ્રીકૃષ્ણે અનેક પ્રસંગોએ નરસિંહને સહાય કરી હતી તો એકાદ પ્રસંગે તમારી લાજ નહીં રાખે? તમે પણ અટંકી શ્રીકૃષ્ણ-ભક્ત છો. તમે તો વારંવાર કહો છો, માણસ ઉપકરણોથી નહીં આચરણથી શોભે છે. લો, આ દોરી બાંધી દો.'

પ્રાર્થનાએ હેન્ડબેગમાંથી નાડું કાઢી આપ્યું.

જટાશંકરે બેગ પર નાડું બાંધી દીધું અને બન્ને 'નિરાંત'ના મુખ્ય દરવાજા આગળ આવી પહોંચ્યાં.

'પ્રણવ પંડ્યા અહીં રહે છે?' જટાશંકરે ગુરખાને પૂછ્યું.

'હાં, ક્યા કામ હૈ?' ગુરખાએ દરિદ્ર લાગતા શિખાધારી બ્રાહ્મણ પર આશ્ચર્યથી નજર કરી.

'અમે લોકો લગ્નમાં આવ્યાં છીએ. પ્રણવ મારો ભત્રીજો થાય.'

નેપાળી ગુરખો ગુજરાતના વર્ષોના વસવાટ પછી ગુજરાતી સમજી શકતો હતો. અડધુંપડધું બોલી શકતો હતો.

'સા'બ અને મેમસા'બ બહાર ગયાં છે...' અને ગુરખાએ બીડી સળગાવી, ધુમાડો કાઢવા માંડ્યો.

જટાશંકરે પ્રાર્થના સામે 'હવે શુ કરીશું?' એવો ભાવ સૂચવતી નજરે જોયું.

'ત્યા સડસડાટ કરતી મારુતિ દરવાજા આગળ થંભી.

ગુરખાએ બીડી ફેંકી દઈ, સલામ ઠોકી દઈ, દરવાજો ખોલ્યો.

રીના ડ્રાઇવ કરતી હતી. પ્રણવ સાથેની સીટ પર બેઠો હતો.

'અરે, કાકાબાપુ! પ્રાર્થના! તમે આવી ગયાં?' પ્રણવ આનંદથી બોલી ઊઠ્યો.

પ્રાર્થનાએ કાર રોકી.

'કાકાબાપુ, પ્રાર્થના, અંદર આવી જાવ.' પ્રણવે કહ્યું અને પાછલુ બારણું ખોલ્યું.

'ગુરખા, સામાન લે આવ.' રીનાએ જટાશંકર અને પ્રાર્થનાના સામાન તરફ નજર ફેરવતાં કહ્યું.

'જી મેમસા'બ', ગુરખાએ સામાન લઈ લીધો.

જટાશંકર અને પ્રાર્થના પાછલી સીટ પર બેઠાં. જટાશંકરે જોરથી બારણું બંધ કર્યું.

રીના જટાશંકર તરફ ડોકું ફેરવતાં બોલી, 'અન્કલ, આ એસ. ટી. કે ટ્રેનનું બારણું નથી. જોરથી નહીં ધીમે બંધ કરવાનું. આ મારુતિ કાર છે.'

'અમે તો એસ. ટી. અને ટ્રેનમાં મુસાફરી કરવા ટેવાયેલા છીએ. કારમાં બેસવાનો મહાવરો નથી એટલે કાકાબાપુથી જોરથી બારણું વસાઈ ગયું. સોરી.' રીનાના શબ્દોમા, 'કારમાં પહેલીવાર

બેસો છો કે શું? એવો આડકતરો કટાક્ષ લાગતાં પ્રાર્થનાથી બોલાઈ ગયું.

'ઓહ! તમે 'સોરી' જેવો સભ્યતાસૂચક શબ્દ બોલી શકો છો તેથી આનંદ થયો. તમે ગ્રેજ્યુએટ છો એ તો હું ભૂલી ગઈ હતી.'

જવાબ આપવા પ્રાર્થનાના હોઠ ફફડી ઊઠ્યા. શબ્દો દ્વારા ઉત્તર આપે તે પહેલાં જટાશંકરે પ્રાર્થનાનો હાથ દાબી ચૂપ રહેવાનો ઇશારો કર્યો, છતાં પ્રાર્થના મનોમન બોલી, 'ગામડામાં રહીએ છીએ, ગરીબ છીએ પણ અબૂધ નથી, ગમાર નથી. બંગલામાં રહેતાં નથી, ફેશનેબલ વસ્ત્રો પહેરતાં નથી. તેથી સમજશક્તિ ઓછી છે એમ ન માનશો, રીના મેમસા'બ.'

ફૂલ, છોડ અને વૃક્ષોથી આચ્છાદિત હતું. કંપાઉન્ડ વિશાળ હતું. કંપાઉન્ડમાં થોડા થોડા અંતરે ત્રણ બંગલાઓ હતા. છેલ્લી હરોળમાં આવેલા ત્રીજા બંગલાની પોર્ચમાં રીનાએ કાર પાર્ક કરી.

પ્રણવે બંગલાના નીચેના ભાગમાં એક રૂમમાં જટાશંકર અને પ્રાર્થનાનો સામાન મુકાવ્યો. આખા રૂમમાં પાથરેલી કાર્પેટ પર બે પલંગ હતા. પલંગ પર એશ કલરની ચાદરો પાથરેલી હતી. દીવાલ એશ કલરથી ઓઇલ પેઇન્ટ કરેલી હતી. દીવાલ પર લાકડાનું મોટું કબાટ મઢાયેલું હતું. ટેબલ પર ટી.વી. હતો. ટીપોય હતી. બે ખુરશીઓ હતી. એટેચ્ડ બાથરૂમ ટોઇલેટ હતાં.

'કાકાબાપુ, તમારો અને પ્રાર્થનાનો આ રૂમ છે. વી.આઈ.પી. ગેસ્ટ માટેનો આ રૂમ છે. રૂમ ગમ્યો ને?' પ્રણવે પૂછ્યું.

'રૂમ સરસ છે.' જટાશંકરે કહ્યું.

'કાકાબાપુ, તમારો સામાન પતરાની બેગમાંથી કાઢી આ સૂટકેસમાં મૂકી દો.

'કેમ શરમ લાગે છે?' પ્રાર્થના બોલી ઊઠી.

'વાતાવરણને અનુરૂપ રહેવું જોઈએ. તમે એક મોટા કુટુંબના લગ્નમાં આવ્યા છો એટલે એ પ્રમાણે રહેવું જોઈએ.'

'શ્રીમંતાઈ કે ગરીબાઈને લીધે મોટું કુટુંબ, નાનું કુટુંબ એવા વિશેષણો મારી દષ્ટિએ યથાર્થ નથી. માણસની મોટાઈ તો એના સંસ્કાર અને આચરણને આધારે નક્કી થઈ શકે.'

'તમારી વાત સાચી છે પણ હું જે વાતાવરણમાં રહું છું, રહેવાનો છું એમાં મોટાઈનું પ્રતીક વૈભવ, ફેશનેબલ વસ્ત્રો અને સભ્યતાપૂર્ણ શબ્દો ગણાય છે. તમે તૈયાર થઈ જાવ. પછી જમીને આપણે મોટે ઘેર જઈશું. મારા શ્વસુર જે બંગલામાં રહે છે તેને અમે બધાં 'મોટું ઘર' કહીએ છીએ.

પ્રણવ ચાલ્યો ગયો.

'કાકાબાપુ, ભાઈનું આચરણ વટલાઈ ગયું છે એમ નથી લાગતું? ભાઈ એની પત્નીથી દબાઈ ગયો હોય એમ લાગે છે.'

'વૈભવશાળી પત્નીથી ઘરજમાઈની હાલતમાં મુકાયેલા પતિઓ બહુધા દબાયેલા જ હોય છે. આપણી સાત પેઢીમાં વૈભવ અને શિક્ષણમાં પ્રણવ સૌથી આગળ નીકળી ગયો છે. શક્ય છે એના સંદર્ભમાં પ્રણવ સાચો હોય, રીના પણ સાચી હોય. આપણે ખૂબ પાછળ રહી ગયાં હોય એવું ન બને?'

'છતાં રીના પહેલા પરિચયથી આજ સુધી આપણને તુચ્છ પ્રાણીઓ માનતી હોય એવા ઘમંડથી આપણી સાથે વર્તતી આવી છે. તમને પણ મેં આ બાબતમાં દુઃખી થતા જોયા છે.'

'જો, આપણે સાચાં હોઈશું, આપણી લાગણી સાચી હશે તો એ લોકો આપણને વહેલાં મોડાં સમજી શકશે. હું વયમાં મોટો છું. મોટું મન રાખવું જોઈએ. આપણે શુભ પ્રસંગે આવ્યાં છીએ એટલે આનંદથી અવસર મહાલવો જોઈએ.'

'મને તો લાગે છે કે રીનાને પ્રણવ ખપે છે, આપણે નહીં. જાણે પરાણે બોલાવવા પડ્યા હોય એવું રીનાનું વર્તન કહે છે. ' આપણાથી છિનવાઈ જશે.'

'પ્રણવના લોહીમાં આપણા કુળના સંસ્કારો વહે છે. આપણી સાથેના પચીસ વર્ષના સંબંધો નવા સંબંધો ખાતર પ્રણવ સહેલાઈથી છોડી દે એમ હું માનતો નથી, છતાં એમ બને તો પ્રણવ સાથેના સંબંધોનું ઋણાનુબંધ પૂરું થયું એમ માનીશું. આપણી સાથે સંબંધો, આપણા કોઈપણ વાંક વગર પૂરા કરી દે તો પણ એ બંને સુખી થાય એનાથી વધુ આપણે શું જોઈએ? પ્રાર્થના, તું રીના સાથે દલીલમાં ન ઊતરીશ.'

'કાકાબાપુ, કેવો વિરોધાભાસ લાગે છે! આપણે છોકરાવાળા હોવા છતાં છોકરીવાળા કરતાં વધુ દબાયેલાં છીએ.'

જટાશંકર અને પ્રાર્થના તૈયાર થઈ ગયાં.

જટાશંકરે સફેદ ધોતિયું અને સફેદ ઝભ્ભો પહેર્યો હતો. પ્રાર્થનાએ આછા ગુલાબી રંગની સાડી પહેરી હતી.

નોકર ભોજન માટે બોલાવવા આવ્યો. ડાઇનિંગ ટેબલ પર પ્રણવ અને રીનાની સામેની ખુરશીઓ પર જટાશંકર અને રીના બેઠાં. જટાશંકર અને પ્રાર્થનાને ડાઇનિંગ ટેબલ પર બેસીને જમવાનુ અનુકૂળ ન લાગ્યું.

રસોઇયો રસોઈ પીરસતો હતો. ચમચી-કાંટાથી ખાવાનું અનુકૂળ ન લાગતાં જટાશંકરે હાથથી ખાવા માંડ્યું. દાળના સબડકા લેવા માંડ્યા.

રીના વિચિત્ર રીતે જટાશંકરને જોઈ રહી.

પ્રણવે પણ સંકોચ અનુભવ્યો.

જમીને થોડીવાર બધાં સોફા પર બેઠાં.

'પ્રણવ, તને તો જમીને તરત કિંગ સાઈઝની સિગારેટ સળગાવવાનું વ્યસન છે. આજે તારા કાકાબાપુની મર્યાદા ખાતર સિગારેટ સળગાવતો નથી?' રીનાએ હસીને પૂછ્યું.

'ભાઈ, પીતો હોય તો પી. જટાશંકરે કહ્યું, 'મર્યાદા પરાણે ન પળાય.'

પ્રણવને રીનાની નાદાની પર ગુસ્સો આવ્યો. પ્રણવ ચૂપ રહ્યો. થોડીવાર પછી બોલ્યો, 'આપણે મોટે ઘેર જઈએ.'

'ભલે. વેવાઈનો પરિચય કરાવવો જોઈએ.'

હું થોડીવારમાં આવું છું.' રીના અંદરના રૂમમાં સરી ગઈ.

'રીના લગ્ન પહેલાં અહીં રહે છે ?' જટાશંકરે પૂછ્યું.

'અમે શોપિંગ કરવા ગયાં હતાં. આ બંગલામાં લગ્ન પછી અમે રહીશું. રીના એની સજાવટ માટે આવે છે. રહે છે તો એના પપ્પા સાથે. રાતે આખું કુટુંબ લગ્નની તૈયારીઓ અને આયોજન માટે ત્યાં ભેગું થાય છે. ખૂબ મોટું કુટુંબ છે. તમારો પરિચય કરાવવા ત્યાં જઈએ છીએ.'

રીના પાછી ફરી. તેના વસ્ત્રોમાંથી સ્પ્રેની સુગંધ ફરફરતી હતી.

બધાં બંગલાની બહાર નીકળ્યાં.

રાતરાણી મધમધી રહી હતી.

પ્રણવ–રીનાની પાછળ જટાશંકર અને પ્રાર્થના સંક્ષુબ્ધ અંતરે ત્રણ બંગલાની વચ્ચે આવેલા ભવ્ય બંગલામાં પ્રવેશ્યાં. બન્નેના અંતરમાં મુંઝવણ હતી, 'રીનાના પરિવારના અન્ય સભ્યોનું વર્તન કેવું હશે ?'

*

'મોટા ઘર'ના નામે ઓળખાતો વચલો બંગલો ત્રણે બંગલા કરતાં વધુ ભવ્ય હતો.

અદ્યતન ફર્નિચરથી સજ્જ વિશાળ 'ડ્રોઇંગ રૂમ'માં આખો પરિવાર એકત્રિત થયો હતો.

'આવ પ્રણવ...આવ રીના...' બધાંએ આવકાર આપ્યો અને જટાશંકર તથા પ્રાર્થના તરફ સૂચક દૃષ્ટિ કરી નટુભાઈ બોલ્યા, 'આવો...'

પ્રણવ બોલ્યો, 'આ મારા કાકાબાપુ છે, જેમણે પિતાતુલ્ય વાત્સલ્યથી મને ઉછેર્યો છે. આ મારી બહેન પ્રાર્થના છે.'

જટાશંકર અને પ્રાર્થનાએ નમસ્કાર કર્યાં.

પ્રણવે સમસ્ત પરિવારનો પરિચય કરાવવા માંડ્યો, 'આ મારા શ્વસુર નટવરલાલ પટેલ. N. K. Industries Ltd.ના મેનેજિંગ ડિરેક્ટર. બિઝનેસ આલમમાં નટુભાઈના હુલામણા નામે સુપ્રસિદ્ધ છે. આ મંજુલાબહેન એમનાં ધર્મપત્ની છે.'

'આવો જટાશંકરભાઈ, આવ પ્રાર્થના...આરામથી બેસો. પ્રણવે તમારો પરિચય અગાઉ આપી દીધો છે. તમારી ધર્મપરાયણતાની ખૂબ પ્રશંસા કરે છે. બેસો.'

એશ કલરની સફારીમાં સજ્જ પંચાવનેકના લાગતા નટુભાઈ બોલ્યા.

જટાશંકર અને પ્રાર્થના સોફાની નજીક પડેલી શેટી પર બેસવા જતાં હતાં ત્યાં મંજુલાબહેન બોલી ઊઠ્યાં, 'અહીં સોફા પર બેસો. તમે અમારા વેવાઈ કહેવાવ.'

સોફા પર પલાંઠી વાળીને બેઠેલી બે યુવતીઓ જટાશંકરના લિબાશ તરફ નજર નાખી, હસી ન પડાય એની તકેદારી રાખી ઊભી થઈ અને કાર્પેટ પર બેસી ગઈ.

જટાશંકર અને પ્રાર્થના સોફા પર બેઠાં. પ્રણવે પરિચય-વિધિ આગળ ધપાવી, 'આ મારા સાળા નિહાર, એમની પત્ની નીમાભાભી અને પુત્ર નીલ છે. આ મારાં મોટાં સાળી માર્ગીબહેન છે. આ મારા સાળા ગગનભાઈ છે અને આ નાની સાળી ગાર્ગી છે. કૉલેજના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરે છે અને રીનાને તો તમે ઓળખો છો.'

બધાં હસી પડ્યાં.

'મહારાજ, તમને હાથ જોતાં આવડે છે?' ગાર્ગીએ હાથ લંબાવતાં કહ્યું.

'ગાર્ગી!' મંજુલાબહેને ગાર્ગી સામે આંખો કાઢી, ક્ષોભથી કહ્યું, 'જટાશંકરભાઈ, ખરાબ ન લગાડશો. ગાર્ગી બિન્દાસ છે. હજુ છોકરમત છે.'

'મમ્મી, પ્રણવ કહેતો હતો કે એના કાકાબાપુ લગ્ન અને મરણોત્તર વિધિમાં પારંગત છે. અનેક શાસ્ત્રોના અભ્યાસી છે. હસ્તરેખા અને કુંડળીનું જ્ઞાન ધરાવે છે.' રીના બોલી, 'ગાર્ગીનું હજુ લગ્ન થયું નથી એટલે એની જિજ્ઞાસા સ્વાભાવિક છે.'

'લગ્ન નથી થયું એનો અર્થ એ નથી કે ગાર્ગીનું લગ્ન નહીં થાય. આ તો જસ્ટ ટાઇમ-પાસિંગ...બાકી જોશીઓની ભવિષ્યવાણીને હું ગંભીરતાથી લેતી નથી..' ગાર્ગી અલ્લડાઈથી બોલી.

'પણ હું તો ગંભીરતાથી લઉં છું. અમારા જન્માક્ષર મળતા નહોતા, છતાં જિદ કરીને મેં મારી પસંદગીના યુવાન સાથે લગ્ન કર્યું એનું પરિણામ જોયું ને?'

'તમે લોકો ચૂપ રહેશો?' નટુભાઈએ સખ્તાઈથી કહ્યું.

જટાશંકર અને પ્રાર્થનાએ માર્ગીના ચહેરા પર નજર ફેરવી લીધી. માર્ગીના ચહેરા અને શબ્દો પરથી અનુમાન કર્યું કે, માર્ગી વિધવા નથી પણ પતિને ઘેરથી પાછી ફરેલી સ્ત્રી છે.

'જટાશંકરભાઈ, જ્યોતિષ વિદ્યા સાચી છે? તમારો અભ્યાસ શું કહે છે?'

'જ્યોતિષ એક શાસ્ત્ર છે. 'ભૃગુસંહિતા' પ્રામાણિત ગ્રંથ છે, પણ એના જાણકાર જૂજ છે. જૈન અને જર્મન જ્યોતિષીઓની ઘણી ભવિષ્યવાણી સાચી પડી છે, પણ આર્થિક ઉપાર્જન માટે જ્યોતિષ વિદ્યાનો જ્યારથી ઉપયોગ થવા લાગ્યો ત્યારથી લેભાગુ જ્યોતિષીઓની અર્થલક્ષી વાણીએ આ વિદ્યાનું ગૌરવ ખંડિત કરી નાખ્યું છે. જીવનની વિપત્તિઓથી હતાશ, નિરાશ થયેલાઓને ગ્રહોના નડતરના બહાને નંગની વીંટીઓ પહેરાવી, મંત્ર-જાપના નામે પૈસા પડાવતા, પાટિયું મારી બેસી ગયેલા જ્યોતિષીઓએ આ પવિત્ર વિદ્યા અભડાવી છે.'

'તમને આ વિદ્યાની જાણકારી છે?' મંજુલાબહેને પૂછ્યું.

'પહેલાં અભ્યાસ કર્યો હતો, હમણાં મહાવરો છૂટી ગયો છે, પણ એટલુ જરૂર કહીશ કે સાચા જાણકારો વધુમાં વધુ ભવિષ્યના વરતારા કરી શકે છે, પણ માતવીની નિર્મિતિને અન્યથા કરી શકતા નથી.' જટાશંકરે કહ્યું.

'ચાલો. હમણાં એ વાત છોડો. જટાશંકરભાઈનો પ્રસંગ ઊકલી ગયા પછી લાભ લઈશું.' નટુભાઈએ કહ્યું, 'મૂળ પ્રસંગની વાત કરો. દરેકે એને સોંપેલું કામ પૂરું કર્યું છે?'

'મેં સગાં-સ્નેહીઓ-ઉદ્યોગપતિઓને કંકોતરી પોસ્ટ કરી દીધી છે. શહેરમા અને બહારગામ રૂબરૂ અને ફોન દ્વારા સંપર્ક સાધવા માંડ્યો છે.' નિહાર બોલ્યો.

'મેં મંડપ તથા કેટરિંગનો ઓર્ડર આપી દીધો છે. રીસેપ્શન માટે સ્ટેજ; લાઇટિંગ, ફોટોગ્રાફ્સ અને વીડીઓની -

કરી નાખી છે.' ગગન બોલ્યો અને પ્રાર્થના તરફ જોઈ હસ્યો.

પ્રાર્થનાએ નોંધ્યું હતું કે ગગન વારંવાર તેના તરફ નજર ફેરવી લેતો હતો. પ્રાર્થનાના મન પર ગગનની પહેલી છાપ સારી ન પડી. તેણે ગગનના સ્મિતનો પ્રતિભાવ ન પાડ્યો.

'મેં, ગાર્ગી અને નીમાભાભીએ ગરબાની વ્યવસ્થા કરી લીધી છે.' ગાર્ગી બોલી.

'મેં મારું તમામ શોપિંગ આજે જ પતાવી દીધું છે.' રીના બોલી, 'આપણા તરફથી ગોરમહારાજની વ્યવસ્થા કરવાની છે. પ્રણવને તો એના કાકાબાપુ સપ્તપદીના મંત્રોચ્ચાર સાથે શાસ્ત્રીય ઢબે પરણાવશે.'

પ્રાર્થનાને રીનાના શબ્દો ન ગમ્યા.

'મેં લોકોને પરણાવ્યા છે તો મારા પ્રણવને શા માટે ન પરણાવું? વેવાઈ અને ગોર મહારાજ તરીકેના બન્ને લહાવા લેવાનું મારા નસીબમાં લખાયું હશે.' જટાશંકર સ્વસ્થતાથી બોલ્યા.

જટાશંકર સહજ ભાવે બોલે છે કે કટાક્ષ કરે છે તે કોઈ સમજી ન શક્યું.

થોડી વાર શાંતિ છવાઈ ગઈ.

મહારાજ ચાની તાસક લઈ આવ્યો. તાસક ફરવા લાગી. કપ ઊંચકાવા લાગ્યા.

જટાશંકરને લાગ્યું કપ જેટલા કીમતી, આકર્ષક અને નાજુક છે એટલી ચા સ્વાદિષ્ટ નથી. દૂધનું પ્રમાણ ઓછું છે. ખાંડ ઓછી છે, બંગલાઓમાં વૈભવશાળી, બેઠાડુ, આરામદાયક જીવન જીવનાર માટે ઓછા દૂધ અને ઓછી ખાંડની પાણી જેવી ચા પીવાની એક ફેશન હશે કે ડાયાબિટીસથી પીડાતા હશે કે પછી રીનાના શબ્દોમાં 'ફિગર કોન્સ્યસ' હશે? આના કરતાં તો [illegible]ાદના બજારમાં ચાની લારી લઈ ઊભેલા નાળચા વગરના તિરાડવાળા [illegible]', જાડા, મેલા કપમાં ચા પાનાર ગાંડાલાલની આખા દૂધની

કડક-મીઠી અને ગામલોકોના શબ્દોમાં 'લાકડા જેવી' ફુદીના-મસાલાની ચાની લિજ્જત જુદી છે. સ્વાદ પાત્રમાં નહીં, વસ્તુઓમાં છે.

બધાંએ ઊઠવાની તૈયારી કરી. 'પ્રણવ, જટાશંકરભાઈને કાલે ઑફિસે લઈ આવજે.' નટુભાઈએ કહ્યું.

'જી.' પ્રણવે કહ્યું.

નિહાર અને નીમા નીલની આંગળી પકડી બાજુના બંગલા તરફ ચાલવા માંડ્યા.

નિહાર એના પત્ની અને પુત્ર સાથે બાજુના બંગલામાં રહે છે. ગગન, માર્ગી અને ગાર્ગી અને રીના અમારી સાથે રહે છે. જો કે, રીના લગ્ન પછી પ્રણવની સાથે બાજુના બંગલામા રહેવા જશે. બધાં જ બિઝનેસમાં સંયુક્ત સંકળાયેલાં છે. દરેકની સ્વતંત્રતા જળવાઈ રહે એટલા માટે મારા પિતાશ્રીએ રાખેલી જમીનમા ત્રણ બંગલાઓ બાંધી દીધા. બધાં સાથેનાં સાથે અને સ્વતંત્રનાં સ્વતંત્ર. રીના પણ નજીક નજર સામે રહી શકે એ હેતુથી પ્રણવને ફ્લેટ છોડાવીને બંગલે લાવી દીધો. દરેકની અલગ અલગ કાર છે. તમને તમારા ભત્રીજાની પ્રગતિ જોઈ ખુશી થશે. કાલે ઑફિસે જરૂર આવજો. તમને પણ અમારા બિઝનેસનો ખ્યાલ આવે.' નટુભાઈએ કહ્યું અને બંગલાના મુખ્ય પ્રવેશ દ્વાર સુધી મંજુલાબહેન સાથે મૂકવા આવ્યા. પાછળ ગગન પણ આવ્યો. રીના ડ્રોઇંગરૂમમાં બેસી રહી.

'તું પણ આવજે પ્રાર્થના.' ગગને હસીને કહ્યું.

'જરૂર આવીશું, અહીં અમારે કામ પણ શું છે?' જટાશંકરે કહ્યું.

પ્રણવની સાથે જટાશંકર અને પ્રાર્થના ત્રીજા છેલ્લા બંગલામાં આવી પહોંચ્યા

'કાકાબાપુ, તમે આવ્યા તેથી ખૂબ આનંદ થયો. બે દિ-

તમારી રાહ જોતો હતો. ઘણા સમયે મળ્યા. થોડી વાતો કરીએ.' પ્રણવે કહ્યું.

બધાં ડ્રોઇંગ રૂમમાં બેઠાં.

'પ્રાર્થના, તારું કેમ ચાલે છે? હવે તેને સારા ઘેર પરણાવવી પડશે ને?' પ્રણવ બોલ્યો, 'કેમ, કાકાબાપુ?'

'પ્રાર્થનાનાં વિવાહ નક્કી કરી નાખ્યા છે. એટલે અહીં આવતાં બે દિવસ મોડું થયું.' જટાશંકરે કહ્યું.

'ગામમાં ને ગામમા? પ્રાર્થના રૂપાળી છે, ગ્રેજ્યુએટ છે. એને શહેરમા શ્રીમંત કુટુંબમા પરણાવી શકત. મારા ધ્યાનમા એક યુવાન હતો.'

'બેટા, સુખ ગામડાં કે શહેરોની જમીન પર કે બંગલાઓમાં જ નથી વસતું. ગામડાંઓ પ્રત્યે ઘૃણા ન રાખીએ. તું પણ ગામડાની ધૂળમાં રમ્યો છે, નર્મદામાં નાહ્યો છે, ઓવારાના પગથિયાં પર પડ્યો છે, આખડ્યો છે. ટેકરીઓ ચડ્યો છે, હોડીમાં ફર્યો છે.'

'કાકાબાપુ, ગામડાંઓ પ્રત્યે મને ઘૃણા નથી, પણ મૂલ્યો બદલાયાં છે, જીવનશૈલી ફરી ગઈ છે. શહેરોમાં પ્રગતિને અવકાશ છે તે ગામડામાં નથી એમ જરૂર માનું છું.'

'ચાલ, છોડ એ વાત. શહેરો અને ગામડાઓ પર ઘણી ચર્ચા થઈ શકે. બન્નેના ગુણ–દોષ વૈયક્તિક વિચારસરણી અનુસાર ગણાવી શકાય. પ્રાર્થના વિશે વાત કરું તો, પ્રાર્થનાનું મુંબઈમાં વસતા ખાનદાન અને શ્રીમંત કુટુંબમાં અચાનક નક્કી કરી નાખ્યું છે. વર્ષો પહેલાં એ કુટુંબે ધંધાર્થે ગામ છોડ્યું હતું. મુબઈમાં એમનો વેપાર છે. તારા બાપુજી એમને ઓળખતા હતા. સરકાર જાહેરાત કરે છે તેમ નાનુ કુટુંબ સુખી કુટુંબ છે. કુટુંબમાં મનોજકુમાર દ્વિવેદી વડા છે. એમનો પુત્ર નિસર્ગ છે. દેખાવડો છે, સુશિક્ષિત છે, એમની સાથે પ્રાર્થનાનું નક્કી કર્યું છે. એમને ર્ગથી નાની પુત્રી છે, કોલેજમાં ભણે છે. મનોજકુમારની પત્ની

હયાત નથી. પિતાની ઉત્તરક્રિયા માટે ગામ આવેલાં. પરિચય તાજો થયો અને શ્રીકૃષ્ણની કૃપાથી સહજ રીતે નક્કી કરી નાખ્યું છે. એમના પિતાની વરસી એકાદ મહિનામાં વાળી દેશે. પછી વિધિસર તારીખ નક્કી કરીશું.

'તમે વડીલોએ રૂઢિગત નક્કી કરી નાખ્યું કે પ્રાર્થના અને નિસર્ગની પસંદગી પૂછેલી ?'

'ભલે હું જૂનાં મૂલ્યોમાં માનતો હોઉં તો પણ આધુનિક યુગના પ્રવાહથી પરિચિત છું. અમે વડીલોએ પ્રાર્થના અને નિસર્ગની મુલાકાત ગોઠવી હતી. બન્નેએ હોડીમાં સાથે ફરીને ચર્ચા કરીને એકબીજાને પસંદ કર્યાં છે. આજની પ્રથા મુજબ ઇન્ટરવ્યૂ ગોઠવ્યો હતો.'

'નિસર્ગ શહેરનો છે, સુશિક્ષિત છે, બિઝનેસમેન છે, પ્રાર્થનાને પસંદ છે તેથી આનંદ થયો.' પ્રણવે કહ્યું.

'કાકાબાપુ એમનો અભિપ્રાય દર્શાવે છે, પણ એમણે કદી સરમુખત્યારશાહી કરી નથી. તમારી જેમ મને પણ સ્વતંત્રતા આપી હતી.' પ્રાર્થના બોલી.

'પ્રાર્થના, તું સદા કાકાબાપુની વકીલાત કરે છે એમ મેં અનુભવ્યું છે.' પ્રણવે હળવાશથી કહ્યું.

'એમની વકીલાત કરતી નથી, પણ એમની અંદર પડેલી સરળતા, નિખાલસતા, નિર્દંભતા અને સત્યપ્રીતિની પ્રશંસા થઈ જાય છે.'

'મારી આંખો સામે મારી પ્રશંસા ન કરશો. હું ફુગ્ગાની જેમ ફુલાઈ જઈશ અને જાણો છો ને વધુ પડતી હવાથી પરપોટાની જેમ ફુગ્ગો ફૂટી જાય છે. માણસનુંય એવું છે.'

'કાકાબાપુ, જેણે ધર્મને આત્મસાત્ કર્યો છે, શા... અધ્યયન કર્યું છે, માણસ બનીને જીવ્યો છે તે ફુગ્ગા કે પ... દશાને વરતો નથી.' પ્રાર્થના બોલી.

'કાકાબાપુ, રીનાનો પરિવાર કેવો લાગ્યો?' પ્રણવે પૂછ્યું.

'અનુભવ વગર અભિપ્રાય તો શું આપું? પ્રથમ પરિચયે નટુભાઈ સરળ માણસ લાગ્યા. મંજુબહેનની પણ સારી છાપ પડી. પરિવાર વૈભવશાળી છે. તારી મહત્ત્વાકાંક્ષાને અનુરૂપ છે.' જટાશંકર બોલ્યા.

'પ્રણવભાઈ, મારો અભિપ્રાય આપું?' પ્રાર્થનાએ પૂછ્યું.

'આપ.'

'બીજી વ્યક્તિઓનો તો અનુભવ નથી પણ તમારા સાળ ગગન છેલબટાઉ લાગે છે. મારા તરફની એમની દૃષ્ટિ મને સા ન લાગી.

'શ્રીમંતનો છોકરો છે, ઉડાઉ છે, વધુ પડતો મુક્ત છે એટલુ જ. જો, કાકાબાપુએ તારું નક્કી ન કરી નાખ્યું હોત તો માર નજરમાં એ હતો.'

'તો કદાચ, મેં જ ના પાડી હોત.'

'પ્રાર્થનાની વાત સાચી છે. સાટાની પ્રથા ક્યારેક મહા દુઃખ અને અનર્થનું નિમિત્ત બની જાય છે.'

'પ્રાર્થના, તારે મુંબઈમાં રહેવાનું છે. આટલી કૉન્ઝર્વેટિ રહીશ તો કેમ ચાલશે?'

'મુંબઈમાં સેટ થવા માટે વધુ પડતા મુક્ત થવું જરૂરી છે? મુંબઈમાં સરળ, સંસ્કારી અને મર્યાદાશીલ માણસો નથી વસતાં?'

'ચાલો, વર્તુળના છેડા જેવી ચર્ચા છોડો. પ્રણવ, લગનની બધી તૈયારીઓ થઈ ગઈ? અમે કામ લાગીએ એમ હોય તો બેધડક કહી દેજે, અમે લગ્ન મહાલવા નહીં પણ ઘરનાં માણસો તરીકે આવ્યાં છીએ.'

જટાશંકર અને પ્રાર્થનાએ ટયુબલાઇટના પ્રકાશમાં નોંધ્યું કે પ્રણવ ઉદાસ બની ગયો છે. બન્ને જણ કારણ સમજી શક્યાં.

'મેં પણ ક્યાં તમને જુદાં ગણ્યાં છે? લગનની બધી જ તૈયારીઓ થઈ ચૂકી છે, હા, તમારા હસ્તે પરણાવવાનું કામ તમારે કરવાનુ છે.'

વેવાઈ ગોર તરીકે બેસે એ વાત પ્રાર્થનાને પહેલાં પણ ગમી નહોતી! અત્યારે પણ ન ગમી, 'પ્રણવનું' સૂચન હોય તો પ્રણવ સારાસારનો વિવેક ચૂકયો છે અને રીનાનુ સૂચન પ્રણવે અમલમાં મૂકયું હોય તો પ્રણવ વૈભવલાલસા પૂરી કરવા રીનાથી દબાઈ જઈને પુરુષનું આત્મગૌરવ ગુમાવી ચૂકયો છે. રીના તો પારકી છે, પણ વર્ષોથી પિતાના વાત્સલ્ય અને સમર્પણથી ઉછેરનાર, કાકા-બાપુના આત્મસન્માનનું પ્રણવે તો ગૌરવ જાળવવું જોઈતું હતું ને?' પ્રાર્થનાનું મન અનેક વિચારોથી ક્ષુબ્ધ બન્યું.

'પ્રણવ, તારા અને પ્રાર્થનાના સુખ ખાતર તો મેં જીવન સમર્પિત કર્યું છે. તમારો આનંદ એ જ મારો આનંદ છે. એટલે તો વેવાઈના ગૌરવ–અગૌરવનો વિચાર કર્યા સિવાય મારા હસ્તે પરણવાના તારા સૂચનનો મેં સહર્ષ સ્વીકાર કરી લીધો હતો.' જટાશંકરે સ્વસ્થતાથી કહ્યું.

'તમને હું પવિત્ર પુરુષ માનું છું, તમારા હસ્તે પરણી તમારી શાસ્ત્રીય વિધિનો લાભ મળે એ ઉદ્દેશથી જ મેં સૂચન કરેલું. બીજો કોઈ વિચાર ત્યારે આવેલો નહીં. મેં તમારા ક્રિયાકાંડની પ્રશંસા કરેલી. એટલે રીનાએ પણ મારા સૂચનને વધાવી લીધું હતું. તમને ખચકાટ થતો હોય તો હજુય મોડું નથી થઈ ગયું.'

'તારા શબ્દો તારા માન–સન્માનનાં પ્રતીક છે. મારે એનું ગૌરવ ખંડિત ન કરવું જોઈએ. મને કોઈ ખચકાટ નથી. ઉત્કૃષ્ટ કર્મનો આનંદ હોય. નિકૃષ્ટ કર્મનો ખચકાટ હોય.

'ચાલો, સૂઈ જઈશું?' પ્રણવે ઊભા થતાં કહ્યું, 'તમે પણ થાકેલાં છો, હું પણ થાકેલું છું.'

પોતાની રૂમ તરફ જવા માટે ઊભા થતાં જટાશંકર બોલ્યા, 'જયશ્રી કૃષ્ણ...'

'જયશ્રી કૃષ્ણ.' પ્રણવે પ્રતિસાદ આપ્યો.

જટાશંકરે કલ્પેલું, પ્રણવ 'ગુડ નાઇટ' જેવો ફેશનપરસ્ત શબ્દ ઉચ્ચારશે. પ્રણવના મુખેથી 'જયશ્રી કૃષ્ણ' સાંભળી જટાશંકરને આનંદ થયો, 'આધુનિકતા હજુ પ્રણવના ગળથૂથીના સંસ્કારોને નિર્મૂળ કરી શકી નથી. હજુ પ્રણવના અંતરમાં સંસ્કારના કણો જીવંત છે.'

પરિતૃપ્તિનો ઓડકાર અનુભવતા જટાશંકર અને પ્રાર્થના રૂમમાં પ્રવેશ્યાં.

*

[૬]

પ્રાતઃકાળે જટાશંકરની આંખો, મોડા સૂતા હોવા છતાં, નિત્યક્રમ મુજબ વહેલી ખૂલી ગઈ. ઘર કરતાં અહીં બાદશાહી સગવડ હતી. પલંગ પર ફોમ રબ્બરનું પોચું, મુલાયમ, શરીરને કુદાવવાનું મન થાય એવું જાડું ગાદલું હતું, છતા કાથીના ખાટલા પર ટૂંટિયું વાળીને સૂવા ટેવાયેલા શરીરને બરાબર ઊંઘ ન આવી. જટાશંકરના શરીરે બેચેની અનુભવી.

જટાશંકર આસ્તેથી ઊઠયા. બાથરૂમમાં ગયા. તેમને લોટો, દાતણ અને નર્મદાના પ્રાતઃસ્નાનનું સ્મરણ થયું, જટાશંકર એકલા એકલા ધીમેથી હસી, મન સાથે બોલ્યા, 'કાયમ એક જ વાતાવરણ ઓછું મળી શકે છે? આવી અપેક્ષા રાખવી-એ મનનું જડત્વ સૂચવે છે. વાતાવરણ પ્રમાણે શરીર–મનને અનુકૂળ બનાવાય તો જ અસુખની અનુભૂતિ ન જન્મે. નહીંતર સુખમાંય અસુખની લાગણી જન્મે. વગર સંસારી બને પ્રણવ અને પ્રાર્થનાનાં લગ્ન પછી સાંસારિક જવાબદારીઓ આવશે. ગામ છોડી અમદાવાદ–મુંબઈ જેવાં શહેરોમાં આવવાનું થશે, દરેક સ્થળે જર્જરિત મેડીવાળું મકાન, લોટો, દાતણ, ઓવારો, નર્મદા નહીં મળે. 'મન ચંગા તો કથરોટ મેં ગંગા',ની ઉક્તિને અનુસરવામાં જ આત્મ અને પર કલ્યાણ સમાયેલુ છે. આજ પર્યંત જે વાંચ્યું છે. પ્રબોધ્યું છે, તેનું આચરણ કરવાનો સમય આવી ગયો છે. મારે મનને સજ્જ કરવુ જોઈએ.'

બાથરૂમમાં ગિઝર હતું. છતાં જટાશંકરે ઠંડા પ[illegible] સ્નાન કર્યું. નર્મદા સ્તોત્ર લલકારી, પૂર્વ દિશા તરફ

સૂર્યવંદના કરી.

હજુ પૂરો ઉજાસ પ્રગટ્યો નહોતો. આકાશના ફલક પર સોહાગણની ચહેરાયેલી બિંદી જેવા તારાઓ આસ્તે આસ્તે ઝંખવાતા હતા.

જટાશંકર સ્નાન કરી બાથરૂમમાંથી ધીમેથી બહાર નીકળ્યા.

પ્રાર્થના ઘસઘસાટ ઊંઘતી હતી.

રોજ આ સમયે જાગી જઈ, ઘરકામમાં પરોવાઈ જતી પ્રાર્થના જટાશંકરને ચા બનાવી આપતી. જટાશંકરને ચાનુ વ્યસન હતું. જીવવા માટે એકાદ વ્યસન જોઈએ. જટાશંકરને ચાની તલપ લાગી. પ્રાર્થનાને નિદ્રાભંગ કરવાનુ યોગ્ય ન લાગ્યુ, પ્રાર્થના ઊઠીને પણ શુ કરશે ?-ચા–ખાંડ–દૂધનું શુ ? આ ઘરમાં એ પણ અજાણી છે. પ્રાર્થના ઊઠીને ખાંખાખોળા કરે, અવાજો થાય અને પ્રણવ જાગી જાય તો એને નહીં ગમે.

જટાશંકરે આછા અજવાળામાં નવું સફેદ ધોતિયું પહેર્યું. કફની પહેરી. ગજવામાં થોડી નોટો નાખી લીધી. 'અહીં પ્રવૃત્તિ શૂન્ય બેસી રહેવું એના કરતાં લટાર મારી આવું ?' જટાશંકરને વિચાર આવ્યો.

જટાશંકર રૂમની બહાર નીકળ્યા. ધીમેથી બારણું વાસ્યું.

કંપાઉન્ડમાં સોપો પડી ગયો હતો. મુખ્ય દરવાજે ગુરખો ઊભો નહોતો. બાજુમાં નાના દરવાજેથી જટાશંકર બહાર નીકળ્યા.

ઉજાસ ફૂટતો હતો.

શાહીબાગની સડક પર રાહદારીઓની આછીપાતળી અવરજવર શરૂ થઈ ચૂકી હતી. છૂટાંછવાયા સ્કૂટરો, મોટરો, ઘંટડી રણકાવતી સાઇકલો પર શ્રમજીવીઓ તથા સવારની સ્કૂલ–કૉલેજમાં જતાં છોકરા–છોકરીઓની સવાર બેસી ગઈ હતી.

જટાશંકર માંડ એકાદ વાર વર્ષો પહેલાં અમદાવાદ આવ્યા હતા ત્યારે અમદાવાદ પોળોમાં વસતું હતું. શાહીબાગ મિલ-

ચાલિકો અને ગર્ભશ્રીમંતોનો પ્રશાંત વિસ્તાર ગણાતો હતો. જટાશંકર અમદાવાદની નવી કાયાપલટથી લેશમાત્ર પરિચિત નહોતા.

જટાશંકર ધીમે ધીમે ચાલવા લાગ્યા. પાછા ફરતાં મુશ્કેલી ન પડે માટે નિશાનીઓ, સાઇન બોર્ડ યાદ રાખવા લાગ્યા.

કેટલાક જાડાંજાડાં શરીરવાળાં સ્ત્રી–પુરુષો ધીમે ધીમે ચાલતાં હતાં. કેટલાક પુરુષો દોડતા હોય એમ ચાલતા હતા. વૉકિંગ અને જોગિંગ માટે નીકળેલાં સ્ત્રી–પુરુષોને જોઈ, જટાશંકરને યાદ આવ્યું, Walking is the best exercise. તેઓ મનોમન બોલ્યા, 'બંગલામાં રહેનારા, કારમાં ઘૂમનારા, એરકન્ડિશન્ડ ઑફિસમાં બેસનારા, બેઠાડુ જીવન જીવનારાઓને શરીરના મેદ ઉતારવા માટે વહેલી સવારના ચાલવા માટે ડૉકટરો સલાહ આપે છે.'

જટાશંકરને પહેલી જ મુલાકાત વખતે પ્રાર્થનાએ હેતથી જમાડવા માટે રીનાની થાળીના કંસારમાં ઘીની ટોયલી નમાવી ત્યારે રીનાએ ચહેરા પર અણગમો ઉપસાવી કહેલા શબ્દોનું સ્મરણ થયું, 'હું ફિગર કૉન્સ્યસ છું.' જટાશંકર ધીમું ધીમું મલકી ઊઠયા. 'લોકો 'ફિગર કૉન્સ્યસ' છે એટલા 'વેલ્યૂ કૉન્સ્યસ' હોત તો ? પ્રાચીન કાળમાં 'દેવું કરીનેય ઘી પીઓ'ની ઉક્તિ પ્રચલિત હતી. આજે કૉલેસ્ટ્રોલ વધી જાય માટે ડૉકટરો ઘી બંધ કરાવે છે ! માણસો શ્રમથી દૂર ચાલ્યાં ગયાં છે માટે ? જમાનાની સાથે ખૂબ ઝડપથી મૂલ્યો બદલાતાં જાય છે. જીવન પ્રત્યેનો અભિગમ બદલાતો જાય છે. વૈભવ વરદાન ગણાય છે, ગરીબી અભિશાપ ગણાય છે. માણસ કેટલો સારો છે એના બદલે માણસ કેટલો કામનો છે એને આધારે સંબંધો રખાય છે. જમાનો કેટલી ઝડપથી પાસું બદલે છે !'

જટાશંકરે એકાદ કિલોમીટર ચાલી નાખ્યું. એક લારીવાળાએ સ્ટવ પેટાવ્યો હતો. ચા ઊકળી રહી હતી. જટાશંકરને ચા પીવાનું મન થયું, લારી આગળ જઈને ઊભા.

'બોલો મહારાજ' લારીવાળાએ પૂછ્યું.

'ચા, એક કપ.'

'આખી કે અડધી ?'

જટાશંકરને મજાક યાદ આવી ગઈ. અમદાવાદીઓ એક કપમાંથી ત્રણ ભાગ પણ પાડે છે. 'આખી.' જટાશંકરથી બોલાઈ ગયું.

બીજા બે માણસો આવી પહોંચ્યા. અને બોલ્યા, 'દો કટિંગ.'

જટાશંકરે પેલા બે માણસો સામે જોયું. પોલીસવાળા જેવા લાગતા હતા. હિન્દીમાં વાત કરતા હતા, 'ઇન્સપેક્ટર સાલ્લા બડા હરામી હૈ. બહુત પૈસે ખાતા હૈ. ઔર હમેં કુત્તા સમજકર એક ટુકડા ફેંકતા હૈ.' તેના કર્કશ અવાજમાં કટુતા હતી.

'જિતના બડા આદમી ઇતના બડા મુંહ—' બીજાએ ટાપશી પૂરી.

જટાશંકરે ચા પીધી. ચા એટલી સારી ન લાગી. તેમને ગામના ગાંડાલાલની ચાનું સ્મરણ થયું. તેમણે પૂછ્યું, 'કેટલા આપું ભાઈ ?'

'દોઢ રૂપિયો.'

શહેરો ખૂબ મોંઘાં થતા જાય છે. ચાવાળો પણ શહેરમાં રહે છે. એને પણ મોંઘવારી નડે ને ? જટાશંકરે કફનીના ગજ-વામાંથી દસની નોટ કાઢી.

'મહારાજ, છૂટા આપો. પહેલી બોણી તમારી જ થાય છે' અને પેલા બે માણસો તરફ જોતાં કહ્યું. 'આ લોકો તો મફ-તિયા છે.'

જટાશંકરે કહ્યું, 'છૂટા નથી.'

લારીવાળાએ કહ્યું, 'મારી પાસે હોત તો આપ્ત...'

'તો શું કરીશું ?' જટાશંકરે ચિંતિત સ્વરે પૂછ્યું.

'મહારાજ, રહેવા દો. આમેય દાન કરવા જેવી સ્થિતિ નથી. દાન કદી કર્યું નથી. એક કપ ચામાં શું? આશીર્વાદ આપો.'

જટાશંકર હસ્યા, 'ભાઈ, હું મફત લેતો નથી.'

'હું આમ મફત આપવા બેસું તો મારો દિવસ ઊઠી જાય. આશીર્વાદનો ચાર્જ આપું છું.'

જટાશંકર હસી પડ્યા.

રસ્તેથી પસાર થતા બે સાઇકલસવારો આવી પહોંચ્યા. 'જલદી, બે અડધી આપી દે.'

જટાશંકરે એમને પૂછ્યું, 'દસના છૂટા છે?'

એક જણે દસની નોટ લઈ છૂટા આપ્યા. પૈસા ચૂકવી જટાશંકર ચાલવા માંડ્યા.

કાર પાર્ક કરી, વોકિંગ-જોગિંગ માટે આવેલા પ્રૌઢ શ્રીમંતોની કાર દોડતી હતી.

જટાશંકર બંગલે પહોંચ્યા ત્યારે સવાર પડી ગઈ હતી.

દરવાજા પર ગુરખો ગોઠવાઈ ગયો હતો.

જટાશંકર સામે જોઈ રહ્યો–વિચિત્ર નજરે.

જટાશંકર બંગલે આવી પહોંચ્યા.

પ્રાર્થના અને પ્રણવ જાગી ગયાં હતાં.

'કાકાબાપુ, ક્યાં ગયા હતા? અમે તો મૂંઝાઈ ગયાં હતાં.' પ્રણવે પૂછ્યું.

'મળસ્કે જાગી ગયો હતો. નહાઈને લટાર મારવા ગયો હતો. ધમાલિયા શહેરમાં વહેલી સવાર સ્વસ્થ હોય છે.' જટાશંકર ધીમું ધીમું હસ્યા.

'કાકાબાપુ, નર્મદાસ્નાન વગર અતડું લાગતું હશે, નહીં'? પ્રાર્થના બોલી.

'વાતાવરણ પ્રમાણે જાતને ગોઠવી લેવી પડે છે. પ્રણવ એની

નવી દુનિયામાં ગોઠવાઈ ગયો છે. તારે પણ મુંબઈના નવા વાતાવરણમાં, નવા ઘરમાં, નવા માણસો સાથે ગોઠવાઈ જવું પડશે. એમાં જ હિત છે.'

'કાકાબાપુ, તમારા વિચારો પ્રગતિશીલ બનતા જાય છે.' પ્રણવે કહ્યું.

'સિદ્ધાન્ત જાળવીને સંજોગો સાથે સમજૂતી કરવામાં ખોટું નથી. હું પરંપરાનો માણસ છું એટલે નવી વિચારધારાને ધિક્કારું એટલો જડ નથી. નવી હવાનો સંસ્પર્શ હું માણી શકું છુ. પલટાતા પ્રવાહને હું પેખી શકું છું, પણ મનની વિરુદ્ધ આચરણ કરી શકતો નથી.'

'એનો અર્થ એ કે, આવતી કાલે તમે નવા માણસ બની શકો છો.' પ્રણવ હસ્યો.

'જરૂર પડે જટાશંકર આધુનિકતાને અપનાવી શકે છે, અલબત્ત, આત્માને દૂભવીને નહીં. આત્માનો હું સર્વોપરી તત્ત્વ તરીકે સ્વીકાર કરું છું. ગીતામાં આત્માની અમરતાનો કરેલો મહિમા જીવનનું સર્વોત્તમ સારતત્ત્વ છે.'

'ડાઇનિંગ ટેબલ' પર નોકર ચા—બટાટાપૌંઆ અને બિસ્કિટની ડિશો ગોઠવતો હતો.

'પ્રાર્થના, કાકાબાપુ, પછી તૈયાર થઈ જાવ, આપણે ઑફિસે જવાનું છે.'

'ભલે.'

તૈયાર થઈને દસેક વાગ્યે જટાશંકર અને પ્રાર્થના પ્રણવ સાથે ઑફિસે જવા નીકળી પડ્યાં.

પ્રણવ મારુતિ ડ્રાઇવ કરતો હતો. જટાશંકર પ્રણવની જોડે બેઠા હતા. પ્રાર્થના પાછળની સીટ પર બેઠી હતી.

પ્રણવ અમદાવાદનો પરિચય કરાવતો હતો. 'પોલીસ કમિ-

આકાશવાણી...સ્ટેડિયમ...'

'અમદાવાદ ઘણું વધી ગયું છે. જો કે, ઉદ્યોગોના વિકાસ સાથે વડોદરા પણ વિસ્તરતું જાય છે. શહેરો ઊભરાતાં જાય છે. ગામડાં ખાલી થતાં જાય છે.'

'ગામડાંઓ સુશિક્ષિતોને રોજી-રોટી પૂરી પાડી શકતાં નથી.'

'એ વાત ખોટી નથી. આખરે તો બધી જીવવા માટેની મથામણ છે.' જટાશંકર દૃષ્ટિને ચોમેર ઘુમાવતા હતા.

સી. જી. રોડ પર પાંચ માળની ભવ્ય ઇમારત આગળ કાર ઊભી રહી.

'આ બિલ્ડિંગમાં ઘણીબધી ઑફિસો છે. પહેલા-બીજે માળે આપણી ઑફિસ આવેલી છે.'

બધાં ઑફિસમાં પ્રવેશ્યાં.

પ્રણવે જટાશંકર અને પ્રાર્થનાને ઑફિસ બતાવવા માંડી.

'આ નટુભાઈની ચેમ્બર...આ નિહારભાઈની ચેમ્બર...આ ગગનભાઈની ચેમ્બર...આ રીનાની ચેમ્બર...અને આ મારી ચેમ્બર . .બધી જ ઍરકન્ડિશન્ડ છે...'

'વાહ, સરસ છે.'

ઑફિસના કર્મચારીઓ આવી ગયા હતા. કૉમ્પ્યુટર... ઇલેક્ટ્રૉનિક્સ ટાઇપરાઇટર... જેવી અદ્યતન ચીજોથી ઑફિસ સજ્જ હતી.

ટેબલો ભરાઈ ગયાં હતાં. પટાવાળા કાગળિયાં લઈ દોડાદોડ કરતા હતા.

'બીજા માળે પણ ઑફિસ છે. પચાસેક કર્મચારીઓ કામ કરે છે.'

પ્રણવ જટાશંકર અને પ્રાર્થનાને બીજા માળે લઈ ગયો.

જટાશંકરે જોયું તો પ્રણવ ઑફિસની ભવ્યતાનો પરિચય કરાવતો હતો, પણ કોઈને 'આ મારા કાકાબાપુ છે,'

બહેન છે.' એવો પરિચય કરાવતો નહોતો. કર્મચારીઓ જટાશંકરને આશ્ચર્યથી જોઈ લેતા હતા. જટાશંકર સમજી શક્યા કે આ લોકો પોતાનો પહેરવેશ તથા શિખાને જોઈ આશ્ચર્ય અનુભવે છે.

'અહીં સ્થાનિક કંકાતરીઓ તૈયાર થાય છે. કુરિયર સર્વિસ - બીજા અર્થમાં આંગડિયા દ્વારા કંકોતરીની વહેંચણીનું હાલમાં ધમધોકાર કામ થાય છે. દેશ–પરદેશ કંકોતરીઓ વહેંચાઈ ગઈ છે ફોન થઈ ગયા છે. આટલું ભવ્ય લગ્ન તમે પહેલી જ વાર જોશો.' પ્રણવના શબ્દો પર આનંદ તરવરતો હતો.

'જીવ્યા કરતાં જોયું ભલું.' જટાશંકર બોલ્યા, 'તારી સમૃદ્ધિ જોઈ મને આનંદ થાય એ સ્વાભાવિક છે.'

બધાં પહેલા માળે આવ્યાં.

રીના પર્સ ઝલાવતી મુગલાઈ ડ્રેસમાં સજ્જ થઈને આવી પહોંચી, 'ગુડ મોર્નિંગ અન્કલ !'

'નમસ્તે બેટી.'

'ઓહ ! ભૂલી ગઈ. નમસ્તે.' રીનાએ હસીને હાથ જોડ્યા. જટાશંકરને ન સમજાયું કે, રીનાના હાવભાવમાં મજાક છે, વ્યંગ છે કે સ્વાભાવિકતા છે.'

'ગુડ મોર્નિંગ એવરીબડી.' ગગન આવી પહોંચ્યો અને પ્રાર્થના પર દૃષ્ટિ ઠેરવી.

'ગુડ મોર્નિંગ...' પ્રણવ અને રીનાએ કહ્યું.

'પ્રાર્થના, ચાલ તને મારી કારમાં અમદાવાદ બતાવું. આ બધાં અહીં બેસશે. તું બોર થઈ જઈશ. લંચ અવરમાં આવી જઈશું. પછી બધાં સાથે હોટલમાં જમીશું.'

પ્રાર્થના ખચકાઈ— મનોમન બબડી, 'ભાઈના સાળાનું અપમાન પણ કરી શકતી નથી.'

'ભાઈ ગગન, તને શુભ સમાચાર આપું. પ્રાર્થનાના વિવાહ ાં જ મુંબઈના એક ખાનદાન કુટુંબમાં કર્યા છે. તું પણ હવે

ઉમર લાયક થયો છે. પરણીને સ્થિર લઈ જા...' જટાશંકરે ફોડ પાડયો, જેથી ગગન ખોટી આશામાં ન અટવાય.

'કોંગ્રેચ્યુલેશન્સ...' ગગને કહ્યું.

'થેન્ક યુ.' પ્રાર્થનાએ કહ્યું, 'ફરી કયારેક અમદાવાદ જોઈશું. આજે તો ઓફિસમાં રહેવું છે.'

'ઓ. કે.' ગગન એની ચેમ્બર તરફ ચાલવા લાગ્યો.

'નટુભાઈને મળીએ ?' જટાશંકરે પૂછયું.

'તમે મળો. હું પ્રાર્થનાને મારી ચેમ્બરમાં લઈ જાઉં છુ.' પ્રણવે કહ્યું, 'ચાલો, તમને મેળવી દઉં.'

પ્રણવ જટાશંકરને નટુભાઈની ચેમ્બરમા લઈ આવ્યો.

'આવો, આવો, જટાશંકરભાઈ.'

પ્રણવ જટાશંકરને નટુભાઈની ચેમ્બરમાં મૂકી ચાલી ગયો.

જટાશંકર એક ખુરશી પર બેઠા.

નટુભાઈની સામેની ખુરશી પર ત્રીસેક વર્ષની શ્યામવર્ણી પણ રૂઆબદાર યુવતી બેઠી હતી. નટુભાઈ ડિકટેશન આપી રહ્યા હતા. તે સડસડાટ લખતી હતી.

'ઓ. કે.' નટુભાઈએ કહ્યું, 'અર્જન્ટ છે.'

પેલી યુવતી ઊભી થઈ અને પાતળી ટટ્ટાર કાયા ઝુલાવતી ચાલી ગઈ.

'મારી પી.એ. છે. કેરાલિયન છે. ગુજરાતી છોકરીઓનુ અંગ્રેજી કાચું હોવાથી પી. એ. તરીકે ચાલી શકતી નથી. ઇન્ડસ્ટ્રીઝમાં પત્રવ્યવહાર અંગ્રેજીમાં ચાલતો હોય છે.' નટુભાઈએ કહ્યું.

'ગુજરાતી છોકરીઓ બીજા ક્ષેત્રમાં આગળ આવતી જાય છે. ગુજરાતી કે બિનગુજરાતી હોય, સ્ત્રીઓ આગળ આવતી જાય છે એ શુભ નિશાની છે. શાસ્ત્રોમાં પણ સ્ત્રીને શક્તિસ્વરૂપ ...' જટાશંકર બોલ્યા.

'જટાશંકરભાઈ, તમારી સાથે નિરાંતે વાતો કરવાનું મન થાય છે. તમે ખરેખર સંતોષી જીવ છો. આટલી સમૃદ્ધિ વચ્ચેય મારા ચિત્તને શાંતિ નથી. હવે વધતી જતી કમાણીથી આનંદ થતો નથી. છોકરાં ઠેકાણે પડે એટલી જ ઇચ્છા સળવળે છે.'

'વડીલ તરીકે તમારી એષણા સહજ છે, છતાં દરેક પોતાનું ભાગ્ય લઈને જન્મે છે. કર્મ અનુસાર સુખ-દુઃખ ભોગવે છે. આપણે તો કેવળ નિમિત્ત છીએ. અલબત્ત, સંતાનોના સુખ માટે પ્રયત્નો કરવાનો આપણો ધર્મ છે.'

ચેમ્બરની બહાર અવાજો થતા હતા.

એક આધેડ બાજરમાન સ્ત્રી અંદર દોડી આવી.

પાછળ પટાવાળો દોડતો આવ્યો, 'સાહેબ, ના કહ્યું તો પણ આ ઓરત અંદર ઘૂસી ગઈ છે.'

નટુભાઈએ અંદર ધસી આવનાર સ્ત્રી તરફ જોયું. તેમનો ચહેરો ફિક્કો પડી ગયો. શરીરમાંથી ધ્રુજારી પસાર થઈ ગઈ.

જટાશંકરને આશ્ચર્ય થયું.

'જટાશંકરભાઈ, આપણે પછી મળીએ.' નટુભાઈના શબ્દોમાં ધ્રુજારી હતી. ચહેરા પર અસ્વસ્થતા હતી.

જટાશંકરે આશ્ચર્યમાં અટવાતાં ચેમ્બર છોડી. 'આટલો મોટો માણસ એક આગંતુક સ્ત્રીને જોઈ ધ્રૂજી કેમ ઊઠયો? અસ્વસ્થ કેમ બની ગયો? અને આ સ્ત્રી વંટોળની જેમ અંદર કેમ ધસી આવી? નોળિયાના મોઢામાં ભીંસાયેલા સાપની જેમ નટુભાઈ તરફડી કેમ ઊઠયા? આ સ્ત્રી કયા અધિકારથી અંદર ધસી આવી? નટુભાઈનો ચહેરો પીળો કેમ પડી ગયો?'

*

# [૭]

ચક્રવાતની જેમ અંદર ધસી આવેલી સ્ત્રી પર નજર પડતાં નટુભાઈ ધ્રૂજી ઊઠયા. તેમના ચહેરા પર અજંપો લીંપાઈ ગયો. થોડી ક્ષણો પછી નટુભાઈને માનસિક કળ વળી, તેઓ ટગર ટગર તાકી રહી બોલ્યા, 'માધવી, તું! આટલાં વર્ષે? અચાનક?'

'હાશ! આખરે ઓળખી ખરી.' માધવી બોલી.

'કેવી વાત કરે છે? તને ન ઓળખું?' નટુભાઈના ચહેરા-પરનો વિષાદ હજુ ઓગળ્યો નહોતો.

'ખેર, છોડો એ વાત, મારી સાથે બહાર ચાલો. મારે ખૂબ જ અગત્યની વાત કરવાની છે.'

'હમણાં તો ખૂબ કામ છે. થોડા દિવસમા જ રીતાનાં લગ્ન છે. થોડા દિવસ પછી મળીશ, લખનૌથી ક્યારે આવી? ક્યાં રહી છે?'

'ત્રણ દિવસથી તમને મળવા માટે ખૂબ પ્રયત્નો કર્યા. નવી ઑફિસનું સરનામું મેળવ્યું. બે દિવસથી ફોન કરું છું, પણ તમારો સંપર્ક થતો નથી.'

'આજે મુલાકાત ન થઈ હોત તો બંગલે આવીને પણ મળત.'

'સારું થયું તું બંગલે ન આવી.'

'હું જાણું છું કે તમારા જીવનમાં મારું કોઈ સ્થાન નથી. વાસનાતૃપ્તિના સાધન તરીકે જ લાગણીના નામે તમે મારો ઉપયોગ કર્યો છે.'

'માધવી, એમ નથી.'

'દલીલો મારી દ્વિધાનો અંત લાવી શકે એમ નથી. શબ્દો હવે સાંત્વના આપી શકે એમ નથી. તંગદિલીની પરાકાષ્ઠાએ મારે લખનૌથી અહીં સુધી દોડી આવવું પડ્યું છે. તમારે મારી સાથે હમણાં જ બહાર આવવું પડશે, મારી વાત સાંભળવી પડશે.' સ્વરમાં સક્કમતા પડઘાતી હતી.

'પણ ' નટુભાઈ ગૂંચવાયા.

'સર, તમને તમારી પુત્રી માટે જેટલો પ્રેમ હોય એટલો મારા એટલે કે અઢાર વર્ષના બની ચૂકેલા, તમારી નજર અને અસ્તિત્વથી દૂર ધકેલાઈ ચૂકેલા પુત્ર માટે અને મારા માટે પ્રેમ ન હોય એ સમજી શકું છું. આટલાં વર્ષો લખનૌની ધરતી પર મેં કેમ કાઢ્યાં છે તે મારું મન જાણે છે. પહેલાં તમારી કંપનીમાં કામ કરતી હતી ત્યારે તમને 'સર !'થી સંબોધતી હતી આજે પણ તમને 'સર !'થી સંબોધું છું. ભલે આપણા સંબંધોનું સ્વરૂપ ગમે તે હોય. સામાજિક દૃષ્ટિએ ભલે હું તમારી પત્ની ન હોઉં પણ માનસિક અને શારીરિક પતિ તરીકે જ મેં તો તમને સદા જોયા છે. તમારી ઇચ્છા મુજબ વર્તી છું. અંતરના પેટાળમાં, થીજેલા જ્વાળામુખી જેવું રહસ્ય સંઘરીને જીવી છું. હવે કોઈ વિકલ્પ ન રહેતા તમારી પાસે દ્વિધાના હલ માટે આવી છું.' માધવીના સ્વરમાં ઉશ્કેરાટ હતો.

'માધવી, આ ઑફિસ છે, આવી વાત અહીં ન થાય.'

'જાણું છું કે, વીસ વર્ષ પહેલાં તમે મારા માટે રાખેલું પાલડી ખાતેનું આ મકાન નથી. એટલે તો તમને મારી સાથે બહાર આવવા, જે હોટલમાં હું ઊતરી છું ત્યાં તમને લઈ જઈ, મારી વાત સંભળાવવા આવી છું.'

'માધવી, તું આજે જા, પૈસાની જરૂર હોય તો લઈ જા. તારો અધિકાર છે. પ્રસંગ અટોપ્યા પછી નિરાંતે મળીશ.'

'સર, આ શું છે ?' માધવીનો ચહેરો સખ્ત બન્યો.

નટુભાઈએ માધવીના લંબાયેલા હાથની બંધ મુઠ્ઠી તરફ જોયું, માધવી, મજાકનો આ સમય નથી. બંધ મુઠ્ઠી છે એ નાનાં છોકરાં પણ કહી શકે.'

માધવીએ બંધ મુઠ્ઠીને ખોલતાં કહ્યું, લોકો કહે છે કે હથેળીની આડી-અવળી રેખાઓમાં માનવીનું પ્રારબ્ધ છુપાયેલું છે, એમાં કેટલું તથ્ય છે એની મને ખબર નથી, પણ હું માનું છું કે બંધ મુઠ્ઠીમાં કેટલાંય રહસ્યો પણ છુપાયેલાં હોય છે.' માધવીએ મુઠ્ઠી વાળતાં કહ્યું, 'હું ઇચ્છું છું કે વીસ વીસ વર્ષથી બંધ મુઠ્ઠીમાં સચવાયેલું રહસ્ય, બની રહે.'

નટુભાઈ ચમક્યા, 'તું... તું... મને 'બ્લેકમેઈલ' કરવા આવી છે?'

'એમ જ કરવું હોત તો જિન્દગીના બે દાયકા પહેલાં કરી શકી હોત. વીસ વર્ષની ઉંમરથી ચાળીશ વર્ષની ઉંમર સુધી લાગણીને કચડીને જીવવું એક સ્ત્રી માટે કેટલું કપરું છે એની તમને, બધું જ પામીને બેસી ગયેલા, સંસારથી વીંટળાયેલા પુરુષ તરીકે કલ્પના નહીં આવે. નિઃસહાયતાની પરાકાષ્ઠાએ તમારી પાસે દોડી આવી છું ત્યારે જીવનનો એક મોટો હિસ્સો મેં કેમ વિતાવ્યો એ જાણવાની દરકાર સુધ્ધાં કર્યા સિવાય, લાગણીનાં બે બુંદ ટપકાવ્યા વગર કેટલી સરળ રીતે કહી શકો છો કે, સમય નથી. હું 'બ્લેકમેઇલ' કરવા નથી આવી પણ મારી સ્થિતિ માટે જવાબદાર એવા એક પુરુષ પાસે નૈતિક અધિકારથી આવી છું.' માધવીના શબ્દો પર ઉશ્કેરાટ સવાર થયો હતો.

'તારી વાત સાચી છે, તારા શબ્દોએ મને મારી જવાબદારીનું ભાન કરાવ્યું છે. તારા શબ્દોએ વિસરાયેલા અતીતનું સ્મરણ કરાવ્યું છે. માધવી, તું ઑફિસની બહાર ઊભી રહે, હું થોડીવાર-માં આવું છું.'

માધવી સડસડાટ ચેમ્બર છોડીને ચાલી ગઈ.

વીસ વર્ષ પહેલાં યુવાન માધવી જૂની ઑફિસની કેબિનમાં એક ખુમારીથી પ્રવેશતી હતી, બહાર જતી હતી એ દશ્યનું સ્મરણ તૂટતી ચાલે નવી ઑફિસની ચેમ્બર છોડીને ચાલી જતી માધવીનો આઘેડ પીઠે કરાવ્યું. નટુભાઈની દષ્ટિ સમક્ષ માધવીનાં બે સ્વરૂપો તરવરી રહ્યાં, યુવાન અને સ્વપ્નોની થનગનતી માધવી અને આધેડ ભૂંસાયેલાં સ્વપ્નોની વ્યથાથી વ્યગ્ર માધવી.

નટુભાઈ બબડ્યા, 'ત્યારે હું પણ પાંત્રીસનો હતો. આજ પંચાવનનો છું.' કંઈક વિચારી, ટેબલના ખાનામાંથી ચાવી લઈ નટુભાઈ ચેમ્બર છોડીને, દાદર ઊતરીને બહાર આવ્યા. ડ્રાઈવરને સાથે ન લીધો.

માધવી બહાર ઊભી હતી.

નટુભાઈએ પાર્કિંગમાંથી કાર બહાર કાઢી. આગલું બારણું ખોલ્યું. માધવી સાથે બેસી ગઈ.

'ક્યાં લઈ લઉં ?' નટુભાઈએ ગીઅર બદલતાં પૂછ્યું.

'હોટલ સ્વપ્ન.'

'આ હોટલના 'કૉન્ફરન્સ હૉલ'માં ઘણી બિઝનેસ મીટિંગ કરી છે. ત્યાં ઠીક નહીં રહે એના કરતા...'

'તમને ઠીક લાગે ત્યાં લઈ જાવ. વીસ વર્ષ પહેલાં અડોલ શ્રદ્ધાથી તમારી ઇચ્છાને માન આપી તમારી સાથે ગમે ત્યાં આવતી હતી તો પછી હવે કોઈ પ્રશ્ન નથી. પાલડીના બંગલે...'

'એ બંગલો વેચી દીધો છે. રીનાના પતિ જે ફ્લેટમાં રહેતા હતા તે ખાલી છે.'

માધવીના ચહેરાનો ઉશ્કેરાટ શમી ગયો હતો, 'નિહાર, ગાર્ગી, ગગન અને રીનાનો ખ્યાલ છે ત્યાર પછી...'

'ગાર્ગી છે. રીનાનાં લગ્નની તૈયારીઓ થાય છે, માધવી, તને બધું યાદ છે ?'

'દેહથી જુદી રહેવા છતાં મનથી એક ક્ષણ પણ અલગ રહી શકી નથી. બધું જ... બધું યાદ છે.'

નટુભાઈની નજર ક્યારેક ક્યારેક સડક પર, ક્યારેક માધવી-ના ચહેરા પર ફરતી હતી. મન વીસ વર્ષ પાછળ દોડતું હતું.

નટુભાઈને લાગ્યું પોતે પાંત્રીસ વર્ષના બની ગયા છે. માધવી વીસ વર્ષની મુગ્ધ યૌવના બની રહી છે.

વીસ વર્ષ પહેલાં નટુભાઈ પિતાનો બિઝનેસ જમાવતા હતા ત્યારે એક વિધવાની પુત્રી માધવીની આર્થિક સ્થિતિ પ્રત્યે સહાનુ-ભૂતિ જન્મતાં એને નોકરી આપી હતી.

મંજુલાબહેનથી સંતૃપ્ત હોવા છતાં નટુભાઈને માધવી પ્રત્યે આકર્ષણ જન્મ્યું હતું અને માધવી પણ ઉંમરમાં પંદરેક વર્ષ મોટા હોવા છતાં, નટુભાઈ માલિક છે, આર્થિક લાભ થશે, નોકરીની સલામતી જળવાશે એવી કોઈ પણ ગણતરી વગર કેવળ અદૃશ્ય લાગણીના પ્રવાહમા નટુભાઈ પ્રત્યે ખેંચાઈ ગઈ હતી.

માધવીનાં માતા મૃત્યુ પામતાં, નટુભાઈ અને માધવીના સબંધો વધુ ગાઢ બન્યા. ખાડિયાની પોળમા એકલી રહેતી માધવી માટે નટુભાઈએ પાલડી વિસ્તારમાં એક નાનકડો બંગલો રાખ્યો. નટુભાઈ એ બંગલામાં માધવીને સમાજથી નજર બચાવીને મળવા લાગ્યા.

'સર, હું જાણું છું કે તમે મારી સાથે લગ્ન નહીં કરી શકો છતાં તમને પતિ માની મેં મારું સર્વસ્વ ન્યોચ્છાવર કરી દીધું છે. મારા પિતાના હાવભાવ, બોલવાંની ઢબ અને વર્તનની છટાના આભા તમારામાં જોતાં, પહેલી જ દૃષ્ટિએ હું તમારા પ્રત્યે આક-ર્ષાઈ ગઈ હતી.'

'માધવી, તને સ્વીકારવાની દિશાઓ ખુલ્લી હોત તો આમ છાનાછપના સંબંધો રાખવાનું મને પણ ન ગમત, પણ સં[illegible] કોઈ પણ વાંક વગર હું એને છૂટાછેડા આપી, અન્યાય [illegible]

શકતો નથી.'

'એક સ્ત્રી તરીકે એક સ્ત્રીનો સંસાર છિન્નભિન્ન કરવાનું સૂચન હું કદી નહીં કરું. આપણે પરસ્પર આકર્ષાયાં એમાં મંજુલાબહેનનો શો વાંક? સામાજિક અધિકાર વગરના સંબંધો પર હું જીવન વિતાવી દઈશ. તમારા લાગણીપૂર્ણ સાંનિધ્યનો અધિકાર જરૂર માગીશ.'

'એ અધિકાર મળતો રહેશે. છતાં માધવી, મારું તને સૂચન છે કે, તું યોગ્ય પાત્ર શોધી પરણી જા. જીવનની આ ઘટનાને દુ:સ્વપ્ન સમજી ભૂલી જા. તારું યૌવન હજુ તો હવે પાંગરે છે. જીવનનો એક લાંબો પંથ તારી સમક્ષ પડ્યો છે. ઉંમર વીતતાં લગ્નની ઝંખના જાગશે ત્યારે આજે આનંદરૂપ લાગતા આ સંબંધો ભારરૂપ લાગશે.'

'આજ પછી આવી વાત કરી મને દુ:ખી ન કરશો. હું સગીર વયની નથી, વયસ્ક છું. હું જે કરું છું તે વિચારીને જ કરું છું. તમે મને ફસાવી છે, મારું જીવન બરબાદ કર્યું છે એવો દોષ નહીં આપું. મેં જાતે આ સંબંધો સ્વીકાર્યા છે. જો આ સંબંધો દોષિત હોય તો આ દોષની હું પણ ભાગીદાર છું. તમને આ સંબંધો તમારી પ્રતિષ્ઠાને હાનિકારક લાગતા હોય તો બેધડક આ સંબંધો પર પૂર્ણવિરામ મૂકી દો, હું ચૂપચાપ તમારાથી દૂર ચાલી જઈશ.'

'માધવી, લાગણીના સંબંધો છોડવાની મારી પણ તૈયારી નથી. તારી દૃઢતાએ મને જીતી લીધો છે.'

સમય વહેતો હતો.

સંબંધો પ્રગાઢ બનતા ચાલ્યા.

લાગણીના સંબંધો શારીરિક સંબંધોમાં પરિણમતાં માધવીએ માતૃત્વ ધારણ કર્યું. નટુભાઈની 'લાગણીનો પ્રથમવાર પ્રતિકાર ર્યો, 'ના, હું જન્મનાર બાળકનું અસ્તિત્વ રહેંસી નાખવા તૈયાર

નથી. એને જન્મવાનો-જીવવાનો અધિકાર છે.'

પણ કુંવારી માતા તરીકે અમદાવાદના સાંકડા સમાજમાં જીવવું મુશ્કેલ થઈ પડશે.'

'હું અમદાવાદથી દૂર જતી રહીશ. જ્યા મારા અને તમારા કોઈ સંબંધી ન હોય, કોઈ પરિચિત ન હોય. તમારી બદનામી નહીં થાય એ અંગે નચિંત રહેજો; પણ બાળકને જન્મ આપવાનો મેં નિર્ધાર કર્યો છે.'

'તેં શું વિચાર્યું છે?'

'લખનૌ જવાનું. અલબત્ત, બાળકને જન્મ આપવા સુધી તમારે મને સહકાર આપવો પડશે.'

'પણ એટલે દૂર હું તને વારંવાર મળવા નહીં આવી શકું. પૈસાનો પ્રશ્ન હલ કરી શકીશ.'

'જન્મનાર બાળકમાં તમારી પ્રતિકૃતિ જોઈ, લાગણીની ઊણપ પૂરી કરી લઈશ. તમને મળવા આવવા માટે પત્ર સુધ્ધાં નહીં લખું.'

બિઝનેસ ટૂર નિમિત્તે નટુભાઈ માધવીને લઈ લખનૌ પહોચી ગયા. પૈસાથી પહોંચી શકે એમ હોવા છતાં મન પર ભારણ હતું. થોડા મહિના માધવીને કોને સોંપવી, પછી માધવીના જન્મનાર બાળકની શી વ્યવસ્થા કરવી એ નટુભાઈને મન યક્ષપ્રશ્ન હતો.

નટુભાઈ માધવીને લઈ હોટલમાં, ખોટાં નામ-સરનામે ઊતર્યાં – પ્રદીપકુમાર અને આભાના નામે રજીસ્ટરમાં મુંબઈ સ્થળ નોંધાવ્યું.

શોધખોળ કરતાં એક હિન્દુ પ્રૌઢા વિધવા કાશીબહેનની ભાળ મળી. કાશીબહેન એકલાં રહેતાં હતાં. માધવીની સોંપણી કરી, મોટી રકમ આપી, બાળક જન્મે એટલે જાણ કરવાની સૂચના આપી અમદાવાદ પાછા ફર્યા, પણ મનની મૂઝવણ ઓછી ન થઈ.

ફૂલગુલાબી મિજાજના નટુભાઈને વારંવાર ચિંતાગ્રસ્ત બની જતા જોઈ, મંજુલાબહેન પૂછતાં, 'તમે ખૂબ ચિંતામાં રહો છો. તમારા સ્વભાવમાં આભ-જમીનનું અંતર પડી ગયું છે.

છે ? મારી કોઈ ભૂલ-ચૂક ?'

'ના, ના, વેપાર-ધંધાની ચિંતા રહ્યા કરે છે.'

'પૈસો તો આવે ને જાય. એને માટે ચિંતા કરી તબિયત ન બગાડશો. મોજશોખ નહીં થાય તોય વાંધો નથી.'

'ભલે.'

પ્રેમાળ, વ્યવહારુ અને શ્રદ્ધાશીલ પત્નીને છેતરવાનો ડંખ નટુભાઈના કાળજાને કોરવા લાગ્યો. ક્યારેક લાગતું, 'હું એક સાથે બબ્બે સ્ત્રીઓ સાથે પ્રતારણા આદરી રહ્યો છું. પ્રતારણાના પ્રકાર ભલે ભિન્ન હોય. માધવી સાથેના સંબંધોની, એના માતૃત્વની વાત કહી મંજુને વજ્રઘાત કેવી રીતે પહોંચાડી શકું ? નિ:સહાય માધવીને સામાજિક સ્વીકૃતિ આપી શકતો નથી. મારા જીવનમા આવેલી બન્ને સ્ત્રીઓની તુલનાએ હું વામણો છું.'

નટુભાઈ પોતાની દ્વિધાથી મંજુલાબહેન દુ:ખી ન થાય એટલા માટે આનંદનું પહોરું પહેરી વર્તવા લાગ્યા, પણ અંતરમા વેદનાનું ભારણ લઈ જીવવા લાગ્યા.

માધવીએ પુત્રને જન્મ આપ્યાનો તાર મળતાં, નટુભાઈ સમય કાઢીને લખનૌ પહોંચી ગયા. માધવી પ્રસન્ન હતી. નટુભાઈ ખિન્ન હતા. નટુભાઈએ માધવીની ક્ષમા માગી, 'માધવી, હવે શું વિચાર્યું છે ? દિલગીર છું કે, તને અને પુત્રને સાથે નહીં રાખી શકું.'

'હું મારું ફોડી લઈશ. તમે અમારી ચિંતા કર્યા સિવાય તમારા ધંધા પ્રત્યે, તમારા સંસાર પ્રત્યે ફરજ બજાવો. હું કાશીમા સાથે રહીશ. એકલાં છે, ભલા છે. એમને સહારાની જરૂર છે, મને પણ એક પીઢ–પ્રૌઢ બાઈ તરફથી સહારો મળશે.'

નટુભાઈએ બે લાખ રૂપિયા માધવીને આપ્યા, જેના ...ંથી માધવી, પુત્ર અને કાશીબહેન ગુજરાન ચલાવી શકે.

જતાં જતાં નટુભાઈએ કહેલું, 'પૈસાની જરૂર પડે તો જણાવજે. કોઈ મુશ્કેલી હોય તો જણાવજે.'

'તમે નિશ્ચિંતતાથી જાવ. અણીના સમયે, કોઈ વિકલ્પ નહીં સૂઝે ત્યારે જ તમારી પાસે દોડી આવીશ'

ત્યાર બાદ માધવીએ કદી પત્ર દ્વારા કે રૂબરૂ મળવાનો પ્રયત્ન કર્યો નહોતો.

નટુભાઈ પણ બિઝનેસને વિસ્તારવામાં અને પોતાના સંસાર પ્રત્યેની ફરજ બજાવવામાં ડૂબી ગયા. બિઝનેસ ધમધોકાર જામ્યો. સંતાનો યુવાન બનવા લાગ્યાં. 'N. K. Industries Ltd.'ની સ્થાપના કરી. સંસાર, સમૃદ્ધિ અને પ્રગતિમાં નટુભાઈ એવા ડૂબી ગયા કે થોડા સમયમાં માધવી અને પુત્રનું વિસ્મરણ થઈ ગયું.

અચાનક માધવી અઢાર વર્ષ પછી આવી પહોંચી. સંબંધોના સમયગાળામાં ખૂબ સહિષ્ણુતા રાખનાર માધવીએ પહેલી જ વાર નટુભાઈ સાથે ઊંચા અવાજે વાત કરી હતી.

નટુભાઈ ચૂપચાપ કાર દોડાવતા અતીતની પરિક્રમા કરી આવ્યા. એમને પ્રતીતિ થઈ કે પોતે માધવીના અપરાધી છે. માધવી પ્રત્યેની ફરજ ચૂકયા છે. અઢાર વર્ષના ગાળામાં પોતે માધવીની કદી દેખરેખ રાખી નથી. માધવી અને પુત્ર કેમ જીવતાં હશે એ જાણવાની તમા સુધ્ધાં રાખી નથી.

'શું વિચારો છો ?' માધવીએ પૂછયું.

'જીવન કેવા વળાંકો બદલે છે ! હું કયાંથી કયાં પહોંચ્યો ? તું કયાં હતી, કયાં આવી પહોંચી ? મેં તને ખરેખર અન્યાય કર્યો છે.'

'હજુ જીવન કયા કયા વળાંકો બદલશે એ ભગવાન જાણે.' માધવીએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

ડ્રાઈવ ઇન રોડ પરના બહુમાળી ફ્લૅટ આગળ નટુભાઈએ કાર પાર્ક કરી.

નટુભાઈ અને માધવી લિફ્ટમાં પાંચમા માળે આવ્યાં—ફ્લૅટમાં પ્રવેશ્યાં. નટુભાઈનું હૃદય ધબકતું હતું, મન વિચારતું હતું, 'જીવનની કઈ મજબૂરી માધવીને મારી પાસે અઢાર વર્ષ પછી ખેંચી લાવી હશે? માધવી શું કહેશે?'

*

[૮]

ફ્લેટમાં પ્રવેશી માધવી અને નટુભાઈ સોફા પર સામસામે બેઠાં.

માધવીએ ફ્લેટમાં નજર ફેરવી, ઊભી થઈ.

ફર્નિચરથી સુસજ્જ વિશાળ ફ્લેટ હતો. થોડા સમય પહેલાં જ પ્રણવે ફ્લેટ ખાલી કર્યો હોવાથી, ધૂળના થપેડા બાઝયા નહોતા, છતાં ધૂળની રજકણો પથરાયેલી હતી.

નટુભાઈએ જોયું તો માધવી એક કપડું શોધી કાઢી, આસપાસની જગ્યા અને સોફા પરની ધૂળ ઝાટકતી હતી.

નટુભાઈ મુગ્ધતાથી માધવીને જોઈ રહ્યા. વીસ વર્ષ પહેલાં નામ ન આપી શકાય એવા સંબંધો પર આત્મસમર્પણ કરી બેઠેલી વીસ વર્ષની માધવી પાલડીના મકાનને આમ જ ઝાપટતી હતી. વીસ વર્ષ પછી ચાળીશ વર્ષની આધેડ વયે પણ માધવી જાજરમાન લાગે છે. આધેડતાએ માધવીને એક ઠરેલ સૌંદર્ય આપ્યું હતું. વીસ વર્ષ પહેલાંની માધવી યૌવનથી થનગનતી, ચેતનાથી તરવરતી, સ્વપ્નશીલ, ખુમારીવાળી, આજની ક્ષણેક્ષણને જીવી લેતી, આવતી કાલની પરવા ન કરનાર બિન્દાસ યુવતી હતી. આજની માધવી ગંભીર, સ્વસ્થ અને ગઈ કાલની જિવાઈ ગયેલી, અસ્તવ્યસ્ત બનેલી જિન્દગીને સ્થિર કરવા મથતી જાજરમાન સ્ત્રી લાગતી હતી.

નટુભાઈ વિચારી રહ્યા, 'વીસ વર્ષનો સમયગાળો જીવનનો એક નાનોસૂનો હિસ્સો નથી. મારામાં પણ કેટલુ પરિવર્તન આવી ગયું છે? મારી ગઈ કાલ પાંત્રીસની હતી, આજ પંચાવનની છે. મંજુ અને ચાર સંતાનો સાથે સુખથી જીવતો હતો, છતાં માધવી સાથે સંબંધો બાંધી બેઠો હતો. માધવીને કેવળ વાસ

આવતી કાલની કદી પરવા કરી નહોતી એટલે મેં કાશીબાની વાતને ગંભીરતાથી લીધી નહોતી.

સમય પસાર થતો રહ્યો.

કાશીબહેને ખરેખર માતાનું વાત્સલ્ય આપ્યું હતું એટલે હું એમને બા, ક્યારેક કાશીબા કહેતી. એમની હૂંફમાં મેં અને મૌલિકે જીવવા માંડયું. પુત્રનુ નામ મૌલિક પાડયું હતું.

મૌલિક મોટો થતો ચાલ્યો તેમ તેમ તેની જિજ્ઞાસા પ્રબળ થતી ચાલી. ઘણીવાર પૂછતો, 'મમ્મી, મારા પપ્પા શું કરે છે? આપણી સાથે કેમ રહેતા નથી?'

શરૂ શરૂમાં હું તેના પ્રશ્નના ઉત્તર ઉડાવી દેતી, પણ સમજુ થતો ચાલ્યો તેમ તેમ તેની જિજ્ઞાસા જીદમાં પરિણમી.

મૌલિક મારા જીવનનું પ્રેરકબળ હોવા છતાં મેં એની જીદ ન પોષી. હું જોઈ શકતી હતી કે વણસંતોષાયેલી જિજ્ઞાસા તીર બનીને તેના અંતરમાં ખૂંપી ગઈ હતી. એની મૂંઝવણથી હું દુઃખી થતી, પણ તમારું નામ–સરનામું ન આપ્યું.

એક યુવાન સ્ત્રી તરીકે પુરુષોથી મેં કેવી કેવી રીતે મારી જાતની રક્ષા કરી છે એનું વિગતે બયાન નહીં કરું. હું પરિણીતા છું એ સિદ્ધ કરવા મંગલસૂત્ર પહેરતી. લલાટ પર ગોળમટોળ ચાંલ્લો કરતી મારા માથે કોઈ પુરુષ છે એવો આભાસ ઊભો કરતી પણ મહોલ્લામાં વર્ષો સુધી કાશીમા અને પુત્ર સાથે એકલી રહેતી જોઈ, પતિ નામના કોઈ પુરુષનું અમારા ઘરમાં આગમન ન થતાં, લોકો જાતજાતની કલ્પના દોડાવતા.

એકાદ–બે વાર તો પુરુષો મને શરીફ ઘરાનાની વેશ્યા સમજી અડધી રાતે બારણે ટકોરા મારી નોટો ફરકાવતા આવી પહોંચેલા. કાશીબાએ 'તેરી મા–બહેન નહીં હૈ?' જેવા બૂમબરાડા પાડી એમને હડધૂત કરી નાખેલા.

શરૂ શરૂમાં હું ગભરાઈ ગયેલી, પણ પછી તો બધું કોઠે

પડી ગયેલું.

આ બધી વાત તો ઠીક છે, પણ મારે મૂળ વાત મૌલિકની કરવાની છે.

મૌલિક અભ્યાસમાં તદ્દન મધ્યમ હતો. એના હિન્દુ-મુસ્લિમ દોસ્તો સારા નહોતા. છેલ્લાં બે વરસથી તે ખરાબ સોબતે ચડી ગયો છે. દારૂ પીએ છે, જુગાર રમે છે, મુજરામા જાય છે. ગયા વર્ષે છોકરીઓની છેડતી કરવા બદલ કાલેજમાથી ડિસમિસ થયો છે.

ઘરમાથી વસ્તુઓ ચોરી જાય છે, પૈસા લઈ જાય છે, પૈસા માટે ધાંધલ ધમાલ કરે છે. કોઈનો એના પર દાબ નથી. ભણવામા ચિત્ત નથી. ઓછું ભણેલાને નોકરી કોણ આપે? બેકારીએ તેને વધુ બેકામ બનાવ્યો છે.

છેલ્લે છેલ્લે કાશીબાએ સલાહ આપેલી, 'માધવી, આ છોકરાને લઈ તું અમદાવાદ જતી રહે. અહીં રહેશે તો એનું જીવન બરબાદ થઈ જશે. એના પિતા મોટા માણસ છે, શ્રીમંત છે. એને ઠેકાણે પાડી દેશે તો એનું જીવન સુધરી જશે. પુરુષ વગરના આ ઘરમાં એના પર કોઈનો દાબ નથી.'

'ના, ના, હું એને એના પિતાનો પરિચય કરાવી, એક પ્રતિષ્ઠિત માણસની ઇજ્જતના ધજાગરા ઉડાડવા માગતી નથી. વળી, અમને આશરો આપનાર તમને આ દર્દમાં, આ બૂઢાપામાં છોડીને જાઉં તો હું નગુણી કહેવાઉં.'

'જો બેટી, મને કેન્સર છે. હું ગમે ત્યારે ઘર્યો જઈશ. તમે લોકો નહોતા ત્યારે પણ એકલી જ રહેતી હતી ને? તમારી આગળ લાંબી જિન્દગી પડેલી છે. હું નહીં હોઉં ત્યારે તારી દશા ઘણી ખરાબ થઈ જશે. હજુ મોડું થયું નથી.'

પણ હું મારી મમત પર મક્કમ રહી.

પછી તો કાશીબા મૃત્યુ પામ્યાં. અંતિમ શ્વાસ

'બેટી, હું તને છોડીને જાઉં છું...તેં ખૂબ સહન કર્યું છે... હજુ પણ અમદાવાદ જતી રહે...તારું સ્વમાન અહમ્ બની ગયું છે...અહમ્‌ને ઓગાળી નાખ...જેને કારણે તેં આટલું સહન કર્યું છે તેની પાસે જવામાં નાનમ કેવી ? એમાં જ તારું અને મૌલિક-નું કલ્યાણ છે.'

કાશીબા ચાલ્યા ગયાં.

જીવનમાં બીજી વાર મેં નિ:સહાયતાની લાગણી અનુભવી. એક વાર તમને છોડ્યા ત્યારે અને બીજી વાર કાશીબાની માતૃસહજ છાયા ગુમાવી ત્યારે. પહેલીવારની નિ:સહાયતા તો નાનકડા નિર્દોષ મૌલિકના પ્રેમે અને કાશીબાના વાત્સલ્યે જીરવી લેવાની શક્તિ આપી હતી. બીજી વારની નિ:સહાયતા યુવાન બનેલા મૌલિકની આવારાગર્દીએ વધુ કારમી બનાવી દીધી.

પરિસ્થિતિથી વિવશ બની મેં તમને ફોન કરવાનો પ્રયત્ન કર્યો. ટેલિફોન એક્સચેન્જમાંથી બદલાયેલો ફોન નંબર મળ્યો. ઑફિસમાં ત્રણેક વાર ફોન કર્યો, પણ તમારી મુલાકાત ન થઈ. ટેલિફોન ઑપરેટરે 'હી ઈઝ આઉટ ઑફ સ્ટેશન...હી ઈઝ બિઝી ઈન બિઝનેસ કૉન્ફરન્સ...મે આઈ નો યોર નેમ ઍન્ડ ફોન નંબર પ્લીઝ ?' સભ્યતાપૂર્ણ ઉત્તર આપ્યા, પણ મેં નામ ન આપ્યું.

આખરે મેં બંગલાના સરનામે એક ટૂંકોટચ પત્ર લખેલો, 'તમને મળવું ખૂબ જરૂરી છે. ફોન પર પત્તો ખાતો નથી. કાં તમે આવી જાવ, કાં હું આવી જાઉં. આશા છે તરત જવાબ આપશો. હું દ્વિધાની ટોચ પર આવીને ઊભી છું. કોઈ માર્ગ સૂઝતો નથી.'

પત્રનો ઉત્તર ન મળ્યો. હું ખૂબ નિરાશ થઈ. મૌલિકની વ્યસનપરસ્તી અને રઝળપટ્ટીએ મને તોડી નાખી છે. મૌલિકે પૈસાનું પાણી કરી નાખ્યું છે.

મારી પાસે કદી નહીં આવવાનો નિર્ણય કરવા છતાં

આવવું પડયું છે હું તૂટી ગઈ છું...' માધવીની આંખો ભીની બની.

'માધવી, ભલે તને વીસરી ચૂકયો હતો, છતાં આંતરમનમાં તું જીવંત હોવાથી આવી તે ગમ્યું. બોલ, હું શું કરી શકું છું તારા માટે? મૌલિક માટે? પણ તારો કોઈ પત્ર મને મળ્યો નથી. ખેર, જવા દે એ વાત.'

'હું અમદાવાદ પાછી ફરવા માગું છું. મૌલિક લાયક હોત તો મને સહારો મળી શકત, પણ એ આખો દિવસ બહાર રખડયા કરે છે. કાશીમાના મૃત્યુ પછી ચાળીશ વર્ષની વહેવા છતા એક સ્ત્રી તરીકે પુરુષો તરફથી જાતજાતની કનડગત થયા કરે છે. અડધી રાતે બારણે ટકોરા પડે છે. અત્યાચારનો ભોગ બનવાની ક્ષણે પણ મેં મારી જાતનું રક્ષણ કર્યું છે. નાલાયક પુત્ર અને લાલસાખોર લોકોથી હું ત્રાસી ગઈ છું.'

'મારે શું કરવું જોઈએ? જોઈએ એટલા પૈસા આપી શકું છું.'

'માત્ર પૈસા માટે જ નથી આવી...'

'તારી અપેક્ષાઓ સંતોષવાનો મારો ધર્મ છે. આ રીતે પણ તને કરેલા અન્યાયનું થોડુંઘણું પ્રાયશ્ચિત્ત કરી શકીશ તો આત્માને શાંતિ મળશે.'

'આ ઉંમરે વાસનાનો પ્રશ્ન નથી, પણ તમારા લાગણીસભર સહારાની મને જરૂર છે. તમે બિઝનેસમેન છો એટલે મૌલિકને તમારી ઓફિસમાં કે અન્ય જગ્યાએ નોકરીમાં ગોઠવી દેશો તો સ્થળ બદલાતા, સોબત બદલાતા અને નોકરી મળતાં એ લાઇન પર આવી જશે. આ બે અપેક્ષાઓ લઈને આવી છું. વિશેષ તો મૌલિકનુ જીવન થાળે પડે એવી માતૃસહજ ઝંખના છે.'

નટુભાઈ વિચારમાં ડૂબી ગયા.

થોડી ક્ષણો મૌન પ્રસરી રહ્યું.

'હું અહીં આવીશ તેનો ડર લાગે છે? નટુભા

જોઈ, માધવીએ પૂછ્યું.

'તારો ડર નથી લાગતો પણ મને મારી જાતનો ડર લાગે છે. તું અહીં હોઈશ તો તને રોજ રોજ મળ્યા વગર નહીં રહી શકું. હું અંતિમવાદી છું, મધ્યમમાર્ગી નથી.'

'તો ?'

'એના કરતા વડોદરામા આપણી બ્રાન્ચ ઑફિસ છે એમાં માલિકને ગોઠવી દઉં. તમારા માટે રેસકોર્સ રોડ પર એકાદ મકાન ખરીદી લઉં. આર્થિક મુશ્કેલી નહીં પડે એની ખાતરી રાખજે. મૌલિકને નોકરી કરવી ન હોય અને એમ. એસ. યુનિવર્સિટીમાં અભ્યાસ કરવો હોય તો પણ વાંધો નથી. બ્રાન્ચ ઑફિસ હોવાથી ઘણીવાર વડોદરા આવવાનું થશે. તને પણ મળી શકાશે. મૌલિક પર આડકતરો દાબ રાખી શકાશે.'

'મૌલિક લાઇન પર આવતો હોય, ક્યારેક ક્યારેક તમને જોઈ શકીશ. લાગણીના બે શબ્દોની આપ-લે કરી શકીશ એનાથી વધારે મારે કાંઈ જોઈતું નથી. તમારો સંસાર છિન્નભિન્ન થાય, તમારી ઇજ્જત પર ડાઘ બેસે એવું મેં ભરયુવાનીમાં પણ ઇચ્છયું નહોતું તો પછી આ ઉંમરે ન ઇચ્છું એ સ્વાભાવિક છે. મારે લખનૌ છોડવું છે. તમારા સાન્નિધ્યની ઉષ્મા મળી રહે એટલા માટે અમદાવાદ રહેવાની ઇચ્છા હતી, છતાં વડોદરા સ્થિર થવાનું પણ ગમશે.'

'છતાં અમદાવાદનો આગ્રહ હોય તો પણ વાંધો નથી.' નટુભાઈએ દૃઢતાથી કહ્યું, 'હું ટાળવા મથતો નથી. માર્ગ કાઢવા મથું છું.'

'આપણી વચ્ચે થોડું અંતર રહે એ ઇચ્છનીય છે. નિકટતા ક્યારેક બદનામી તરફ દોરી જાય એવી તમામ શક્યતા છે. સમાજને યુવાનોની બદનામી કોઠે પડી ગઈ છે, એને યૌવનસહજ રીતે સ્વીકારી શકે છે, પણ આધેડ પ્રૌઢ વૃદ્ધત્વ તરફ

ધસી રહેતાં સ્ત્રી-પુરુષોની બદનામી પ્રત્યે વિશિષ્ટ નજરે જુએ છે. સમાજ બુઝર્ગોને શ્રદ્ધાથી જુએ છે એટલો જ અશ્રદ્ધાથી પણ જુએ છે.'

'તારી વાત સાચી છે. છતાં સાત પાતાળમા ભંડારીએ તોય લાગણીભીના સંબંધો કોઈ ને કોઈ નિમિત્તે લોખંડી પડ ચીરીને પોતાનું અસ્તિત્વ પ્રગટાવે છે જ. તેમાય આપણા સંબંધો તો લાગણીની સરહદ પાર કરી શરીરની સીમા સુધી પહોચેલા છે અને એની ફલશ્રુતિરૂપ અઢાર વર્ષનો યુવાનપિંડ હયાત છે.'

'છતા મારા મોઢેથી જીવનપર્યંત એક હરફ સુધ્ધા નહીં ઉચ્ચારાય એની શ્રદ્ધા રાખશો.'

'અઢાર વર્ષના તારા ત્યાગે એની પ્રતીતિ કરાવી દીધા છે. માધવી, લંચનો સમય થઈ ગયો છે. કોઈ હોટલમાં જમી, કારમાં દૂર દૂર ફરવા જઈએ? પહેલાં જતાં હતા એમ ચોરીછૂપીથી... ગમશે?'

માધવી હસી પડી, 'ગમશે.'

નટુભાઈ અને માધવી ફ્લેટની બહાર નીકળ્યાં.

માધવી પાછળ બેસવા જતી હતી ત્યાં નટુભાઈએ કહ્યુ. 'આગળ બેસ. સાથે. બ્લેક સનગ્લાસ છે. સાથે બેઠેલી વ્યક્તિ ઓળખી નહીં શકાય.'

હોટલમાં જમી, નટુભાઈએ સરખેજ રોડ પર કાર હંકારી. ખૂબ ખૂબ વાતો કરી.

રાતનો અંધકાર ક્યારે ઊતરી આવ્યો તેનો ખ્યાલ ન રહ્યો.

માધવીને હોટલ પર ઉતારતાં નટુભાઈએ કહ્યુ, 'રીનાનાં લગ્ન થઈ જાય પછી તને જણાવીશ. તું મૌલિક સાથે વડોદરા આવી રહેજે. બધી જ વ્યવસ્થા થઈ જશે.'

'રિબાયેલા જીવનમા એક ચૈતન્ય પ્રગટ્યું છે. હું

જોઈ, માધવીએ પૂછ્યું.

'તારો ડર નથી લાગતો પણ મને મારી જાતનો ડર લાગે છે. તું અહીં હોઈશ તો તને રોજ રોજ મળ્યા વગર નહીં રહી શકું. હું અંતિમવાદી છું, મધ્યમમાર્ગી નથી.'

'તો ?'

'એના કરતા વડોદરામાં આપણી બ્રાન્ચ ઑફિસ છે એમાં માલિકને ગોઠવી દઉં. તમારા માટે રેસકોર્સ રોડ પર એકાદ મકાન ખરીદી લઉં. આર્થિક મુશ્કેલી નહીં પડે એની ખાતરી રાખજે. મૌલિકને નોકરી કરવી ન હોય અને એમ. એસ. યુનિવર્સિટીમાં અભ્યાસ કરવો હોય તો પણ વાંધો નથી. બ્રાન્ચ ઑફિસ હોવાથી ઘણીવાર વડોદરા આવવાનું થશે. તને પણ મળી શકાશે. મૌલિક પર આડકતરો દાબ રાખી શકાશે.'

'મૌલિક લાઇન પર આવતો હોય, ક્યારેક ક્યારેક તમને જોઈ શકીશ. લાગણીના બે શબ્દોની આપ-લે કરી શકીશ એનાથી વધારે મારે કાંઈ જોઈતું નથી. તમારો સંસાર છિન્નભિન્ન થાય, તમારી ઇજ્જત પર ડાઘ બેસે એવું મેં ભરયુવાનીમાં પણ ઇચ્છયું નહોતું તો પછી આ ઉંમરે ન ઇચ્છુ એ સ્વાભાવિક છે. મારે લખનૌ છોડવું છે. તમારા સાન્નિધ્યની ઉષ્મા મળી રહે એટલા માટે અમદાવાદ રહેવાની ઇચ્છા હતી, છતાં વડોદરા સ્થિર થવાનું પણ ગમશે.'

'છતા અમદાવાદનો આગ્રહ હોય તો પણ વાંધો નથી.' નટુભાઈએ દૃઢતાથી કહ્યું, 'હું ટાળવા મથતો નથી. માર્ગ કાઢવા મથું છું.'

'આપણો વચ્ચે થોડું અંતર રહે એ ઇચ્છનીય છે. નિકટતા ક્યારેક બદનામી તરફ દોરી જાય એવી તમામ શક્યતા છે. સમાજને યુવાનોની બદનામી કોઠે પડી ગઈ છે, એને યૌવનસહજ રીતે સ્વીકારી શકે છે, પણ આવેડ પ્રૌઢ વૃદ્ધત્વ તરફ

ધસી રહેતાં સ્ત્રી-પુરુષોની બદનામી પ્રત્યે વિશિષ્ટ નજરે જુએ છે. સમાજ બુઝર્ગોને શ્રદ્ધાથી જુએ છે એટલો જ અશ્રદ્ધાથી પણ જુએ છે.'

'તારી વાત સાચી છે. છતાં સાત પાતાળમાં ભંડારીએ તોય લાગણીભીના સંબંધો કોઈ ને કોઈ નિમિત્તે લોખંડી પડ ચીરીને પોતાનું અસ્તિત્વ પ્રગટાવે છે જ. તેમાંય આપણા સંબંધો તો લાગણીની સરહદ પાર કરી શરીરની સીમા સુધી પહોંચેલા છે અને એની ફલશ્રુતિરૂપ અઢાર વર્ષનો યુવાનપિંડ હયાત છે.'

'છતા મારા મોઢેથી જીવનપર્યંત એક હરફ સુધ્ધાં નહીં ઉચ્ચારાય એની શ્રદ્ધા રાખશો.'

'અઢાર વર્ષના તારા ત્યાગે એની પ્રતીતિ કરાવી દીધી છે. માધવી, લંચનો સમય થઈ ગયો છે. કોઈ હોટલમાં જમી, કારમાં દૂર દૂર ફરવા જઈએ? પહેલાં જતાં હતાં એમ ચોરીછૂપીથી... ગમશે?'

માધવી હસી પડી, 'ગમશે.'

નટુભાઈ અને માધવી ફ્લેટની બહાર નીકળ્યાં.

માધવી પાછળ બેસવા જતી હતી ત્યાં નટુભાઈએ 'આગળ બેસ. સાથે. બ્લેક સનગ્લાસ છે. સાથે બેઠેલી ઓળખી નહીં શકાય.'

હોટલમાં જમી, નટુભાઈએ સરખેજ રોડ પર કાર ખૂબ ખૂબ વાતો કરી.

રાતનો અંધકાર ક્યારે ઊતરી આવ્યો તેનો રહ્યો.

છું. તમારા પરની મારી શ્રદ્ધા ફળી છે.'

'માધવી, તને રીનાના લગ્નમાં બોલાવી શકતો નથી એનો મને અફસોસ છે.'

'એક પરિણીત પુરુષ સાથે સંબંધો સ્વીકાર્યા ત્યારથી એના સામાજિક સંબંધો પર કોઈ અધિકાર નથી એમ મનને મનાવી લીધું હતું એટલે મને કોઈ અફસોસ નથી.'

'માધવી, આ રકમ રાખ, જરૂર પડશે' નટુભાઈએ સોની નોટોનું બંડલ માધવી તરફ લંબાવ્યું.

'જરૂર લઈશ. મૌલિકે બધું સફાચટ કરી નાખ્યું છે.' માધવીએ બંડલ પર્સમાં મૂકતા કહ્યું, 'બાય...!'

નટુભાઈની કાર વચલા બંગલામા દાખલ થઈ.

પોતે નવી દુનિયા છોડી જૂની દુનિયામાં પ્રવેશી રહ્યા છે એની સભાનતા કેળવી બંગલામાં પ્રવેશ્યા ત્યારે એકઠો થયેલો આખો પરિવાર તેમની રાહ જોઈ રહ્યો હતો.

નટુભાઈનાં પત્ની, પુત્રો-પુત્રીઓ ઉપરાંત પ્રણવ, પ્રાર્થના અને જટાશંકર પણ ઉપસ્થિત હતાં માર્ગી, રીના, ગાર્ગી વાતે વળગ્યાં હતાં. ગગન પ્રાર્થનાને તાકતો હતો. પ્રાર્થનાના ચહેરા પર મૂંઝવણ હતી.

નટુભાઈ ક્ષોભભર્યું હસી, બધા તરફ જોઈ બોલ્યા, 'થોડું મોડું થઈ ગયું નહીં ?'

'ચાલો, જમી લો.' મંજુલાબહેને નટુભાઈના ચહેરા પર નજર સ્થિર કરતાં કહ્યું.

'ભૂખ નથી.' નટુભાઈ સ્વસ્થ થવા મથ્યા.

કોઈએ કોઈના કામમાં ડખલ કરવી નહીં, બિનજરૂરી પૃચ્છા કરવી નહીં એવો આ પરિવારનો રવૈયો હોવાથી, 'જમીને આવ્યા ? ક્યા, કોની સાથે જમ્યા ? બપોરના ઑફિસેથી ગયા ૨ના હમણાં આવો છો ? ક્યાં ગયા હતા ?' એ પ્રકારના

પ્રશ્નો કોઈએ ન પૂછ્યા. ન કોઈએ સમજૂતી માગી, ન નટુભાઈએ ખુલાસો કર્યો.

નટુભાઈએ બધા તરફ નજર ફેરવી બધાની હાજરીની નોંધ લીધી. તેમની નજર જટાશંકર પર પડતાં લાગ્યું કે, જટાશંકર તેમના તરફ ઝીણી નજરે તાકી રહી, ચહેરા પર અંકાયેલી લિપિ ઉકેલવા મથી રહ્યા હતા.

નટુભાઈ ધીમું ધીમું હસ્યા.

જટાશંકરને લાગ્યું કે નટુભાઈના ચહેરા પરનું હાસ્ય સ્વાભાવિક નથી. તેમણે પણ સૌજન્ય ખાતર હોઠ મલકાવ્યા.

બધાં લગ્નની તૈયારીઓની વાતોમાં પરોવાયાં. લગ્નની બધી જ તૈયારીઓ થઈ ગઈ હતી.

મોડી રાતે બધાં વિખરાયા.

[૯]

રીના–પ્રણવના લગનની આગલી રાતે ગરબાના ભવ્ય કાર્યક્રમ-માં મહાલવા આવેલી, કીમતી રંગબેરંગી ચણિયા–ચોળી ધારણ કરી, મેક–અપથી ચહેરા અને લિપ્સ્ટિકથી હોઠો રંગી, હાથમાં દાંડિયા લઈ, રીના, માર્ગી અને ગાર્ગીની ભદ્ર સમાજની મિત્રો, સ્નેહીઓ અને સંબંધી યુવતીઓના આનંદધ્વનિથી 'નિરાંત'નુ કંપાઉન્ડ ઊભરાતું હતું. પણે પણે રોશની ઝબકતી હતી. લહે-રાતાં યૌવન અને ઝળહળતી રોશનીથી કંપાઉન્ડે અભિનવ રોનક ધારણ કરી હતી.

ઉદ્યોગપતિની પુત્રીનાં લગનની આગલી રાત ઝાકઝમાળથી રળિ-યાત બની હતી.

'કાકાબાપુ, હુ ગરબે ઘૂમવા જાઉં? પ્રણવભાઈ કહે છે, હું બંગલામાં બૂડથલની જેમ બેસી રહું એ ઠીક નહીં લાગે.' પ્રાર્થનાએ પૂછ્યું, 'ભદ્રસમાજમાં હું ગમાર લાગીશ.'

જટાશંકર ધીમુ ધીમુ હસ્યા, 'ગરબો હવે નવરાત્રિનુ જ આભૂષણ નથી બની રહ્યો. શ્રીમંત કુટુંબોમાં લગનની એકાદ–બે રાત્રિ પહેલાં ગરબાનો ભવ્ય કાર્યક્રમ યોજવાની ફેશન બની ગઈ છે. જરૂર જા, ભાઈનાં લગનમાં મહાલવાનો બહેનનો પૂરો અધિકાર છે, પણ...'

'પણ શું કાકાબાપુ?' પ્રાર્થના મૂંઝાઈ.

'કીમતી ચણિયા–ચોળી પહેરીને બધી યુવતીઓ આવી હશે અને તુ સફેદ સાડીમાં જોગણની જેમ જઈશ તો બધાં હોઠથી નહીં, પણ મનોમન મશ્કરી કરશે તો?'

'પણ ગરબામાં ચણિયા-ચોળી જ પહેરવાં જરૂરી છે? સાડી તો મર્યાદાપૂર્ણ પહેરવેશ છે.'

'બેટી, આ આપણા ગામના, નોરતામાં શક્તિની આરાધના કરવા માટેના ગરબા નથી, પણ શ્રીમંતાઈનુ પ્રદર્શન કરવા માટેના ફેશનપરસ્ત ગરબા હશે. અહીં આચરણ કરતાં આવરણનુ અધિક મહત્ત્વ લેખાય છે. ગરીબોનાં લગનના સમગ્ર ખર્ચ કરતાય શ્રીમંતાઈના પ્રતીક સમા ગરબાના કાર્યક્રમમા અધિક ખર્ચ થાય છે તે તે નોંધ્યું હશે.'

'તમારી વાત સાચી છે.' પ્રાર્થનાનો ઉત્સાહ પડી ભાગ્યો, 'તો નથી જતી. નાહક ઉપહાસનુ પાત્ર શા માટે બનવું?'

'જવાની ના પાડતો નથી, પણ હકીકત તરફ ધ્યાન દોરું છુ. કોઈ મજાક-મશ્કરી કરે તો દલીલમાં ઊતરી ન પડીશ. આપણે લીધે મંગલ અવસર ન બગડે એટલા માટે ખમી લેજે. બે-ત્રણ દિવસનો જ પ્રશ્ન છે, પછી તો આપણે વતન ભેગા થઈ જઈશું.'

ત્યાં ગગન અને રીના આવી પહોંચ્યાં. 'પ્રાર્થનાબહેન, તમારે માટે ચણિયા-ચોળી લઈને આવી છુ. જલદી તૈયાર થઈ જાવ.' રીનાએ પ્રાર્થના તરફ પ્લાસ્ટિકની સફાઈદાર થેલી લંબાવી, 'દાંડિયા અળી રહેશે.'

પ્રાર્થનાએ જટાશંકર સામે પ્રશ્નસૂચક દૃષ્ટિ ઠેરવી.

'ભાભી તારો કેટલો ખ્યાલ રાખે છે. જલદી તૈયાર થઈને જા.' પ્રાર્થનાએ થેલી લીધી-રીનાનું મન રાખવા, જટાશંકરનું માન રાખવા...

'પ્રણવ શું કરે છે? તૈયાર થયો કે નહીં?' ગગને પ્રશ્ન પૂછી પ્રાર્થના તરફ મીટ માંડી.

જમાઈને 'તું'કારથી થતું સંબોધન જટાશંકર અને પ્રાર્થનાને ન રુચ્યું. આમેય ગગનની પહેલી છાપ બન્નેનાં ... સારી પડી નહોતી.

'પ્રણવભાઈ તૈયાર થાય છે.' પ્રાર્થના રીના સામે જોતાં બોલી.

'વાહ, પ્રશ્ન પૂછુ છું હું અને ઉત્તર રીનાને આપો છો'? ગામડાની કોઈ નવી સ્ટાઈલ છે?' ગગન હસ્યો, 'હું પ્રણવ પાસે જાઉં છું.' ગગન પ્રણવની રૂમ તરફ ચાલવા લાગ્યો.

'ચાલો, તમને તૈયાર થવામા મદદ કરું.' રીનાએ કહ્યું, 'મારી બધી જ ફ્રેન્ડ્ઝ આવી ગઈ છે. તમે ન આવો તો મારું ખરાબ લાગે.'

જટાશંકર બહાર નીકળી, લોબીમાં ઊભા.

માગશરની મુલાયમ ઠંડી પ્રસરતી હતી.

રાત જામતી જતી હતી.

સુદ ચૌદશનો ચંદ્રપ્રકાશ ધરતીને ઉજાળતો હતો.

રાતરાણી માદક સુગંધ પ્રસારતી હતી.

હેડ લાઈટ ઝબકાવતી વિવિધ મોડલની કાર કંપાઉન્ડમાં પ્રવેશી રહી હતી. સૂટ–બૂટમાં સજ્જ પુરુષો, આભૂષણોથી લદાયેલી સ્ત્રીઓ, સફારીમાં સજ્જ યુવાનો, ચણિયા–ચોળી પર શાલ લપેટેલી યુવતીઓ એક પછી એક કારમાંથી ઊતરી રહ્યાં હતાં.

ગુરખાનો હાથ સલામ માટે વારંવાર ઊંચો થતો હતો.

જટાશંકર શાંતિથી ચહલપહલ જોઈ રહ્યા.

'આ ચંદ્રમા, આ રાતરાણી કેવા નિર્દંભપણે પોતાની ગરિમા પ્રગટાવી રહ્યાં છે! ધરતીને ઉજાળી રહ્યાં છે, વાતાવરણને મહેકાવી રહ્યાં છે, છતાં પોતાનાં પરોપકારી અસ્તિત્વનુ લેશમાત્ર અહમ્ નથી. જ્યારે માણસજાત? સુખ–વૈભવનું પ્રદર્શન કરી અહમ્‌ને કેવી પંપાળતી હોય છે! કુદરત અને માણસજાતમાં કેટલો તફાવત છે. નિર્મમતા કુદરતને મહાનતા બક્ષે છે.'

'કાકાબાપુ, અમે જઈએ છીએ.' પ્રાર્થનાનો સ્વર સાંભળી જટાશંકરની વિચારધારા સ્ખલિત થઈ. તેમણે ચણિયા–ચોળીમા સજ્જ થયેલી પ્રાર્થના સામે જોયું. ભભકદાર વસ્ત્રોમા, પ્રાર્થના એ જ ાં પ્રાર્થનામાથી નવી પ્રાર્થના પ્રગટ થઈ હોય એવુ

જટાશંકરને લાગ્યું.

'ભલે.' જટાશંકર બોલ્યા.

ઝાંઝર ખણકાવતી રીના સાથે પ્રાર્થના નજર નમાવી ચાલી ગઈ...

જટાશંકર રૂમમા પ્રવેશ્યા. પલંગ પગ બેઠા.

થોડીવારમાં ગગન અને પ્રણવ એમના રૂમમા પ્રવેશ્યા.

પ્રણવ સૂટ-બૂટ-ટાઈમાં સજ્જ હતો. જટાશંકરને લાગ્યું, પ્રણવ વધુ સોહામણો, વધુ વ્યક્તિત્વશાળી લાગે છે

'કાકાબાપુ, અમે જઈએ છીએ. અમારા મિત્રોની પાર્ટી છે.' પ્રણવ બોલ્યો.

'ડ્રિંક્સ પાર્ટી છે. જહોની વોકર, શિવાઝ રીગલ, વોડકા જેવાં વિદેશી ડ્રિંક્સ ખાસ મંગાવ્યાં છે. તમે આવશો ?' ગગને પૂછ્યું....

પ્રણવે ગગનનો હાથ દાબ્યો.

'મને શરાબમાં રસ નથી. આધુનિક વ્યસનો હજુ વળગ્યાં નથી. તમે લોકો લહેર કરો.'

'તમને તો નર્મદાનાં ગંદાં જળનું વ્યસન છે એ તો ભૂલી ગયો હતો.'

'ગગન, નર્મદાનું જળ શુદ્ધ હોય, અશુદ્ધ હોય તો પણ એનું આચમન હોજરીને તમારા દેશી-વિદેશી શરાબ જેટલું નુકસાન કરતું નથી. હું ધર્મ, મોક્ષ કે પવિત્રતાના અર્થમા કહેતો નથી, પણ સ્વાસ્થ્યના સંદર્ભમાં કહું છું. તમારું વ્યસન તમને મુબારક, મારું વ્યસન મને મુબારક', જટાશંકરે ગુસ્સાને અવરોધતાં કહ્યું, છતાં તેમના શબ્દોના રોષની વાછંટ હતી. ચહેરાની રેખાઓ તંગ બની હતી.

પ્રણવ જાણતો હતો કે કાકાબાપુ નર્મદા અને શ્લોક[illegible] [illegible]ણી શકતા નથી. એમનું બ્રહ્મતેજ પ્રગટી ઊઠે છે. એ

ચહેરા પરની તંગ રેખાઓ અને ભ્રૂકુટિની તણાયેલી પણછ જોઈ પ્રણવ સમજી શક્યો કે કાકાબાપુએ જાતને પરાણે સંયમમાં રાખી છે.

વાતને વાળી લેતાં પ્રણવે ચહેરાને પરાણે હસતો રાખી કહ્યું, 'કાકાબાપુ, ગગનને ગમ્મત કરવાની આદત છે. ખરાબ લાગ્યું હોય તો હું માફી માગું છું.'

'સોરી અન્કલ, હું તો મજાકમાં બોલતો હતો. મારો ઇરાદો નર્મદા-જળનું અપમાન કરવાનો નહોતો. માઠું લાગ્યું હોય તો વેરી વેરી સોરી. કમ ઑન પ્રણવ. સુંદરીઓ ગરબે ઘૂમશે, આપણે પેગ પર પેગ ગટગટાવીશું.'

ગગન અને પ્રણવ ચાલી ગયા—

જટાશંકરના ચિત્તે ઉદ્વેગ અનુભવ્યો, 'ગગન શ્રીમંતનું બગડેલું સંતાન છે.. આ ગગન સાથે પ્રણવ પ્રાર્થના જેવી સંસ્કારી છોકરીને પરણાવવા આતુર હતો? આંખે પાટા બાંધેલી ગાંધારી ચક્ષુથી જોઈ શકતી નહોતી, પણ મનથી ન્યાય-અન્યાય, ધર્મ-અધર્મ વિશે તટસ્થતાથી વિચારી તો શકતી હતી જ્યારે શ્રીમંતાઈનાં મૃગજળ પાછળ ખુલ્લી આંખે દોટ મૂકતા પ્રણવની વિચારશક્તિ એટલી બધી કુંઠિત બની ગઈ છે કે, બહેનનું જીવન હોડમાં મૂકવા તૈયાર થઈ ગયો હતો? સારું છે હું જીવતો છું. મારી આંખ મીંચાઈ ગઈ હોત તો એકાકી બની ગયેલી પ્રાર્થનાનું જીવન ગગન જેવા પથભ્રષ્ટ યુવાન સાથે જોડી દેતાં પ્રણવ લેશમાત્ર ન અચકાત. કાગડાની ડોકે રતન બંધાઈ જાત અને પ્રમાદધન સાથે પરણી બેઠેલી કુમુદસુંદરી જેવી દશા પ્રાર્થનાની થાત.

ગગન નિર્લજ્જતાથી આટલુ બોલી ગયો છતાં પ્રણવ ગગનને ના બે શબ્દો કહેવાને બદલે એની નફ્ફટાઈ બદલ પોતે ક્ષમા [illegible] ? રીનાના પ્રેમ અને પૈસાએ એનું હીર ચૂસી

એમના અપ્રસ્તુત વર્તન બદલ બે શબ્દો પણ કહી શકતો નથી?

પ્રણવ મારું અને પ્રાર્થનાનું માન નહીં રાખે તો એનાં શ્રીમંત સાસરિયાં અમને તરણાની તોલે પણ નહીં ગણે. અમે માન ન માગીએ પણ માનની રક્ષાની અપેક્ષા તો જરૂર રાખીએ છીએ. પ્રણવના પચીસ વર્ષના પિંડના સંબંધોને બે વર્ષના હિસ્સાખોર સંબંધો ઓગાળી શકતા હોય તો પ્રણવ – રીનાનાં લગ્ન બે કુટુંબો વચ્ચે સંબંધોનો સેતુબંધ નહીં બાંધી શકે. લગ્ન કેવળ બે વ્યક્તિઓ—સ્ત્રી–પુરુષ–વચ્ચેનું જ સાયુજ્ય નથી, પણ બે કુટુંબો વચ્ચેનોય અનુબંધ છે...'

જટાશંકર અત્યંત વ્યગ્ર બની ગયા.

ચિત્તની વ્યગ્રતા ઠારવા ગીતાપાઠ શરૂ કર્યો. કર્મણ્યવાધિકા· રસ્તે મા ફલેષુ કદાચન। શાંતિપાઠનું રટણ કર્યું. નર્મદા સ્તોત્ર લલકાર્યું. શ્રીકૃષ્ણનું સ્તવન કર્યું, 'શ્રીકૃષ્ણ શરણંમમ...શ્રીકૃષ્ણ શરણંમમ...' અને મનોમન બોલ્યા, 'હે, પ્રભુ! સંસારના પ્રાણીમાત્ર પર કૃપા કરજે, પણ તારી કૃપાનો અધિકારી સત્કર્મી જ બની શકે છે. ૐ શાંતિ: શાતિ: શાતિ:। જયશ્રી કૃષ્ણ...'

અને જટાશંકર બત્તી બુઝાવી, સૂવાની તૈયારી કરતા હતા ત્યાં બારણે ટકોરા પડચા. 'અટાણે કોણ હશે? પ્રાર્થના પાછી ફરી હશે? નવા વાતાવરણમાં ગોઠવાઈ નહીં શકી હોય? પ્રાર્થના શાંત છે, સંસ્કારી છે, સૌમ્ય છે, છતાં સ્વમાનના પ્રશ્ને તેજ છે. કોઈકે એનું દિલ દુ:ખાવ્યું હોય અને પાછી ફરી હોય એ શકચ છે. પ્રણવે તો નવી દુનિયા આત્મસાત્ કરી લીધી છે. એ પાછો ફરે એવી શકચતા નથી. જરૂર પ્રાર્થના પાછી ફરી હશે...' વિચારી જટાશંકરે બારણું ખોલ્યું.

સામે ઊભેલી સ્ત્રી સામે જોતાં સ્તબ્ધ બની ગયા. સન્મુખ પ્રાર્થના નહોતી, પણ કૂર્તા—પાયજામામાં સજજ થયેલી બોબ્ડવાળ પર આંગળી ફેરવતી સસ્મિત ચહેરે માર્ગી ઊભેલી.

'તમે !' જટાશંકર આશ્ચર્યથી બોલ્યા. માર્ગીની ઉપસ્થિતિ અકલ્પિત હતી.

'હું માર્ગી. મને ન ઓળખી ? આમ સ્તબ્ધ કેમ બની ગયા છો ?' માર્ગી સ્મિત વેરી અંદર પ્રવેશતાં બોલી.

'તમારું આગમન અકલ્પિત હતું અને તે પણ આ સમયે.'

'હું આવી તે ન ગમ્યું ?'

'તમારા ઘરમાં પ્રવેશવાનો તમને અધિકાર છે. ગમવા ન ગમવાનો પ્રશ્ન નથી. બોલો, કેમ આવવું થયું ?'

'પપ્પાએ કહ્યું કે એ એકલા છે, તમે પણ એકલા છો. તમને બોલાવવા મોકલી છે. આવો છો ?'

'કહેજો કે આવું છું.'

'આપણે સાથે નીકળીએ, હું બહાર ઊભી છું, તમે તૈયાર થઈ જાવ.'

માર્ગી બહાર ઊભી.

જટાશંકર તૈયાર થઈ ગયા. શરીર પર કથ્થઈ રંગની, આંતરી બેસી ગયેલી, ગરમ શાલ લપેટી લીધી. રૂમને તાળું મારી બહાર નીકળ્યા.

'ચાલો, પપ્પા રાહ જુએ છે,' માર્ગી જટાશંકરનો હાથ પકડી ચાલવા લાગી.

જટાશંકરના શરીરમાથી ધ્રુજારી પસાર થઈ ગઈ. આજપર્યંત કોઈ સ્ત્રીએ જટાશંકરનો હાથ સભાનતાથી પહેલી જ વાર પકડ્યો હતો. રેવતી સાથે હૃદયના સંબંધો હોવા છતાં રેવતીએ સદા યોગ્ય અંતર રાખી સંબંધો જાળવ્યા હતા. પોતે પણ શબ્દો દ્વારા ક્યારેક રોમાંચ પ્રગટાવ્યો હતો, પણ રેવતીના શરીરને સ્પર્શ સુધ્ધાં કર્યો નહોતો. સ્ત્રીસ્પર્શથી વંચિત જટાશંકરને માર્ગીના સ્પર્શે ધ્રુજાવ્યા. આ સ્પર્શ ગમ્યો, ન ગમ્યો, જટાશંકર માર્ગીને અપમાન લાગે એનો હાથ ઝટકાવી ન શક્યા, પણ આસ્તેથી હાથ સરકાવી

લેવા મથ્યા.

'મિ. પંડયા, તમે ખૂબ વ્યક્તિત્વશાળી છો. આ જૂનવાણી લિબાશને છોડી, સૂટ-બૂટ-ટાઈ કે સફારી જેવા મોડર્ન ડ્રેસિસ પહેરો તો ખૂબ હેન્ડસમ લાગો.'

જટાશંકરને સ્મરણ થયું, રેવતી પંડયા કહી ઉદ્‌બોધતી હતી. માર્ગી મિ. પંડયા કહેતી હતી. તેમના અંતરમાં પડેલી રેવતી, એમના શબ્દોમાં રેવા જાગી ઊઠી.

'રેવા, માફ કરજો, માર્ગી, આધુનિકતાને ધિક્કારતો નથી, છતાં અકારણ પરંપરા છોડવાનુંય મન થતું નથી.'

'તમે મને ભૂલથી રેવા કહી બેઠા, પણ હું માર્ગી છું. હું જાણું છું કે પ્રણવ અને પ્રાર્થનાના કલ્યાણ માટે તમે તમારા સુખનો ભોગ આપી, દામ્પત્યજીવનના આનંદથી અલિપ્ત રહ્યા છો.' માર્ગીએ હાથની પકડ મજબૂત બનાવતાં કહ્યું, 'તમારા ત્યાગની વાત સાંભળી હતી ત્યારથી તમને વગર જોયે તમારાથી પ્રભાવિત થઈ હતી. પરિચય તો થોડા દિવસ પહેલા જ થયો છે.'

'માર્ગી, તમે મારા વેવાઈનાં પુત્રી છો, પરિણીત છો. આપણા સંબંધો મર્યાદાપૂર્ણ હોવા જોઈએ.'

જટાશંકરે માર્ગીના હાથમાંથી હાથ છોડાવતાં કહ્યું, 'ખરાબ ન લગાડશો.'

'હું પરિણીતા હતી પણ પતિને ઘેરથી પાંચ વર્ષ પહેલાં પિતાને ઘેર પાછી ફરેલી, પતિના બંધનમાંથી મુક્ત થયેલી હવે કેવળ સ્ત્રી જ છું. ખરાબ ન લગાડશો. તમારું વર્તન સ્વાભાવિક છે, મારું વર્તન પણ સ્વાભાવિક છે. મર્યાદાની વ્યાખ્યા સમાજે સમાજે, દેશે દેશે, વ્યક્તિએ વ્યક્તિએ જુદી જુદી હોય છે. આપણે ફ્રેન્ડ ન બની શકીએ ?'

'મેં તમને કહ્યું ને કે હું આધુનિક પ્રવાહોને અપનાવી ન શકનાર જૂનવાણી માણસ છું. પતિ-પત્ની સિવાયના

સંબંધોમાં મર્યાદાપૂર્ણ અંતર હોવું જોઈએ એમ દૃઢતાથી માનુ છું. દીવો પ્રગટાવવો જ ન હોય તો ઘી અને અગ્નિને દૂર રાખવાં જોઈએ. વાટને સંકોરવી ન જોઈએ.'

માર્ગી હસી, 'એક જ ઘરેડમાં જીવવા કરતાં બદલાતાં મૂલ્યો સાથે જીવનને જોડી દેવામાં ખોટું શું છે? હું માત્ર મારી સાથેના સંબંધોની વાત નથી કરતી. પુરુષ તરીકે તમે રેવતી સાથેના સંબંધોને પુનઃજીવિત કરી શકો છો. જીવનની ઢળતી સંધ્યાએ સ્ત્રીની હૂંફની જરૂરત વરતાશે. તૂટેલા સંસારની વેદના હું જાણું છું.'

'મે પણ જીવનની એકલતા વિશે વિચાર્યું છે. હાલમાં જીવું છું એમ જ જીવવું છે. જીવનથી સંતોષ છે. આધુનિક બનવાની જરૂર વરતાશે ત્યારે પાસું બદલતાં સંકોચ નહીં અનુભવું. કોઈ ધર્માપત્તિ ન આવી પડે ત્યાં સુધી જીવનના ઢાંચામાં પરિવર્તન કરવાનું મન થતું નથી. મન મર્કટ છે. મન જ્યારે પરિવર્તન ઝંખશે ત્યારે હું મનને મારી આત્માને દુઃખી નહીં કરું. તેમ આધુનિક લાગવા માટે મનને કોઈ પણ પરિવર્તન માટે પરાણે સજ્જ કરી, કૃત્રિમ રીતે વર્તીને આત્માને છેતરી પણ નહીં શકું. આખરે તો મન અને આત્મા જ સુખ–દુઃખ, સંતોષ–અસંતોષનાં નિમિત્તો છે.' જટાશંકર લાંબુ બોલી ગયા, 'માફ કરજો, આત્મા પર ઘસરકો થતાં આટલુ બધું બોલાઈ ગયું છે.'

'તમારા શરીરની જેમ મન પણ એટલું જ પારદર્શક અને તંદુરસ્ત છે. મારા વિશે ગેરસમજ ન કરશો. મારો ઉછેર જ એવા મુક્ત વાતાવરણમા થયો છે કે સ્ત્રી-પુરુષ એવા લિંગભેદનો કદી વિચાર આવ્યો નથી.'

'ઉછેર માનવીના ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, છતાં વાતાવરણ પણ ક્યારેક પરિવર્તનનું મહત્ત્વપૂર્ણ માધ્યમ બની રહે માર્ગી, વણમાગી સલાહ આપું?'

મારા માટે મને માન છે. તમારો અધિકાર સ્વીકારું છું.'

'તમે તમારા પતિ સાથે સમાધાન કરી લો. હજુ તમે યુવાન છો. જીવનનો લાંબો પંથ કાપવાનો છે. એકવાર દામ્પત્યજીવનનો સ્વાદ માણ્યા પછી, ભગ્ન દામ્પત્યની વેદના અને અધૂરી વાસના લઈ જીવવું દુષ્કર છે. મારા જેવો અપરિણીત પુરુષ જેણે સંસાર માણ્યો જ ન હોય એના માટે અંતરને અજંપ બનાવતાં વાગોળવાં જેવાં કોઈ સ્મરણોની વણઝાર હોતી નથી.'

'જેને છોડયો એની સાથે સમાધાન શકય નથી. એકાદ મહિનામાં છૂટાછેડા થઈ જશે. પ્રેમ અને આકર્ષણની ભેદરેખા સમજ્યા વગર મુગ્ધવયની અપરિપકવ સમજ સાથે હું વિરાટના પ્રેમમાં પડી હતી. પપ્પા-મમ્મીના વિરોધને અવગણી, ઉન્માદને વશ થઈ મેં વિરાટ સાથે નાસી જઈને લગ્ન કરવાની ધમકી આપી હતી. આબરૂના ડરે પપ્પા-મમ્મીએ મારી જીદ સમક્ષ નમતું જોખ્યું. મેં વિશ્વવિજય મેળવ્યો હોય એટલો ગર્વ અનુભવ્યો. .

પણ બે વર્ષના દામ્પત્યજીવન દરમિયાન મેં અનુભવ્યું કે, મધ્યમ વર્ગના વિરાટને મારા યુવાન દેહ અને પૈસાની ભૂખ હતી. સ્વભાવે હું મુક્ત હતી, વિરાટ વહેમી હતો. મારા પૈસે લહેર પણ કરવી હતી, મને ભોગવવી પણ હતી અને મારા પર સખ્ત જાપ્તો પણ રાખવો હતો. હું એને મન પઝેસનની વસ્તુ હતી. કયારેક કયારેક મારઝૂડ કરતો. મારા બધા જ સંબંધો પર પૂર્ણવિરામ મુકાવી દીધું, હા, પૈસાની જરૂર પડે મને પપ્પા-મમ્મીને ઘેર મોકલતો. પપ્પા-મમ્મીથી મારી સ્થિતિ અજાણ નહોતી. મને પ્રતીતિ થઈ કે પ્રેમના નામે હું છેતરાઈ છું. મારું શારીરિક અને આર્થિક શોષણ થઈ રહ્યું છે. પપ્પા-મમ્મીને પણ હું આર્થિક અને માનસિક રીતે શોષી રહી છું.

આખરે પરિસ્થિતિ અસહ્ય બનતાં વિરાટે મારેલા લાફાનો જવાબ લાફાથી મારી હું પપ્પા-મમ્મી પાસે પાછી ફરી. 'સ્ત્રીનું સાચું ઘર પતિનું ઘર છે. 'સ્ત્રીની પાલખી પિયરથી ઊઠે છે અને

નનામી પતિના દ્વારેથી નીકળે છે', એવી કોઈ પણ સલાહ આપ્યા વગર જાણે કશું જ ન બન્યું હોય એટલી સ્વાભાવિકતાથી પપ્પા-મમ્મીએ મને આવકાર આપ્યો. વિરાટે સમાધાન માટે ઘણા પ્રયત્નો કર્યા. પપ્પા-મમ્મીએ મને નિર્ણય લેવાની સ્વતંત્રતા આપી, પણ વિરાટનુ અસલ સ્વરૂપ જાણ્યા પછી એને ઘેર પાછા ન ફરવાનો નિર્ણય કર્યો... આખરે એકાદ મહિના પછી મારી યૌવનસહજ ભૂલના બંધનમાંથી મુક્ત થઈશ. હું માનું છું તમને મારી વાત સાંભળી કંટાળો નહીં આવ્યો હોય.' માર્ગીના સ્વર પર ભીનાશ તરવરતી હતી.

'તમારી વાત જાણ્યા પછી તમારી સ્થિતિનો અને સમજશક્તિનો ખ્યાલ આવ્યો. તમે ખૂબ સ્વસ્થતાથી વિચારી શકો છો.'

'તમે પ્રણવ અને પ્રાર્થનાના સુખ માટે આપેલા સમર્પણની વાત સાંભળી હતી ત્યારથી તમારા માટે આદરની લાગણી જન્મી હતી. તમને જોયા અને પપ્પાના મોઢેથી તમારી પ્રશંસા સાંભળી એક સજ્જન પુરુષ સાથે પરિચય કેળવવા દોડી આવી હતી. મારું મુક્ત વર્તન જોઈ મને કામુક સ્ત્રી સમજી નહીં બેસો એટલી અપેક્ષા તમારી પાસેથી જરૂર રાખું છું.'

'સ્ત્રીઓનું મુક્ત વર્તન ઘણીવાર એના વિશે ગેરસમજ ફેલાવે છે. આધુનિક બનવા છતાં, મનથી માણસજાતે ઝાઝી પ્રગતિ કરી નથી.'

'તમારી વાત સાચી છે.' માર્ગીએ નિઃશ્વાસ નાખ્યો, 'પતિ-પત્નીના સંબંધ સિવાય સ્ત્રીને અન્ય કોઈ પણ સંબંધે પુરુષ પાસેથી લાગણી મેળવવાનો અધિકાર આપવા જેટલો આપણો સમાજ ઉદાર બન્યો નથી. હવે તમને મળવા નહીં આવું.'

'જરૂર આવજો, પણ આવા સમયે એકલાં ન આવશો.'

માર્ગી અને જટાશંકર મોટે ઘેર—વચલા બંગલામાં પ્રવેશ્યાં. માર્ગીની મુલાકાત પછી જટાશંકરનું ચિત્ત વિક્ષુબ્ધ બન્યું હતું.

[૧૦]

નટુભાઈ અને જટાશંકર બંગલાની પાછળની બાલ્કનીમા નેતરની ખુરશીઓ પર બેઠા હતા.

રોશનીથી ઝલમલતા કંપાઉન્ડમાં ગરબાની રમઝટ જામી હતી. શહેરની મશહૂર 'ગરબાપાર્ટી'ના વાજિંત્રો સાથે માઇક પર ગવાતા ડિસ્કો ગરબા પર અદ્યતન વેશભૂષા–કેશભૂષામા સજ્જ યુવતીઓ ઉત્સાહથી ઘૂમી રહી હતી. કોલેજમાં અભ્યાસ કરતી, સૌથી નાની પુત્રી ગાર્ગી ઘડીમાં ગરબામાં જોડાતી, ઘડીમાં બહાર નીકળી, આઉટ–હાઉસ 'આગળ વિરામ સમય માટે ફાફડા અને જલેબી તૈયાર કરનાર રસોઇયાને સૂચના આપી, ગરબામા જોડાઈ જતી.

'ગાર્ગીનું આયોજન છે. એને આવી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં ભારે રસ છે.' નટુભાઈ બોલ્યા.

'હા, ગાર્ગી ભારે ઉત્સાહી છે.' જટાશંકર ગરબે ઘુમતી યુવતીઓ તરફ જોતા બોલ્યા. થોડા સમય પહેલા જ ગાર્ગીએ જટાશંકરના અંતરમાં થીજી ગયેલી રેવતીને જીવંત કરી હતી.

નટુભાઈ બોલ્યા, 'એકલો બેઠો હતો. થયું કે, તમે પણ એકલા એકલા કંટાળી જશો. સ્ત્રીઓ ગરબામાં વ્યસ્ત છે. યુવાનો ડ્રિંક્સ પાર્ટીમાં મસ્ત છે. પહેલાં ગરબા અને ડ્રિંક્સનો શોખ હતો. ડ્રિંક્સનુ તો ભારે વ્યસન હતું. હવે ગરબા અને ડ્રિંક્સ બન્ને પ્રત્યે આસક્તિ રહી નથી. અલબત્ત, સિગારેટનું વ્યસન છૂટતું નથી. તમને ગરબાનો શોખ નથી?' નટુભાઈએ સિગારેટ સળગાવી કહ્યુ, 'તમને ધુમાડાથી ત્રાસ થ હોય તો બંધ કરી દઉં.'

'ભલે વ્યસન નથી પણ બીજાઓનાં વ્યસનો પ્રત્યે તિરસ્કાર પણ નથી. વ્યસનો પડે એવા સંજોગો ઊભા થયા નથી. કેટલીક વાર વ્યસનો સંજોગોમાંથી જન્મે છે. ધુમાડાથી ટેવાઈ ગયો છું. અમારા ગામમા પણ લોકો રસ્તે ચાલતા ધુમાડા ઓકે છે. માતૃ પિતૃ તર્પણ કરવા આવતા યજમાનો પણ વિધિ પૂરી થતા જ સિગારેટનું પૅકેટ કાઢી ધુમાડા કાઢે છે. બસમા પણ 'ધૂમ્રપાન કરવું નહીં'ની સૂચનાને અવગણી ગામડિયા તો ઠીક, પણ સારા સારા લાગતા માણસો ધુમાડાથી બસને ભરી દેતા હોય છે. ખુદ બસના કંડકટરો પણ બીડીઓ ફૂંકતા હોય પછી મુસાફરોને શું કહે? ટ્રેનમાં પણ એમ જ બને છે. કોને કોને ક્યાં ક્યા અટકાવીએ? મારા મોટાભાઈ પ્રેમશંકર એટલે કે પ્રણવના પિતા હયાત હતા, માથે કોઈ જવાબદારી નહોતી ત્યારે ગરબા ખૂબ કર્યા, પણ એમની હયાતી બાદ જવાબદારી આવી પડતાં ગરબે રમવાનું છોડી દીધું. પછી ગરબા જોવા જતો. હવે તો એ પણ છૂટી ગયું છે. વ્યસનો ગામડાં કે શહેરો પર જ અવલંબતાં નથી, પણ વ્યક્તિ સાથે, સંજોગો સાથે, આર્થિક ક્ષમતા સાથે વધુ નિસ્બત ધરાવે છે. મને ચાનું વ્યસન છે. ધાર્મિક ગ્રંથોના પઠનનુ વ્યસન છે. આજની પેઢીને મારા આ વ્યસનો, મારા વિચારો ન પણ ગમતાં હોય. વ્યસન વગરની વ્યક્તિઓ જૂજ મળી આવે છે માટે કોઈનાં વ્યસનો પ્રત્યે અણગમો રાખતો નથી.'

'તમારી વાત કરવાની ઢબ, તમારા વિચારો મને ગમે છે.'

'વાતો કરવાનું, બોધવાક્યો ઉચ્ચારવાનું એટલું સ્વાભાવિક વ્યસન થઈ પડ્યું છે કે, અનાયાસે સ્થળ, સમય, વ્યક્તિ જોયા વગર જ શબ્દો સૂટી નીકળે છે.'

નટુભાઈ હસ્યા, 'ચા પીશું ને? બીજું તો તમને શું ઑફર કરું?'

'તમે જેને બીજું કહો છો એ ડ્રિંકસ પાર્ટી માટે ગગનભાઈ

મને આમંત્રણ આપવા આવ્યા હતા. ચા પીશું.'

નટુભાઈએ નોકરને ચા માટે કહ્યું.

'જટાશંકરભાઈ, આર્થિક દૃષ્ટિએ હું ખૂબ સુખી છું. પૈસાથી તમામ ચીજો ખરીદવાને શક્તિમાન છું, સિવાય કે સુખ. તમને તો હવે મારા કુટુંબનો થોડો ઘણો પરિચય થઈ ગયો છે. નિહાર સ્વસ્થ છે, પણ સ્વાર્થી છે, ગગન ભટકી ગયો છે. પસીનો ટપકાવ્યા વગર મળતા બાપના પૈસા પાણી કરતાં આસાનીથી વાપરી શકે છે. માર્ગી પ્રેમલગ્ન કરી, પતિ સાથે ન બનતા પાછી ફરી છે. રીનામાં પૈસાએ ઘમંડ પ્રગટાવ્યું છે. ગાર્ગી હજુ નાની છે, પણ બિન્દાસ છે. કોઈનું માનવાને ટેવાયેલી નથી. માત્ર મંજુલા વ્યવહારકુશળ, સમજુ અને ઉદાર છે. એનાથી મને પૂર્ણ સંતોષ છે. પૈસાથી સંતાનોને હું અલ્ટ્રા મોડર્ન બનાવી શક્યો છું, પણ સંસ્કારી બનાવી શક્યો નથી એની વેદના મારા કાળજાને કોરી ખાય છે. ઘણીવાર થાય છે કે, મારા મરણ પછી કુટુંબના ટુકડે ટુકડા થઈ જશે. પૈસા માટે અંદરઅંદર લડી મરશે.'

'પૈસાનું મહત્ત્વ હું પણ સ્વીકારું છું. સાથે સાથે માનું છું જરૂર કરતાં વધુ પૈસા માણસને એના સંસ્કારો મુજબ ઇષ્ટ-અનિષ્ટ પ્રવૃત્તિ કરવા પ્રેરે છે. સંસ્કારી શ્રેષ્ઠીઓનાં દાનથી મંદિરો, શાળાઓ, હૉસ્પિટલો, અનાથાશ્રમો, સામાજિક અને સાહિત્યિક સંસ્થાઓ તથા કલાધામો વિકસ્યાં છે. તો બીજી બાજુ પૈસો શરાબ, સુંદરી, જુગાર જેવાં વ્યસનો તરફ પણ માણસને દોરી ગયાનાં અનેક દૃષ્ટાંતો નોંધાયાં છે. પૈસાનો સદુપયોગ-દુરુપયોગ વ્યક્તિની સંસ્કારિતા પર નિર્ભર છે.'

'તમારી વાત સાચી છે. મારા આચરણના પડછાયા મારા સંતાનો પર પડ્યા છે. મેં મારા અને એમના સુખ માટે જ પૈસા વાપર્યા છે. એમને બધી જ સગવડો પૂરી પાડી છે. મને સૌથી વધુ ચિંતા ગગનની રહે છે. એનુ લગ્ન પ્રાર્થના જેવી કોઈ સંસ્કારી

છોકરી સાથે થાય તો શક્ય છે એ લાઇન પર આવી જાય.'

જટાશંકર ચમક્યા. 'પ્રણવે આડકતરી વાત કરી હોય પરિણામે ગગનની જેમ નટુભાઈ પણ પ્રાર્થના પર આશાની મીટ માંડીને બેઠા હોય અને તેથી જ વાત નીકળતાં આડકતરો સંકેત કરતા હોય. એમને પ્રાર્થનાના વેવિશાળની ખબર નહીં હોય એમની આશા ઘૂંટાય તે પહેલા સ્પષ્ટતા કરી લેવી જોઈએ', વિચારી જટાશંકર બોલ્યા, 'લગનની ધમાલમાં તમને કહેવાનું તો ભૂલી ગયો છું, પ્રાર્થનાનું વેવિશાળ, અમારા ગામના મૂળ વતની અને હાલમાં મુંબઈ સ્થિર થયેલા મનોજકુમાર દ્વિવેદીના પુત્ર નિસર્ગકુમાર સાથે હમણાં જ નક્કી કર્યું છે. પિતાની ક્રિયાવિધિ માટે આવ્યા હતા. જૂનો પરિચય તાજો થયો. એમને પ્રાર્થના ગમી ગઈ. પ્રાર્થના અને નિસર્ગે એકબીજાને પસંદ કર્યાં. પિતાની વરસી વહેલી વાળી દેશે પછી તરત જ લગ્ન નિર્ધાર્યાં છે. તમારે બધાંએ અચૂક આવવું પડશે.'

નટુભાઈ થોડી ક્ષણો ચૂપ રહી બોલ્યા, 'જરૂર આવીશું. આપણા સંબંધો પ્રાર્થના અને પ્રણવ પૂરતા જ ઓછા મર્યાદિત છે? લગ્ન બે વ્યક્તિઓને જ નહી, બે કુટુંબોને પણ સંબંધોથી જોડે છે. જટાશંકરભાઈ; સાચું કહું? ગગન માટે પ્રાર્થના મારા મનમાં હતી. પ્રણવનો પણ એવો જ વિચાર હતો. રીનાએ પણ પ્રાર્થનાને જોઈ હતી. લગ્ન નિમિત્તે એકઠાં થઈશું ત્યારે વાત મૂકી જોઈશું એવું વિચારેલું. ખેર, જેવું જેનું નસીબ!'

'પ્રણવને અહી આવાને જ વાત કરી હતી. અહીં આવવાના બે દિવસ પહેલા જ બધું નક્કી કર્યું હતું. લગ્ન એક સંજોગ છે. એ સંજોગ આવે છે તો અનાયાસે કલ્પનાતીત આવી જાય છે નહીં તો મથી મથીને થાકીએ તો પણ આવતો નથી. દરેક પોતાનું ભાગ્ય લઈને જન્મે છે. આપણને આવતી કાલના વળાંકની જાણ નથી [illegible] જ [illegible] લ તરીકે આપણાં સંતાનોની ચિંતા રહે એ

સ્વાભાવિક છે, પણ કર્માનુસાર વ્યક્તિઓ ફળ પામતી હોય છે.'

નોકર ટ્રેમા ચાના કપ મૂકી ગયો.

'ખરી વાત છે.' નટુભાઈએ નિઃશ્વાસ નાખ્યો, 'અઢાર વર્ષ પહેલાં દફનાઈ ચૂકેલા માધવી સાથેના સંબંધો એના પરિપકવ ફળ સાથે કેવા ફૂટી નીકળ્યા છે?' તેમની દષ્ટિ સામે માધવી તરવરી રહી. તેના શબ્દો કર્ણપટ પર પડઘાઈ રહ્યા, 'એક સ્ત્રી તરીકે હજુય સહન કરી લેત, પણ એક માતા તરીકે મજબૂરીથી તમારી પાસે આવવું પડયું છે.'

જટાશંકરે નટુભાઈની આંખોમા તરવરતા અજંપાના ભાવોની ચૂપચાપ નોંધ લીધી.

નટુભાઈની વિચારધારાને સ્ખલિત કરવાનુ યોગ્ય ન લાગતાં જટાશંકરે ઝળહળતી રોશનીમાં રમાતા ગરબા પર નજર ઠેરવી.

રીના, માર્ગી, ગાર્ગી, પ્રાર્થના અને બીજી યુવતીઓ ઉલ્લાસથી ઘૂમતી હતી. મંજુલાબહેન અને તેમની પ્રૌઢ 'મિત્રો' ખુરશીઓ પર બેઠા હતાં.

જટાશંકરને પરાકાષ્ઠાએ પહોંચેલી ધૂનમા રસ પડયો. તેઓ એકીટશે ગીત-સંગીત અને હીંચમાં ડૂબી ગયા.

માર્ગીની ગરબે ઘૂમવાની શૈલી અને પાતળી કાયાએ ક્ષણ-વિક્ષણ રેવતીનું સ્મરણ કરાવ્યું. માર્ગી ઓગળી રહી હતી. રેવતી આકાર લઈ રહી હતી.

જટાશંકરની દષ્ટિ સમક્ષ બે દાયકા પહેલાંનુ ચાણોદ, નર્મદાનાં નીર, નર્મદાસ્નાન, મલ્હારરાવ ઘાટ, પગથિયાં ઊતરતી, લજ્જાથી લદાયેલા નેત્રોને ઊંચકતી, ક્ષણ-વિક્ષણ તારામૈત્રક રચતી, હોઠ પર સ્મિત અને ચહેરા પર પ્રસન્નતા લહેરાવતી, ત્વરાથી પસાર થઈ જતી, નોરતામાં ગરબે ઘૂમતી અને ત્રાસી નજરે જટાશંકરને જોઈ અંગમરોડ દ્વારા આનંદને અભિવ્યક્ત કરતી રેવતી

–રેવાનાં વિવિધ રૂપો ઝબકી ઊઠયાં.

જટાશંકર સ્મૃતિદેહે અમદાવાદના શાહીબાગ વિસ્તારના 'નિરાંત' બંગલાની બાલ્કનીમાંથી ઊડી ચાંણોદ પહોંચી ગયા. અમદાવાદમાંથી ઓગળી ગયેલું અસ્તિત્વ ચાણોદ, નર્મદા અને રેવતીમાં એકાકાર થઈ ગયું.

'જટાશંકરભાઈ, સમાધિમાંથી જાગો. ગરબામાં ઇન્ટરવલ પડયો છે. આટલા કોલાહલો વચ્ચેય તમે સ્થિતપ્રજ્ઞ યોગીની જેમ સમાધિસ્થ થઈ શકો છો એ જોઈ તમારી મનોશક્તિ માટે મને માન થયું છે.'

જટાશંકરની તંદ્રાવસ્થા પૂરી થતાં ભાન થયું કે પોતે અમદાવાદના 'નિરાંત' બંગલાની બાલ્કનીમાં નટુભાઈની સાથે બેઠા છે અને દૃષ્ટિ વિખરાયેલા ગરબા પર છે. યુવતીઓ હસાહસ કરતી, 'આઉટ હાઉસ' તરફ ધપી રહી છે.

'જટાશંકરભાઈ, ચાલો ગરમ ગરમ નાસ્તો કરીએ. આપણે જઈશું તો છોકરીઓનો ઉત્સાહ વધશે.'

'ચાલો.' જટાશંકર યંત્રવત્ ઊભા થયા. તત્ક્ષણ અનુભવેલી બે અવસ્થાઓમાંથી મન મુક્ત થયું નહોતું.

જટાશંકરે ક્ષોભ અનુભવ્યો.

'મેં તમને ચિંતનભંગ કરી, ખલેલ પહોંચાડી નહીં ?'

'હું ચિંતન અવસ્થામાં નહોતો, ચિત્ત અતીતના ઓવારે રઝળતું હતું.'

નટુભાઈ હસ્યા, 'અતીતના પાશમાંથી છૂટવું મુશ્કેલ છે.'

'ખરી વાત છે. સમ્યક્ આભાસ થતાં અતીતની ફેણ ઊભી થઈ જાય છે. અતીત વિસરાયાનો ભ્રમ જન્મે છે, પણ અતીત કદી વિસરાતો નથી.'

જટાશંકરના દૃષ્ટિપટ પર રેવાની ભૂંસાની જતી ઝાંખી ઝાંખી આકૃ[illegible] ઝબકતી હતી.

'ખરી વાત છે.'

નટુભાઈની નજર સમક્ષ તરવરી ઊઠેલી માધવીની આકૃતિ ભૂંસાતી જતી હતી.

નટુભાઈ અને જટાશંકર આવી પહોંચતા, ગાર્ગીએ તાળીઓ પાડી, 'વેલકમ ડેડી વેલકમ...વેલકમ અન્કલ વેલકમ ટુ અવર કિંગડમ...અમારી વ્યવસ્થા કેવી લાગી ?'

'ફાઈન...વેરી ફાઈન ..' નટુભાઈએ ગાર્ગીની પીઠ થાબડી.

'અન્કલ, તમને મઝા આવી ?' ગાર્ગીએ જટાશંકરને પૂછ્યું.

'ઘણી મઝા પડી.'

ગાર્ગીએ નાસ્તાની ડિશો નટુભાઈ અને જટાશંકરને આપી.

'અત્યારે નહીં લઉં. બે ટંક જમવાનો નિયમ રાખ્યો છે.'

'અમદાવાદના કાકડા–જલેબી અને તળેલાં, કોપરા જેવાં મરચાં ચાખો તો ખરા. જડ નિયમ તો નથી રાખ્યો ને ?' ગાર્ગીએ આગ્રહ કર્યો.

'ના, પ્રતિજ્ઞા લીધી નથી પણ...'

'મારા સમ. ટેસ્ટ ખાતર પણ લો.'

જટાશંકરને લાગ્યું ગાર્ગી વધુ પડતી આત્મીયતા જન્માવે છે. તેમણે ગાર્ગી સામે જોયું.

ગાર્ગી ડિશ લંબાવીને, હોઠો પર સ્મિત ફેલાવીને, ચહેરા પર મક્કમતા પ્રગટાવીને ઊભી હતી. ગાર્ગીના સ્મિત અને ચહેરા પર ઊપસેલી મક્કમતાની રેખા જોઈ જટાશંકરને લાગ્યું કે બધાની વચ્ચે ગાર્ગી આગ્રહ કર્યા કરશે. જટાશંકરે ડિશ લઈ લીધી.

ગાર્ગીના ચહેરા પર આનંદ ઝળકયો, 'માન રાખવા બદલ આભાર.'

રીના અને તેની મિત્રો સાથે પ્રાર્થના પણ આવી પહોંચી.

જટાશંકરે પ્રાર્થના સામે જોયું. પ્રાર્થના ગંભીર લાગતી હતી. જટાશંકરને લાગ્યું, પ્રાર્થના આનંદમાં લાગતી નથી. તેઓ વિચારી

રહ્યા, 'પ્રાર્થનાનુ અપમાન થયું. હશે? ઉપેક્ષા થઈ હશે? મશ્કરી થઇ હશે?'

રીનાની નટખટ મિત્રો જટાશંકરની સામે વિચિત્ર નજરે તાકી રહી.

'પ્રણવના કાકાબાપુ છે.' રીનાએ કહ્યું,

'એટલે તારા કાકાસસરા થાય એમ ને?' એક યુવતીના હોઠ હસું હસું થઈ રહ્યા.

'આશીર્વાદ આપો વડીલ,' એક યુવતીએ મજાકમાં જટાશંકરની સમીપ જઈ, બે હાથ જોડી મસ્તક નમાવ્યુ.

જટાશંકર સમજી શક્યા કે ગરબો જ નહીં, યૌવન પણ હેલે ચડયું છે. પોતાના સમાજથી બીજા છેડે ઊભેલા બુઝર્ગોની મજાક કરવાની અને આવી બાલિશ ચેષ્ટાઓ દ્વારા આનંદ લૂંટવામાં આજનાં યુવાન–યુવતીઓ લિજ્જત અનુભવે છે. લોપાતી જતી મર્યાદા–અદબનો આ પ્રત્યાઘાત છે. તેમણે વિચાર્યું, 'મુગ્ધ વયની આ યુવતીઓ મુગ્ધ છે, નાદાન છે, એમને મન હું બીજા ટોળા-માંથી એમના ટોળામા આવી ચડેલુ વિચિત્ર પ્રાણી છું. હું પીઢ છું. એમની યૌવનસહજ વૃત્તિઓને ગંભીરતાથી ન ઘટાવવી જોઈએ.'

જટાશંકરે હળવાશથી કહ્યુ, 'આશીર્વાદથી જ જીવનમાં સુખ-સફળતા પ્રાપ્ત થતા નથી. શક્તિ, સંસ્કાર અને સમજશક્તિ સફળતાની ચાવી છે. છતા મારા આશીર્વાદ છે. તથાસ્તુ.'

યુવતીઓમાં હસાહસ થઈ ગઈ.

પ્રાર્થનાને ગુસ્સો આવ્યો, પણ પરાણે ગળી જઈ, મનોમન બબડી, 'શું સમજો છો છીછરી છોકરીઓ તમે તમારા મનમા? કાકાબાપુ સમક્ષ તમે તણખલાની તોલે પણ ન આવો.'

'ચાલો છોકરીઓ, નાસ્તા–પાણી પતાવી લો. ગરબાનો બીજો દોર તરત શરૂ કરવાનો છે.' મંજુલાબહેને યુવતીઓને આજ્ઞાસૂચક સ્વરે કહ્યુ, 'મોટાનું માન રાખતાં શીખો. જટાશંકર-

ભાઈ અમારા વેવાઈ છે એનુ ભાન રાખો.'

'મમ્મીની વાત ખરી છે. ઝડપ કરો. ગરબાનો કાર્યક્રમ હજુ તો અડધે રસ્તે આવ્યો છે.'

થોડીવાર શાંત પ્રસરી રહી.

નાસ્તા–પાણી પતાવી યુવતીઓ ચાલવા લાગી.

નટુભાઈએ પૂછ્યું, 'તમને કંટાળો તો નથી આવતો ને ?'

'ના.' જટાશંકરે કહ્યું.

નટુભાઈ અને જટાશંકર બાલ્કનીમાં આવીને બેઠા.

સિગારેટ સળગાવતાં નટુભાઈએ પૂછ્યું, 'આ છોકરીઓનાં વર્તનથી તમને માઠું તો નથી લાગ્યું ને ?'

'પ્રત્યેક વ્યક્તિ પોતાના સંસ્કાર મુજબ વર્તે છે, જીવે છે, સુખ–દુઃખ પામે છે. પુખ્ત વયની કેટલીય વ્યક્તિઓને સારાસારનો વિવેક હોતો નથી તો પછી મુગ્ધવયની છોકરીઓનાં વર્તનને શા માટે ગંભીરતાથી લેવું જોઈએ ?'

'અરે, તમે લોકો ચા પીધા વગર ચાલી આવ્યા ?' માર્ગી થરમોસ લઈને આવી પહોંચી. એક કપ જટાશંકરને આપતાં બોલી, 'પ્રણવ કહેતો હતો કે એના કાકાબાપુ નર્મદા, શ્રીકૃષ્ણ અને ચાના ભક્ત છે.'

ચર્ચામાં ઊતર્યા વગર જટાશંકરે કહ્યું, 'પ્રણવની વાત સાચી છે.'

'થર્મોસમાં ચા છે. ઇચ્છા થાય ત્યારે પીજો. હું જાઉં' અને માર્ગી જતી રહી.

માઇક પરથી પાર્ટીના મુખ્ય સૂત્રધારનો અવાજ સંભળાયો, 'બધી બહેનો વ્યવસ્થિત ગોઠવાઈ જાય – ચાલો, ઝડપ કરો...'

મ્યુઝિક શરૂ થયું.

યુવતીઓ વર્તુળાકારે ગોઠવાઈ ગઈ.

સ્ટેજ પરથી જ સંભળાયો, 'બધી બ'

બર ઝીલજો. માત્ર ટાંટિયા નહીં, જીભ પણ હલાવજો...'

ગરબો રમણે ચડયો—

'જટાશંકરભાઈ, એક પ્રશ્ન પૂછું ?'

'પૂછો.'

'તમે રીના–પ્રણવનાં લગનથી ખુશ છો ને ? તમારું માનસ જોતાં લાગે છે કે તમે જ્ઞાતિની છોકરીને પસંદગી આપત.'

જટાશંકર ઉત્તર આપતાં ખચકાયા, 'એક પિતાને કેવી રીતે કહેવું કે, ક્રિયાકાંડી બ્રાહ્મણ કુટુંબનો પુત્ર પટેલ જ્ઞાતિની પુત્રીને પસંદ કરે એના કરતાય અધિક તો રીનાના વર્તનથી વધુ દુભાયો હતો.' તેમણે કહ્યું, 'ભિન્ન જ્ઞાતિ અને આર્થિક વિરોધાભાસથી ખચકાટ જરૂર અનુભવ્યો હતો, પણ દરેકને પોતાનું જીવન જીવવાનો અધિકાર છે, લગ્ન એ બે શરીરોનું જ જોડાણ માત્ર નથી, બે હૃદયોનું પણ જોડાણ છે, જીવનના આ મંગલતમ બંધનમાં કોની સાથે બંધાવવું એ નક્કી કરવાનો વ્યક્તિને અધિકાર છે એમ માનીને મેં પ્રણવની પસંદગીનો વિરોધ કર્યો નહોતો. તમે પ્રણવની ગરીબી સામે વાંધો લીધો નહોતો ?'

'પ્રણવની છાપ અમારા મન પર સારી પડી હતી, અલબત્ત, બન્નેના સ્વભાવ અને આર્થિક દૃષ્ટિએ રહેલા વિરોધાભાસ પ્રત્યે ધ્યાન દોર્યું હતું, પણ રીનાની મક્કમતા જોઈ અમે સહર્ષ સંમતિ આપી દીધી હતી. આ લગનથી બન્ને સુખી થઈ શકશે એમ તમને લાગે છે ?'

'માત્ર જ્ઞાતિ અને આર્થિક સ્થિતિ પર જ સુખ અવલંબતું નથી, પણ સમજશક્તિ અને સમાધાનકારી વલણ પર સુખ અનુભવે છે.'

'માર્ગીએ પણ પ્રેમલગ્ન કર્યું હતું. એના લગ્નજીવનની નિષ્ફળતા પછી અંતર અજ્ઞાત ભીતિ અનુભવે છે.'

'બધાં લગ્નોનું પરિણામ એકસરખું આવતું નથી.

બધાં જ પ્રેમલગ્નો નિષ્ફળ જતાં નથી તો વડીલોમાન્ય પોતાની જ્ઞાતિમાં થતાં લગ્નો સફળ થતાં નથી. માર્ગી અને રીના વિરાટ અને પ્રણવના સ્વભાવમાં મૂળગત ભેદ હોઈ શકે ને ?'

'માર્ગી અને રીના મુક્ત અને જિદ્દી પ્રકૃતિનાં છે. વિરાટ વહેમી અને ધનલોભી હતો. પ્રણવ સ્વસ્થ, સંસ્કારી અને સુશિક્ષિત છે. વિરાટ માટે મને માન નહોતું, જ્યારે પ્રણવ અમારે ત્યાં જોડાયો ત્યારથી જ એને માટે બધાંને માન હતું, પણ એક પુત્રીનું ભગ્ન દામ્પત્યજીવન બીજી પુત્રી વિશે પણ મનને સાશંક બનાવ્યા કરે છે એટલું જ. બાકી, રીના કરતાંય પ્રણવ પર મને વધારે શ્રદ્ધા છે.'

'આપણી શુભેચ્છા એમની સાથે જ છે, છતાં કર્મના સિદ્ધાંત અનુસાર પ્રાણીમાત્ર સુખ-દુ:ખને વરે છે. હું, તમે, રીના, પ્રણવ કે કોઈ અપવાદ નથી.'

રાત વધતી હતી—

ગરબા મધ્યરાત્રિ નમતાં પૂરા થયા—

ગરબે ઘૂમનાર યુવતીઓને લહાણી આપવાનો કાર્યક્રમ શરૂ થયો....

નટુભાઈની ઇચ્છાને માન આપી, જટાશંકરે લહાણી વહેંચવાનું સ્વીકાર્યું.

ડ્રિંક્સ પાર્ટી પૂરી થતાં, નિહાર, ગગન, પ્રણવ અને પાર્ટીમાં સામેલ થનાર યુવાનો-વડીલો આવી પહોંચ્યા.

લહાણી લેવા આવનાર પહેલી યુવતીના શેકહેન્ડ માટે લંબાયેલા હાથનો પ્રતિભાવ નમસ્કારથી આપતાં, બીજી યુવતીઓ પણ લહાણી લઈ નમસ્કાર કરી ચાલવા માંડી.

મેળો વિખરાયો—

નટુભાઈની રજા [illegible] ંકર, પ્રાર્થના અને

બંગલા તરફ ચાલવા

'કાકાબાપુ, મજા આવી ?' પ્રણવે પૂછયું.

'હા, પણ તું શરાબના રવાડે પણ ચડયો છે એ જાણી દુઃખ થયું.'

'કાકાબાપુ, આવા પ્રસંગોએ ડ્રિંક્સ પાર્ટી એક ફેશન બની ગઈ છે. મારો જ પ્રસંગ હોય અને હું ન જોડાઉં તો કેવું લાગે? રોજની મને આદત નથી.'

'બીડી-સિગારેટના ફેશન ખાતર, વટ પાડવા ખાતર ખેંચાયેલા એકાદ-બે કશમાંથી માણસ વ્યસન તરફ વળે છે. શરાબનું પણ એવું જ છે. જોકે, આજની પેઢીને એમનાં વ્યસનો તરફ આંગળી ચીંધતો ઉપદેશ કોઈ આપે એ ગમતું નથી એ જાણું છું.'

'તમારો અધિકાર છે કાકાબાપુ!' પ્રણવના અવાજમાંથી ક્ષોભ નીતરતો હતો.

'અધિકાર સ્વીકારવા જેટલું તું સૌજન્ય દાખવે છે તેથી આનંદ થયો. એ અધિકારની રૂએ જ ગમે ન ગમે છતાં બોધવચનો કહ્યા વગર રહી શકતો નથી.'

'કાકાબાપુ, તમને દુઃખ થતું હોય તો હું મારા શોખ પર પાણી મૂકી દઉં.'

'પ્રણવ, જે ભદ્ર સમાજમાં તારે રહેવાનું છે, પ્રગતિ કરવાની છે તેમાં તારે માટે આવા શોખ જરૂરિયાતનું માધ્યમ બની રહે છે એટલું તો સમજી શકું છું. પ્રતિજ્ઞા લેવડાવી તને ધર્મસંકટમાં મૂકવા ઇચ્છતો નથી. શોખ વ્યસનોમાં ન પરિણમે એ અંગે તકેદારી રાખજે એટલું જરૂર કહીશ. તારી રીતે જીવવાને તું સ્વતંત્ર છે. તારા સ્વાતંત્ર્યની આડે આવ્યો નથી, આવીશ પણ નહીં. આદતને વશ થઈ ચૂપચાપ બેસી રહેવાને બદલે તારું ધ્યાન જરૂર ખેંચીશ...'

'કાકાબાપુ, એ અધિકાર પાછો ખેંચી લેશો તે દિવસથી હું [illegible]નિયામાં મારા માથેથી પ્રેમાળ વડીલનું છત્ર

હટી ગયું છે. માથે આકાશનું છત્ર હોવા છતાં અનાથ બની ગયાની અનુભૂતિ મારામાં જન્મશે. એ અનુભૂતિ મને વામણો બતાવી દેશે. કહેવા જેવા પ્રસંગે જરૂર કહેજો, ઠપકારજો, પણ ઉદાસીન ન બનશો.'

'જટાશંકરના જીવતે જીવ તું કે પ્રાર્થના અનાથતાનો અનુભવ નહીં કરો. આંખ મીંચાયા પછીના વિશ્વની જાણ નથી.'

પ્રણવ, જટાશંકર અને પ્રાર્થના બંગલામા પ્રવેશ્યાં ત્યારે ઘડિયાળ રાત્રિના બેનો સમય સૂચવતુ હતું.

વસ્ત્રો બદલી જટાશંકર અને પ્રાર્થના 'જયશ્રી કૃષ્ણ'ના પ્રતિસાદ પાડી, ઊંઘવા મથી રહ્યાં

*

## [૧૧]

ગરબા પૂરા થયા પછી રાતના બેના સુમારે બંગલામાં પ્રવેશી, વસ્ત્રો બદલી ઊંઘવા માટે પલંગ પર સૂતેલા જટાશંકરને ઊંઘ ન આવી. જીવનના કેટલાય પ્રસંગોએ ચિત્તને ક્ષુબ્ધ બનાવ્યું હતું — મોટાભાઈ અને ભાભીના ઘોડાપૂરમાં થયેલા સામૂહિક મૃત્યુએ, પ્રણવ અને પ્રાર્થનાના કલ્યાણ માટે રેવતીના કરવા પડેલા પરિત્યાગે, રેવતીના લગ્ને, પ્રણવની પરજ્ઞાતિની રીનાની પસંદગીએ અને રેવતીના વૈધવ્યે જટાશંકરના ચિત્તને ક્ષુબ્ધ બનાવ્યું હતું, પણ જટાશંકરે દૈનિક પ્રવૃત્તિઓ નર્મદાસ્નાન, સૂર્યવંદના, શ્રીકૃષ્ણ-સ્મરણ અને ગીતાપાઠમાં નિજ જાતને પરોવી દઈ, ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરી લીધી હતી.

આજની સંક્ષુબ્ધતા વિચિત્ર પ્રકારની હતી. રાતે પ્રણવ ડ્રિંક્સ પાર્ટીમાં ગયો હતો, પ્રાર્થના રીના સાથે ગરબો મહાલવા ગઈ હતી ત્યારે માર્ગી નટુભાઈના સૂચનથી બોલાવવા આવી હતી અને પતિને ઘેરથી પાછી ફરેલી, છૂટાછેડા મળવાની અણી પર ઊભેલી માર્ગીએ 'ચાલો...' કહી હાથ પકડેલો. જટાશંકરના શરીરે ધ્રુજારી અનુભવેલી. ચાળીશ વર્ષના બ્રહ્મચારી શરીરને એ ધ્રુજારી ધ્રુજાવી ગયેલી...આસ્તેથી માર્ગીનો હાથ છોડાવ્યા છતાં જટાશંકર માર્ગીના સ્પર્શની મહેંકને મનોમન વાગોળતા રહેલા. માર્ગીના શબ્દોએ, માર્ગીના ગૌર, પાતળા ઊંચા અને રેવતી સાથે સામ્ય ધરાવતા દેહે માર્ગીમાથી રેવતી પ્રગટ થયાનો આભાસ અનુભવેલો. ગરબો ઘૂમતી માર્ગીમાં રેવતીનો પડછાયો જોયેલો, એ પડછાયો આગળી ં પન: માર્ગી પ્રગટ થયેલી. મૃગજળિયા આભાસોએ

જટાશંકરના ચિત્તમાં મૂંઝારો જન્માવેલો.

નટુભાઈ સાથેની વાતો દરમિયાત પણ માગીના સ્પર્શ માત્રે જન્માવેલ શારીરિક ઝણઝણાટી અને માનસિક અસ્વસ્થતા ચાલુ રહેલી.

જટાશંકરના ચિત્ત પર છેલ્લા થોડા કલાકો પર સર્જાયેલ ઘટનાએ સજ્જડ મુદ્રા અંકિત કરી હતી. 'માગી...રેવા...માગી...રેવા...' તરવરી રહ્યાં.

જટાશંકર જાત પર કાબૂ મેળવવા મથી રહ્યા, 'માગીના એક સહજ સ્વાભાવિક સ્પર્શથી આટલો વિક્ષુબ્ધ બની ગયો છું તો પછી હજુ તો આયખું કાઢવાનું છે. આજ સુધી કદી ન અનુભવેલી બેચેની શા માટે અનુભવાય છે? જીવનને સ્ત્રીના સાંનિધ્યની ઝંખના જાગી છે? એક સ્પર્શ માત્રે ચિત્તને આટલું અશાંત બનાવી દીધું?'

જટાશંકર આવતી કાલે થનાર પ્રણવનાં લગ્નનું સ્મરણ કરી, ચિત્તની વ્યગ્રતાને શમાવવા મથી રહ્યા. વેદની ઋચાઓ, સપ્તપદીના મંત્રો અને શાંતિપાઠનું સ્મરણ કરવા લાગ્યા.

આખી રાત જટાશંકરનું ચિત્ત પ્રણવની આવતી કાલ, પ્રાર્થનાની આવતી કાલ અને પોતાની આવતી કાલની પરિક્રમા કરવા લાગ્યું, 'પ્રણવે તો વતન છોડયું જ છે, પ્રાર્થના પરણીને મુંબઈ જતી રહેશે પછી?'

અત્યાર સુધી એકલતાને સહજસાધ્ય માનતા જટાશંકર છેલ્લા બનાવથી ચિંતિત બની આત્મપૃથક્કરણ કરવા લાગ્યા, 'પ્રણવ અને પ્રાર્થનાની વિદાય પછી એકલતા જીરવી શકાશે? એકલતાની કલ્પના અને એકલતાની હકીકત વચ્ચે નદીના બે પટ જેટલું અંતર છે.'

જટાશંકર જાતને ઉત્તર આપવા લાગ્યા, 'આવતી કાલનો વિચાર કરી આજનો આનંદ શા માટે ખંડિત કરવો? ધર્મ, કર્મ અને રોજિંદા નિત્યક્રમ મુજબ આજપર્યંત જીવતો હતો તેમ

મથીશ. હમણાં તો મારે પ્રણવ અને પ્રાર્થનાનાં લગ્નનું પિતૃઋણ સુપેરે સ્વસ્થતાથી બજાવવું જોઈએ.'

જટાશંકર આખી રાત ઊંઘી ન શક્યા. જીવનમાં પહેલી જ વાર ચિત્તના ઉદ્વેગનું શમન ન કરી શક્યા.

બપોરે પ્રણવનાં લગ્ન પતી ગયાં. જટાશંકરે ગોરનું કર્મ બજાવ્યું. સપ્તપદી અને શાંતિમંત્રોનું ઉચ્ચારણ એવા બુલંદ કંઠે કર્યું કે ચોરીમાં જટાશંકર છવાઈ ગયા. લગ્નવિધિ અને મરણોત્તર ક્રિયા એક જ બ્રાહ્મણ સામાન્ય રીતે કરાવતા નથી, પણ જટાશંકરનું બન્ને પર પ્રભુત્વ હતું. લગ્ન અને મૃત્યુને જીવનનાં સર્વોપરી તત્ત્વો માનતા જટાશંકર બન્ને પ્રસંગોમાં શાસ્ત્રજ્ઞાનનો ઉપયોગ કરવામાં પોતાનું સામાજિક ઉત્તરદાયિત્વ છે એમ માનતા હતા.

લગ્નવિધિ પૂરી થઈ—

જટાશંકરના ચહેરા પર કર્તવ્ય બજાવ્યાનો સંતોષ ઝળહળી ઊઠયો.

નટુભાઈએ જટાશંકર પાસે આવી કહ્યું, 'વેવાઈ તરીકે નહીં પણ ગોર તરીકે તમે કર્તવ્ય બજાવ્યું છે તેની પ્રતીક દક્ષિણા આપું તો માઠું નહીં લગાડો ને?'

'માઠું લગાડવું હોત તો માત્ર વેવાઈ બની રહ્યો હોત. ગોરનો વેશ ધારણ કર્યો ન હોત.' જટાશંકર એમની ટેવ મુજબ ધીમું ધીમું હસ્યા.

નટુભાઈએ એક કવર આપતાં કહ્યું, 'એક હજાર એકની પ્રતીક દક્ષિણા સ્વીકારી આભારી કરશો. બાકી, તમારા કર્તવ્યની કિંમત રૂપિયામાં આંકી ન શકાય.'

જટાશંકરે કવર સ્વીકાર્યું.

બ્રાઉન કલરના બનારસી સેલામાં સજ્જ થયેલી માર્ગી

આવી પહોંચી, 'તમારો સ્વર ખરેખર મધુર છે.

તમામ સ્વરની ફુદંડી આરત અમારા ઘેર ઉજવાઈ ગયા હતા.'

'વર્ષોથી નર્મદાસ્તોત્ર અને શ્રીકૃષ્ણનાં ભક્તિપદો ઇકતારાનો ટેવ પડી ગઈ છે. સ્વરમાધુર્ય ઈશ્વરનું વરદાન છે. પણ, કોઈ સ્પર્શ-ભાવ જાગ્રત થયો નહોતો.' જટાશંકરે નમ્રતાથી કહ્યું, 'તમારી પ્રશંસા બદલ આભાર.'

'એક વાર તમારા ગામ અને રેવાતટ જોવા આવવું છે.' માર્ગી હસી.

'રેવા' શબ્દ સાંભળી જટાશંકર ચમક્યા. માર્ગી 'રેવા' શબ્દ સહેતુક ઉચ્ચારે છે કે સહજભાવે એ જટાશંકર સમજી ન શક્યા. પૃચ્છાના પિષ્ટપેષણમાં ઊતર્યા વગર જટાશંકર બોલ્યા, 'પ્રાર્થનાનાં લગ્નમાં હવે તો બે પરિવાર વચ્ચેના સંબંધોના નાતે તમારે બધાંએ આવવાનું જ છે.'

'જરૂર આવીશું.'

પગે લાગવાની વિધિ શરૂ થઈ.

પ્રણવ અને રીના પહેલાં નટુભાઈ અને મંજુલાબહેનના આશીર્વાદ લઈ, જટાશંકર પાસે આવ્યાં.

જટાશંકરે દક્ષિણારૂપે મહેલું કવર રીનાને આપતાં કહ્યું, 'શ્રીકૃષ્ણ તમારું કલ્યાણ કરે.' અને પ્રણવ તથા રીનાના માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા, 'શતં જીવં શરદમ્.'

સાંજે ભવ્ય રિસેપ્શન ઊજવાઈ ગયું.

શહેરના ઉદ્યોગપતિઓ, વકીલો, પ્રોફેસરો, ડૉક્ટરો, પત્રકારો, નેતાઓ, સગાં-સંબંધીઓ, તથા દેશ-વિદેશના મહેમાનો, કંપનીના કર્મચારીઓ તથા ભાતભાતની વેશભૂષા અને કેશભૂષાથી 'પાર્ટી પ્લૉટ' ખીચોખીચ ભરાઈ ગયો હતો.

મુગલાઈ શૈલીથી, દેશી-વિદેશી ફૂલોથી શણગારાયેલા, મઘમઘી રહેલા ઘુમ્મટાકાર મંડપમાં ઊભેલાં પ્રણવ-રીનાને અભિનંદન આપવા કતાર લાગી ગઈ હતી.

વિડિયો સતત ચાલુ હતો. કેમેરાની ફ્લેશ અજંપપણે ઝબકયા કરતી હતી. બિસ્મીલ્લાખાંની શરણાઈના સૂરો સરી રહ્યા હતા.

જટાશંકરની આંખો પ્રણવ–રીનાની જોડી જોઈ ઠરતી હતી. શારીરિક વ્યક્તિત્વમાં યુગલ એકબીજાને અનુરૂપ હતું. જટાશંકરે જોયું તો ડ્રેસમા બિન્દાસ છોકરી જેવી લાગતી રીના મોરપિચ્છ કલરની સાડીમાં ગૃહિણી જેવી લાગતી હતી. જટાશંકર વિચારી રહ્યા, 'લગ્ન પહેલાની બિનજવાબદાર યુવતીઓના આચાર-વિચારમા પત્ની બન્યા પછી જવાબદારીનું ભાન થતાં, પરિવર્તન આવી જાય છે. શકય છે રીના પણ ગૃહિણી બનતાં શાંત, સ્વસ્થ અને મર્યાદાશીલ બને.'

મહેમાનો એકબીજાને મળતાં હતાં, પરિચય તાજો કરતાં હતાં. સ્ત્રીવૃન્દ રંગબેરંગી સાડીઓમાં સજ્જ થઈ, આમતેમ ઘૂમી રહ્યુ હતું.

બીજી બાજુ 'બૂફે ડિનર' શરૂ થયું હતું.

પ્રાર્થના માર્ગી અને માર્ગીની કંપનીમાં જોડાઈ ગઈ હતી. જટાશંકરે નોંધ્યું હતું કે માર્ગી પ્રાર્થનાને એકલવાયાપણું ન લાગે તે માટે સતત સાચવતી હતી. પ્રાર્થના અને માર્ગી વારંવાર જટાશંકરને મળી જતાં હતાં.

નટુભાઈ અને મંજુલાબહેન મહેમાનોને સત્કારતાં હતાં અને વી.આઈ.પી. મહેમાનોને તથા નેતાઓને સ્ટેજ પર દોરી જતા હતા. રીના–પ્રણવનો પરિચય કરાવી ફોટા પડાવતાં હતાં.

સ્ટેજ પર ફૂલોની મોસમ બેઠી હતી.

રીના અને પ્રણવની ગિફ્ટનો સ્ટેજ પર ટેકરી જેવો ઢગલો થઈ ગયો હતો.

નટુભાઈ અને મંજુલાબહેન જટાશંકરની થોડી થોડીવારે ખબર લઈ જતાં હતાં.

રિસેપ્શન અને ડિનર પૂરું થયું.

નટુભાઈએ પરિવાર સાથે જટાશંકરના ફોટા પડાવ્યા.

મોડી રાતે બધાં બંગલે આવ્યાં.

લગ્નનો થાક હવે જ વરતાતો હતો.

સવારના પ્લેનમાં પ્રણવ–રીના મુંબઈ થઈ, યુરોપની ટૂર પર રવાના થયાં.

નટુભાઈ, મંજુલાબહેન, નિહાર, માર્ગી, ગાર્ગી, ગગન, જટાશંકર, પ્રાર્થના અમદાવાદ ઍરપોર્ટ પર વિદાય આપવા આવ્યાં.

'શિવાસ્તે પન્થાન. સન્તુ !' જટાશંકરે ગદ્‌ગદ્ કંઠે આશીર્વાદ આપ્યા.

'બેસ્ટ લક'—નિહાર.

'બૉન વૉયેજ'—ગગન.

'શુભેચ્છા'—માર્ગી.

'વિશ યુ બેસ્ટ ઑફ હનિમૂન'—ગાર્ગી.

'ફોન કરતાં રહેજો'—નટુભાઈ.

'સાચવીને રહેજો—' મંજુલાબહેન.

'પ્રાર્થનાના લગ્નની તારીખ નક્કી થયે લખીશ. તમે લોકો આવો પછી ચાંણોદ આવી જજો.' જટાશંકરે કહ્યું.

'લગ્ન પછી જમાડવાની વિધિ કરવાની છે.' પ્રાર્થના બોલી.

'જરૂર આવીશું.' પ્રણવે કહ્યું, 'કાકાબાપુ, મારે તમારી સાથે અંગત વાતો પણ નિરાંતે કરવાની છે.'

'જરૂર આવજે ભાઈ.'

પ્રણવ–રીનાને વિદાય આપી, બધાં બંગલે પાછાં ફર્યાં.

'નટુભાઈ, અમે લોકો બપોરની બસમાં જવાનું વિચારીએ છીએ. રજા આપશો ?'

'શું ઉતાવળ છે ? થોડા દિવસ રહીને જજો. રીના–પ્રણવનો બંગલો ખાલી જ છે.' નટુભાઈએ આગ્રહ કર્યો.

'કર્તવ્ય પૂરું થયું. હવે રહેવાનું કોઈ પ્રયોજન નથી.

પણ યજમાનને સાચવી લેવા જોઈએ ને? આ અમારો સાત પેઢીનો વ્યવસાય છે, જેનો મારા મૃત્યુ પછી અંત આવશે. પ્રણવ તો ધંધામાં પરોવાઈ જશે. જોકે, નાનપણથી જ એને આ વ્યવસાય પ્રત્યે અણગમો હતો. પ્રણવ એની દૃષ્ટિએ સાચો છે.'

'જટાશંકરભાઈ, તમે રહી જાવ તો આનંદ થશે. બાકી, દુરાગ્રહ નથી કરતો.'

'હું પણ આગ્રહ નથી માગતો. પ્રાર્થના માટે પણ ત્યાં જઈને તૈયારીઓ કરવી પડશે ને? તમારે બધાંએ પ્રાર્થનાનાં લગનમાં આવવાનું છે.'

'જરૂર આવીશું. કોઈ તકલીફ પડી હોય તો માફ કરજો.'

'આવી બાદશાહી સગવડ જીવનમાં પહેલી જ વાર માણી છે. તકલીફ તો સ્વપ્નેય પડી નથી. નટુભાઈ, પ્રણવ અમારા જેવાના તદ્દન સામાન્ય કુટુંબમાંથી આવે છે. એને જાળવજો.'

'કેવી વાત કરો છો? કન્યાના પિતાએ જે વચનો ઉચ્ચારવાં જોઈએ તે તમે ઉચ્ચારીને અમને શરમમાં મૂકો છો. સાચું કહું તો રીના કરતાં પ્રણવ માટે અમને ખૂબ માન છે. માર્ગીનું દામ્પત્ય-જીવન તૂટી પડયા પછી હું ખૂબ જ સાવધાન બની ગયો છું. પ્રણવના સંસ્કાર જોતા વાંધો નહીં આવે એનો વિશ્વાસ છે. આમ છતાં એવી ઘડી આવશે તો આપણે વડીલોએ માથું મારી જાળવી લેવું પડશે.'

'સંતાનોને સંભાળવાની આપણી ફરજ છે. આપણે ઇચ્છીએ કે એવો વખત ન આવે, છતાં ન કરે નારાયણ ને, એવો વખત આવશે તો વડીલો તરીકે દરમિયાનગીરી કરવાનું ધર્મકાર્ય બજાવવાનાં પણ અચકાઈશું નહીં. પછી જેવા લેખ લલાટના.'

'નીકળવાનું નક્કી કર્યું છે?'

'હા.'

'ભલે. પરવારીને બંગલે આવો. થોડી વાતો કરીશું. જમીશું.

પછી તમને કારમાં ડ્રાઇવર મૂકી જશે.'

'બસ મળે છે પછી તકલીફ લેવાની શી જરૂર છે? નહીં'

'જટાશંકરભાઈ, આ વખતે, આ વાતમાં તમારું નહીં માનું. મારી આટલી વાત તમારે સ્વીકારવી પડશે.'

'ભલે.'

જમી પરવારીને જટાશંકર અને પ્રાર્થના તૈયાર થઈ ગયાં.

ડ્રાઇવર કાર લઈ આવ્યો—

'જટાશંકરભાઈ, આપણે ફરી મળીએ ત્યારે કેટલીક અંગત વાતો કરવી છે. હમણાં માંડવો સમેટવાનું અને બિલો ચૂકવવાનું કામ ન હોત તો તમારી સાથે જ ચાણોદ આવત.'

'જ્યારે ઇચ્છા થાય ત્યારે જરૂર આવજો. અમને આનંદ થશે.'

મંજુલાબહેન અને ગાર્ગી પણ વિદાય આપવા આવી પહોંચ્યાં. ગાર્ગી અને ગગન ઊંઘતાં હતાં.

'જટાશંકરભાઈ, ફરી મળીશું ત્યારે તમારા જ્યોતિષશાસ્ત્રનો લાભ લઈશું.' મંજુલાબહેન બોલ્યાં.

જટાશંકર હસ્યા–

જટાશંકર અને પ્રાર્થના પાછળ બેઠાં.

'આવજો...'

'આવજો...'

કાર ઊપડી–

નટુભાઈ અને મંજુલાબહેન બંગલામાં પ્રવેશ્યાં.

'કાકાબાપુ, બગલથેલો ભૂલી ગઈ.'

ડ્રાઇવરે કાર અટકાવી–

'શું થયું?' ગાર્ગીએ પીઠ ફેરવી.

પ્રાર્થના કારમાંથી ઊતરી, ઝડપથી બંગલા તરફ ચાલવ

'પ્રાર્થના બગલથેલો ભૂલી ગઈ હતી.'

'મિ. પંડ્યા, આપણે ફરી મળીશું ત્યારે કેટલીક અંગત વાતો કરીશ.'

જટાશંકર ચમક્યા. પ્રણવને અંગત વાત કરવી છે, નટુ-ભાઈને અંગત વાત કરવી છે. માર્ગીને અંગત વાત કરવી છે. મારા જેવા માણસને બધાં શી અંગત વાત કરવા ઇચ્છે છે? શા માટે? બધાંની વાત એક જ હશે કે અલગ અલગ?'

'મિ. પંડ્યા, શા વિચારમાં પડી ગયા?' માર્ગીએ જટા-શંકરના હાથ પર હાથ મૂક્યો.

જટાશંકરના શરીરમાંથી ધ્રુજારી પસાર થઈ ગઈ. જટાશંકરે સ્વસ્થ થવા મથતાં કહ્યું, 'ભલે.'

પ્રાર્થના આવી પહોંચી–

કાર સ્ટાર્ટ થઈ–

જટાશંકરથી અનાયાસે માર્ગી તરફ જોવાઈ ગયું.

માર્ગી એકીટશે જટાશંકર તરફ જોઈ રહી હતી. જટાશંકર અને માર્ગીની આંખોએ ક્ષણ–વિક્ષણ તારામૈત્રક રચ્યું. માર્ગીના હોઠ પર સ્મિત રમતું હતું, જટાશંકરે આંખો નમાવી દીધી.

કાર સડસડાટ દોડતી હતી–

જટાશંકર ઊંડા ઊંડા વિચારોમા સરી પડ્યા.

પ્રાર્થના જટાશંકર સામે વારંવાર નજર ફેરવી લેતી હતી. જટાશંકરની વિચારધારા તોડવાનું પ્રાર્થનાને યોગ્ય ન લાગ્યું.

નડિયાદ બાય પાસ આગળની હોટલ નજીક ડ્રાઇવરે કાર રોકી.

જટાશંકરની વિચારધારા ભંગ થઈ.

'કાકા, ચા પીવા કાર રોકી છે. તમે પીશો?'

'હા,' જટાશંકર બોલ્યા.

'હું બે કપ ચા મોકલાવું છું.' ડ્રાઇવર બોલ્યો.

'હું નહીં પીઉં.' પ્રાર્થનાએ કહ્યું.

'ચાલ ભાઈ, હું પણ આવું છું.' જટાશંકરે કહ્યું.

ડ્રાઇવરે દરવાજો ઉઘાડ્યો.

જટાશંકર અને ડ્રાઇવરે ચા પીધી.

જટાશંકરે પૈસા ચૂકવી દીધા.

'કાકા, પાન ખાશો ?'

'ના, ભાઈ.'

ડ્રાઇવરે પાનના ગલ્લેથી પાન ખાધું. સિગારેટ સળગાવી.

જટાશંકર દરવાજો ઉઘાડી, પ્રાર્થનાની જોડે બેઠા. દરવાજો બંધ કર્યો.

'કાકાબાપુ, તમે આજકાલ અસ્વસ્થ લાગો છો. શરીરને અસુખ તો નથી ને?'

'મનને ઘણા ઘણા વિચારો અસ્વસ્થ બનાવે છે. શરીર સુખી છે. ચિંતા ન કરીશ. હું જાણું છું તને મારી ચિંતા ખૂબ રહે છે.'

'હુ ચિંતા નહીં કરું તો કોણ કરશે ? પ્રણવભાઈ તો રીનાની નાનમાં વટલાઈ ગયા છે. રીનાની નજરે જ દુનિયાને જુએ છે. દુનિયાને જોતા હોય ત્યાં સુધી વાંધો નહીં, સંબંધોને પણ જોતા થઈ ગયા છે એમ મને લાગે છે. શ્રીમંતના ઘરજમાઈ બની ગયા છે.'

જટાશંકરે કહ્યું, 'શક્ય છે એકાદ-બે બનાવ પરથી આપણને પૂર્વગ્રહ જન્મ્યો હોય. આપણે એ જ દિશામાં વિચારીશું તો પૂર્વગ્રહની જડ મજબૂત બનશે.'

પ્રણવનો વ્યવહાર હવે પછી કેવો રહે છે તેના પરથી મૂલ્યાંકન કરીશું. તું પણ પ્રણવ-રીના પ્રત્યેની પૂર્વગ્રહની કાંચળી ઉતારી નાખજે. આખરે તો હું નહીં હોઉં ત્યારે ભાઈના સંબંધો જ કામ લાગવાના છે.'

'કાકાબાપુ, તમે ઘણીવાર મૃત્યુની વાત હમણાં હમણાંના કરતા થઈ ગયા છો. તમારું મન ઉદાસ બની જાય છે. ઊંડાં ઊંડાં વિચારોમાં સરી પડે છે. આવતી કાલે તમે એકલા પડી જશો એ વિચાર તમને વ્યગ્ર બનાવે છે?'

'મનની વ્યગ્રતાનાં અનેક કલ્પ્ય-અકલ્પ્ય કારણો હોઈ શકે. તું કલ્પે છે એ કારણ પણ હોઈ શકે.'

'કાકાબાપુ, પરણીને મુંબઈ જતાં પહેલાં હું તમને એક અંગત વાત કરીશ. તમારે માનવી જ પડશે.'

'પ્રાર્થનાને પણ અંગત વાત કરવી છે?' જટાશંકર વધુ એક વાર ચમક્યા, 'પ્રાર્થનાને શી અંગત વાત કરવી છે? બધાંને શું થઈ ગયું છે? કે પછી મને જ કાંઈ થઈ ગયું છે?'

ડ્રાઇવર આવી પહોંચ્યો.

વાત અટકી ગઈ—

સાંજે ચાંણોદ મુકામે જટાશંકરના ઘર આગળ કાર અટકી.

આડોશ-પાડોશના માણસો જટાશંકર અને પ્રાર્થનાને કારમાથી ઊતરતાં જોઈ અંદરોઅંદર વાતો કરવા લાગ્યાં, 'જટાશંકરની તો પાંચે આંગળીઓ હવે ઘીમા... પ્રણવનાં લગ્ન ઉદ્યોગપતિની પુત્રી સાથે થયાં છે...પ્રાર્થનાનાં લગ્ન પણ મુંબઈના શ્રીમંત કુટુંબમાં થવાનાં છે...જટાશંકરને બન્ને વેવાઈ શ્રીમંત મળ્યા છે. જટાશંકર એકલા રહીને અહીં શું કરશે? વહેલામોડા અમદાવાદ કે મુંબઈ જતા રહેશે.'

જટાશંકર અને પ્રાર્થનાએ ડ્રાઇવરને જમીને જવાનો ખૂબ આગ્રહ કર્યો પણ 'ના કાકા, ના બહેન...!' કહી ડ્રાઇવરે કારને મારી મૂકી.

જટાશંકરે ચિરપરિચિત વાતાવરણમાં આવી પહોંચતાં રાહત અનુભવી.

પ્રભાતે સાયંકાળે નર્મદાસ્નાન, દિવસે યજમાનોની વિધિ

અને રાતે શ્રીકૃષ્ણનું સ્મરણ. વૈભવશાળી બંગલાના પોચા-મુલાયમ ગાદલા પર નિરાંતે ઊંઘી ન શકનાર જટાશંકર કાથીના ખાટલા પર પાથરેલ થીંગડાવાળા ગાદલા અને જૂની રજાઈના આવરણમાં લપેટાઈ નિરાંતે ઊંઘી શક્યા.

એક અઠવાડિયામાં જટાશંકરે પુનઃ ચિત્તની સ્વસ્થતા પ્રાપ્ત કરી લીધી.

મુંબઈથી મનોજકુમારનો પત્ર આવી ગયો, 'હું, નિસર્ગ અને મલ્લિકા આવતા મહિને પિતાશ્રીની વરસી વાળવા આવીએ છીએ. વિગતે રૂબરૂમાં વાત કરીશું.'

જટાશંકરને આનંદ થયો. પત્ર વાંચીને પ્રાર્થના પણ પુલકિત થઈ. નિસર્ગની પહેલી જ છાપ પ્રાર્થનાના ચિત્ત પર સુંદર પડી હતી. નિસર્ગનો પરિચય વધુ ગાઢ બનશે અને પરસ્પરને સમજવાની એક વધુ તક મળશે એ વિચારે પ્રાર્થનામાં અદમ્ય ઉત્સાહ પ્રગટ્યો.

જટાશંકરે વળતો ઉત્તર લખી દીધો, 'જરૂર આવજો. અમે પ્રતીક્ષા કરીશું. પ્રાર્થનાએ વંદન પાઠવ્યા છે.'

એક સાંજે જટાશંકર નર્મદાસ્નાન અને સાયંસંધ્યા કરી, ઓવારાનાં પગથિયાં ચડી રહ્યા હતા ત્યારે કમરમાં ઘડો દબાવી, પગથિયાં ઊતરી રહેલી રેવતી પર નજર પડી.

જટાશંકરના પગ અટકી ગયા–

રેવતીની નજર જટાશંકર પર પડતાં પગથિયાં પર ઊભી રહી.

બન્ને પરસ્પરને જોઈ રહ્યાં–

'પંડ્યા, પ્રણવને પરણાવી આવ્યા ?' રેવતીએ પૂછ્યું

'હા, અડધું કર્તવ્ય પૂરું કર્યું. અડધું બાકી છે.'

શબ્દો અટકી ગયા–

લોકોની અવરજવર ...

પ્રકાશ ઓલવાતો હ...

નર્મદાનાં નીર મધુર લય પ્રગટાવતાં વહી રહ્યાં હતાં.

ગામના ઝાંખા પીળા દીવા સળગી ઊઠ્યા હતા.

'મઝામાં ને, રેવા !' જટાશંકરના હોઠ ફરક્યા.

'હા.'

રેવતી સડસડાટ પગથિયાં ઊતરી રહી.

જટાશંકરે પાછું વળીને જોયું.

રેવતીની સરી જતી પીઠ દેખાઈ.

રેવતી અને માર્ગીના ચહેરા જુદા હોવા છતાં એકવડી અને સમાન ઊંચાઈ ધરાવતી બન્નેની કાયામાં, અંગમરોડમાં, ચાલવાની છટામાં ઘણું સામ્ય હતું.

અમદાવાદમાં 'મિ. પંડ્યા !' કહી સંબોધતી માર્ગીની પીઠ ચાંણોદની રેવતીનો આભાસ જન્માવતી હતી. અત્યારે 'પંડ્યા !' કહી સંબોધતી રેવતી–રેવાની અદશ્ય થતી પીઠ અમદાવાદની માર્ગીનો આભાસ જન્માવતી હતી.

માર્ગી અને રેવતીના સમ્યક્ આભાસો વચ્ચે વહેંચાઈ ગયેલા જટાશંકરનું અસ્તિત્વ તૂરિય અવસ્થા અનુભવતું ઓવારાનાં પગથિયાં પર થીજી ગયું.

*

# [૧૨]

રેવતીની અનાયાસે થયેલી મુલાકાતથી જટાશંકરની સ્થિર થયેલી ચિત્તવૃત્તિ પુનઃ ખળભળી ઊઠી, 'શા માટે સમાન દેહાકૃતિ ધરાવતી માર્ગીમાં રેવાનો આભાસ જોઉં છું? રેવામાં માર્ગીનો આભાસ શા માટે દેખાય છે? જીવનનાં ચાળીસ વર્ષો ધર્મ, કર્મ અને બ્રહ્મચર્યના પાલનમાં સહજ રીતે પસાર કરી નાખવા છતાં હમણાં હમણાં સંયમની શિલા ઓગળતી હોય એવો અનુભવ શા માટે થાય છે? હિમશિલાનું ઓગળવુ સહજ છે. પથ્થરની શિલાનુ ઓગળવું અશક્ય છે. મારા સંયમની શિલા હિમની છે કે પથ્થરની? હિમશિલા હશે તો ઓગળીને એનો આકાર શૂન્ય બની જશે. પથ્થરની શિલા ઓગળે નહીં, પણ એમાં સમયના વહેણના ઘસરકા સાથે, ઝંઝાવાતી હવા અને વૃક્ષોના પ્રપાત સાથે તિરાડ પડી શકે છે. સમય જતાં એ તિરાડ વિસ્તરતી જતાં, શિલા ટુકડા અને કચ્ચરો બની શકે છે. હિમની હોય કે પથ્થરની હોય, શિલા ઓગળે કે શિલાના ટુકડા થઈ જાય શો ફેર પડે છે. શા માટે મારે વારંવાર જાત સાથે, મન સાથે લડીને સરી જતી ચિત્તવૃત્તિને સ્થિર કરવા મથામણ આદરવી પડે છે? પ્રસંગ પડતાં જ રેવાને કરેલો અન્યાય જાગ્રત થઈ અંતરને અજંપ બનાવ્યા કરે છે. માર્ગીના સહેતુક કે અહેતુક સ્પર્શથી શરીર કંપ અનુભવે છે. આજપર્યંત શરીરધર્મ પ્રત્યે સેવેલી અવજ્ઞા બંડ પોકારી, એના અસ્તિત્વની પ્રતીતિ કરાવે છે? આંતરમનમાં પડેલી સ્ત્રી-ઝંખનાના બંડની આ શરૂઆત છે?'

જટાશંકર ચિત્ત-દ્વન્દ્વથી અજંપ બની ગયા.

'કદાચ, કદાચ, પ્રણવ અને પ્રાર્થનાની વિદાય પછી જન્મનાર ભાવિ એકલતાની અજ્ઞાત ભીતિ ચિત્તના વિચલનનુ કારણ હોઈ શકે? જો, એમ હોય તો એકલતાની કલ્પના માત્રથી સંક્ષુબ્ધ બની જાઉં છું તો વાસ્તવિક એકલતા ચિત્તને કઈ દિશા તરફ દોરી જાય? હમણાં હમણાં પ્રસંગોપાત્ત જન્મતી માનસિક નિર્બળતા મારા નિત્યકર્મથી વિમુખ બનાવી દેશે કે શું? શા માટે ચિત્તવૃત્તિ વારંવાર અજ્ઞાત અનુભૂતિથી વિવશ બનતી જાય છે?'

જટાશંકર ચિત્તવૃત્તિને સ્થિર કરવા 'ગીતા'માં શ્રીકૃષ્ણે અર્જુનના વિષાદનું આવરણ છેદવા માટે પ્રબોધેલા કર્મયોગનું સ્મરણ કરવા લાગ્યા.

દેહ છે ત્યાં સુધી કર્મ છે. કર્મ આત્માની ત્વચા છે. હે અર્જુન! કર્મબંધનમાંથી તને શું, મને શું, મનુષ્યમાત્રને મુક્તિ મળતી નથી. પ્રત્યેક વિચાર, પ્રત્યેક ક્રિયા, પ્રત્યેક શ્વાસોશ્વાસનું ઉચ્ચાલન સુધ્ધાં કર્મના પાશથી બંધાયેલા છે. પ્રકૃતિદત્ત ગુણો-અવગુણો માણસમાત્રને કર્મો પ્રતિ પ્રેરે છે.

જટાશંકરના મનમા અનેક પ્રશ્નો ઉદ્ભવ્યા.

સંસારી શું, બ્રહ્મચારી શું, સંત-સાધુજન શું કર્મથી સંન્યાસ લઈ શકે છે?

જો, કર્મથી મુક્તિ મળી શકતી ન હોય તો મનુષ્યે ઇષ્ટ-અનિષ્ટ, યોગ્ય-અયોગ્ય કર્મોમાં પ્રવૃત્ત રહેવું?

હું મારા પરંપરિત કર્મથી વિચલિત બની, અકળ પરિવર્તન અનુભવતા જીવનના કોઈ નવા પંથે પ્રસ્થાન કરું તો એ ઇષ્ટ કે અનિષ્ટ કર્મ કહેવાય?

એકધારા જીવનમાં પરિવર્તન આવે છતાં મારું આચરણ મને કેવાં કર્મો પ્રતિ દોરી જાય છે તેને આધારે ફળપ્રાપ્તિ થશે. બધાં જ[illegible] અનિષ્ટ હોતાં નથી... આવતી કાલે પરિવર્તન

આવશે જ એ પણ નિશ્ચિત નથી. આવતી કાલની વાત આવતી કાલે વિચારીશ. આત્માના અવાજને અનુસરી જીવનપંથ નક્કી કરીશ. પ્રકૃતિનાં હવા, પાણી, વાદળો જેવાં નિર્મળ તત્ત્વો પણ દિશા બદલે છે. નર્મદા પણ વહેણ બદલે છે તો હું તો પંચ-તત્ત્વોથી બંધાયેલો નશ્વર માણસ છું. હા, મારા હાથે આજપર્યંત કોઈનું અનિષ્ટ થયું નથી, જીવનને મૃત્યુ ભરખી ન જાય એ ક્ષણ સુધી મારા હાથે કોઈનું કલ્યાણ ન થાય તો ભલે, પણ બસ. હવે તો પ્રાર્થના પ્રત્યેનું કર્તવ્ય બધું જ ભૂલીને સ્વસ્થતાથી બજાવવા મનને પ્રવૃત્ત કરવુ જોઈએ.'

જટાશંકરે પરાણે ચિત્તના ઉદ્વેગનુ શમન કર્યું.

પ્રાર્થના માટે મનોજકુમારે કહેલું, 'તમે કંકુ અને સંસ્કારી કન્યા આપશો તો ચાલશે. વ્યવહારમા અમારી કોઈ માગણી નથી. હા, મલ્લિકા પરણીને વિદાય લેશે પછી પ્રાર્થના માત્ર પુત્રવધૂ જ નહીં મારી પુત્રી બનીને રહે એટલુ જરૂર માગીશ. પૈસાનો પ્રશ્ન નથી. ઢળતી ઉંમરે માણસને પૈસા કરતાં લાગણીની ભૂખ વધુ રહે છે. આજની મોટાભાગની યુવતીઓની જેમ પ્રાર્થના નિસર્ગને મારાથી–બાપથી છૂટો પડવાના પ્રપંચો નહીં કરે એટલી અપેક્ષા જરૂર રાખું છુ.'

મનોજકુમારે ભલે 'કંકુ અને કન્યા'ની જ માગણી કરી એમનું સૌજન્ય દર્શાવ્યું હોય, પણ જટાશંકરે વેવાઈની ઉદારતાનો લાભ લેવાના બદલે પોતાના ખાનદાન અને સ્થિતિને છાજે, કુળનુ ગૌરવ ન ઝંખવાય, વેવાઈની દષ્ટિમાં પોતાનુ ગૌરવ સચવાય એટલા માટે જીવનનુ છેલ્લું કર્તવ્ય બજાવવા પ્રાર્થના સાથે વડોદરા જઈ વસ્ત્રો, પાનેતર, સ્ટેનલેસ સ્ટીલનાં વાસણો, સ્ટીલનુ કબાટ, સૂટકેસ વગેરે ચીજ–વસ્તુઓ ખરીદી લાવ્યા. જૂના પ્રાર્થનાની બાના દાગીનાને ભંગાવી, નવી ડિઝાઇનના દાગીના બનાવડાવ્યા. પ્ર ' ' લગ્નની બધી જ પૂર્વતૈ ગીઓ કરી લીધી.

અમદાવાદથી આવ્યે પંદરેક દિવસો વીતી ગયા.

એક પ્રભાતે નર્મદા-સ્નાન અને ભાસ્કર-વંદના કરી, જટાશંકર ઘેર આવ્યા. પ્રાર્થનાએ બનાવેલી ચા પીધી. ક્રમ મુજબ મેડીએ આવ્યા. સફેદ ધોતિયું – કફની પહેર્યાં. ત્રિપુંડ તાણ્યું. શિખાને વ્યવસ્થિત કરી. લાકડાની ફ્રેમમાં મઢાયેલા અસલ બેલ્જિઅમના કાચવાળા અરીસામાં પોતાનુ પ્રતિબિંબ જોઈ રહ્યા. મનોમન બોલ્યા, 'હું આ પહેરવેશ છોડીને સૂટ-બૂટ જેવો અંગ્રેજી પોશાક પહેરું તો કેવો લાગું ?'

જટાશંકર એકીટશે પ્રતિબિંબને તાકી રહી, પોતાની જાતમાંથી આધુનિક જટાશંકર ઉપસાવવા મથી રહ્યા : ગૌર સુદૃઢ, માંસલ કાયા પરથી ધોતિયું-કફની સરી રહ્યાં છે. ત્રિપુંડ ભૂંસાઈ ગયું છે. શિખા અલોપ થઈ ગઈ છે. સૂટ-બૂટ-ટાઇમાં સજ્જ વ્યક્તિત્વશાળી જટાશંકર પ્રતિબિંબિત થઈ રહ્યા છે. બે હોઠ વચ્ચે સિગારેટ છે. હાથમા શરાબનો જામ છે.

જટાશંકર મુગ્ધતાથી પુરાણા જટાશંકરમાંથી જન્મેલા નવા જટાશંકરને તાકી રહ્યા. તેમના હોઠ મલકી રહ્યા. પ્રણવ, નટુભાઈ, રીના, માર્ગીની શ્રીમંત સોસાયટીને આવા અપ-ટુ-ડેટ જટાશંકર ખપે. પ્રણવ એના કાકાબાપુને આવા જ સ્વાંગમાં જોતાં સંકોચ ન અનુભવે. રીના પણ હોઠ વંકાવી અછડતો ઉપાલંભ ન કરી શકે. એક જ શરીર વિવિધ વસ્ત્રોમાં કેવાં વિવિધ રૂપો પ્રગટાવી શકે છે.

'કાકાબાપુ !' પ્રાર્થનાનો મૃદુ સ્વર સાંભળી જટાશંકર ચમક્યા. અને બાવરી નજરે સફેદ સાડીમાં સજ્જ સાદગીપૂર્ણ પ્રાર્થનાને જોઈ, ફિક્કું હસ્યા.

'કાકાબાપુ, આજ સુધી તમને ગ્રંથોના અધ્યયનમાં ડૂબી જતાં જોયા છે. આજે અરીસામાં ડૂબી ગયેલા પહેલીવાર જોઉં છું. હું દાદર ચડીને ઉપર આવી, શાંતિથી થોડીવાર ઊભી રહી, પણ તમારું ેસ ં થઈ ગયું હતું. શું જોતા હતા આટલી

નિમગ્નતાથી અરીસામાં ?'

જટાશંકરનુ આધુનિક પ્રતિબિંબ અદશ્ય થવા લાગ્યું. ભ્રમણાલોકમાં વિહરતા જટાશંકર વાસ્તવિક ધરતી પર આવીને ઊભા. ધોતિયું–કફની, ત્રિપુંડ, શિખા, રુદ્રાક્ષની માળાસાં સજ્જ અસલ જટાશંકરનું પ્રતિબિંબ જટાશંકર જોઈ રહ્યા.

'પ્રાર્થના, બેટી, અરીસામાં શરીરની અંદર રહેલા મન દ્વારા મારા મૂળ સ્વરૂપને શોધવા મથતો હતો.'

જટાશંકર સત્ય બોલે છે કે અર્ધસત્ય ઉચ્ચારે છે એ પ્રાર્થનાને ન સમજાયું, છતાં પ્રતિવાદ કર્યા સિવાય બોલી, 'તમને શોધતા શોધતા યજમાન આવ્યા છે. મેં બેસાડયા છે. એટલુ કહેવા આવી હતી.'

'હું આવુ છું.'

પ્રાર્થના દાદર ઊતરી ગઈ.

જટાશંકરે પ્રતિબિંબ પર નજર ઠેરવી. પુરાતન જટાશંકર દેખાયા. જટાશંકરે હાશ અનુભવી, 'ના, ના, હજુ જટાશંકરનું અસલ સ્વરૂપ બદલાયું નથી. તો પછી જટાશંકરે આધુનિક જટાશંકર જોયા તે શું ? અમદાવાદની મુલાકાત પછી આધુનિકતાનો અંકુર અંતરની કયારીમા અજ્ઞાત રીતે રોપાઈ ગયો હશે એટલે નજર સમક્ષ આધુનિક જટાશંકર તરવરી ઊઠયા હશે? અંતરની લિપ્સાઓ ચક્ષુઓ સામે તાદશ્ય થઈ હશે ?'

જટાશંકર પોતામાથી પ્રગટી ઊઠેલા જૂના–નવાં જટાશંકરમાંથી કયા જટાશંકર સાચા ? – એ સમજી ન શકયા, 'કદાચ, બન્ને સાચા હોઈ શકે. કદાચ, બન્નેનુ મિશ્રણ સાચું હોઈ શકે. માણુસ જીવંત પ્રાણી છે એટલે પરિવર્તનશીલ છે સમય–સંજોગ–વાતાવરણ મુજબ માણસની આંતર–બાહ્ય જીવનશૈલીમાં પરિવર્તન ~'

જટાશંકર મનને આશ્વાસતા નીચે આવ્યા.

યજમાને ઊભા થઈ નમસ્કાર કર્યા.

જટાશંકરે પ્રતિ નમસ્કાર કરતાં કહ્યું, 'બેસો.'

'હું વડોદરાથી આવું છું. ત્રિવેણી સંગમમાં મારી માતાના અસ્થિવિસર્જન શાસ્ત્રીય ઢબે થાય એ હેતુથી તમારી કીર્તિ સાંભળી ઘર શોધતો આવી ચડ્યો છું.' આગંતુકના ચહેરા અને શબ્દો પર પથરાયેલી શોકની છાયા જટાશંકર અનુભવી શક્યા.

'ભલે પધાર્યા.' જટાશંકરે કહ્યું.

પ્રાર્થના ચાના કપ મૂકી ગઈ.

યજમાન અને જટાશંકરે ચા પીધી.

'ચાલો, જઈશું?' જટાશંકર ઊભા થયા.

યજમાન ઉત્તર આપ્યા સિવાય ઘરની બહાર નીકળ્યો.

'કાર જશે?'

'અમુક અંતર સુધી જશે. ઢાળ આગળ કારને અટકાવી દેવી પડશે. બહુ દૂર નથી. ચલાશે?'

'હા.'

ટેકરીઓ ચડ-ઊતર કરતા, ધૂળિયા રસ્તા પર ચૂપચાપ ચાલવા લાગ્યા.

'મારું નામ કનુભાઈ... કનુભાઈ શ્રોફ. મેં મારી માતાને ખૂબ દુઃખ દીધું છે. જીવતે જીવ એણે એની લાખોની મિલકત મારા નામ પર કરી દીધી હતી. બંગલો પણ લખી આપ્યો હતો. પત્ની, પુત્ર અને પુત્રીના સંસારમાં હું એટલો તલ્લીન બની ગયો હતો કે માતાને મેં ખૂબ હડધૂત કરી હતી. બંગલાના એક ખૂણામાં પડી રહેતી માતાના પૈસા પર તાગડધિન્ના કરતો હોવા છતાં એના પર ઉપકાર કરતો હોઉં એમ બે ટંક ભોજન કરાવતો. યુવાનીના તોરમાં એની કકળી ઊઠતી આંતરડી અને એનાં આંસુઓ મને સ્પર્શી શકતાં નહોતાં. માતા પ્રત્યેનું મારું વર્તન જોઈ સારી એવો જ નોકરવત્ વ્યવહાર કરતી. આર્થિક રીતે ચૂપચાપ બધું જ સહી લેતી.

પુત્ર-પુત્રી યુવાન થતાં ધામધૂમથી પરણાવ્યાં. જે વ્યવહાર મેં એકના એક પુત્ર તરીકે કર્યો હતો એવો જ વ્યવહાર મારા એકના એક પુત્રે મારી સાથે કર્યો. એની રૂપાળી પત્નીના ઇશારે નાચતો પુત્ર અમારાથી દૂર થઈ ગયો. પત્નીને લઈ જુદો રહેવા જતો રહ્યો. બાપીકી મિલકતમાંથી ભાગ લેવા કોર્ટે ચડ્યો.

મેં એને સમજાવવાની કોશિશ કરી ત્યારે નફ્ફટાઈથી જવાબ આપ્યો, 'તમે તમારી માતા સાથે જે વ્યવહાર કર્યો એનાથી સારો વ્યવહાર હું તમારી સાથે કરું છું. તમે તો તમારી માતાની બધી જ મિલકત પચાવી પાડી, એમને ભિખારણ બનાવી દીધી હતી. જ્યારે હું તો માત્ર મારો ભાગ માગું છું. તમે તો આવા વ્યવહારથી ટેવાઈ ગયા છો, પછી દુ:ખ શા માટે અનુભવો છો ? મને સ્વતંત્ર રહેવાનો મારો અધિકાર છે.'

મને ભાન થયું કે, હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. બાકી હતું તે હૃદયરોગના હુમલામાં પત્ની અવસાન પામી. હુ એકલો બની ગયો. હજુય મારા કર્મોનો હિસાબ ચૂકતે થવાનો બાકી હતો. જમાઈનું કાર અકસ્માતમાં મૃત્યુ થતાં પુત્રી લગ્નજીવનનાં બે વર્ષમાં જ એક પુત્રી સાથે વિધવા બનીને મારે ઘેર પાછી ફરી.

મને ભાન થયું કે, માતાએ કદી શાપ આપ્યો નથી, છતાં એની કકળી ઊઠેલી આંતરડીનુ આ પરિણામ છે.

મેં માતાની ક્ષમા માગવાનો, માતાને માતા તરીકે સ્થાપવાનો સંકલ્પ કર્યો, પણ ભાન થયું ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. માતાના રૂમમાં પ્રવેશ્યો ત્યારે માતાનો મૃતદેહ પડ્યો હતો. સેવાની અને પ્રાયશ્ચિત કરવાની તક આપ્યા વગર માતા મૃત્યુ પામી હતી.

જટાશંકરભાઈ, માતા તો મને પ્રાયશ્ચિત્તની તક આપ્યા વગર ચૂપચાપ ચાલી ગઈ. હું ચેનથી જીવી શકતો નથી. હૃદય પર બોજો છે. આંખો સામે યુવાન દીકરીને વિધવાના વેશમાં હરતીફ કાળજું ચિરાઈ જાય છે. તમે તો જ્ઞાની છો, શાસ્ત્રોન

છો. માતાને કરેલા અન્યાયનું મને પ્રાયશ્ચિત્ત સૂચવશો તો આભારી થઈશ.' કનુભાઈની આંખો ભીની બની.

'કનુભાઈ, સ્ત્રીનાં સર્વે સ્વરૂપોમાં માતા તરીકેનું સ્વરૂપ શ્રેષ્ઠ છે. કોઈની પણ આંતરડી કકળાવીને માણસ સુખનો આવિષ્કાર કરી શકતો નથી તો પછી જન્મ આપનાર માતાની હાયની વાત જ શી કરવી? તુલસીદાસજીએ પણ સદીઓ પહેલાં કહ્યું છે:

'તુલસી હાય ગરીબ કી કભી ન ખાલી જાય.
મૂઆં ઢોર કે ચામ સે લોહા ભસમ હો જાય.'

આજના ભૌતિક યુગમાં ઘણાં સ્વાર્થી પુત્રોએ મા-બાપની દુર્દશા કરી છે પછી દુષ્કૃત્યોનું ભારણ ન જીરવાતાં, એમના જીવનમાં પોતાના આચરણનું એમનાં સંતાનો દ્વારા પુનરાવર્તન થતાં એમનાં સ્વાર્થ-પડળો છેદાઈ જાય છે પણ ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. માતા-પિતા શાપ ભલે ન આપે પણ એમના આશીર્વાદનું એક મૂલ્ય હોય છે.'

'એનું પ્રાયશ્ચિત્ત શું?'

'કોઈ નિશ્ચિત્ત પ્રાયશ્ચિત્ત હોતું નથી. વૃદ્ધો, અશકતો, ગરીબો અને નિઃસહાય માણસોને ઉપયોગી થઈ શકાય કે આત્માના ડંખોની વેદનાનું શમન થાય એવી પ્રવૃત્તિમાં જાતને જોતરવી જોઈએ. મૃત વ્યક્તિઓને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત જીવંત વ્યક્તિઓને સુખ પહોંચાડી કરી શકાય. બાકી, સંબંધોનાં સુખ – દુઃખ એ તો ઋણાનુબંધનું સરવૈયું છે એમ હું માનું છું. મારી માન્યતા સાચી જ છે એવો દાવો નથી. માણસજાત આજપર્યંત વણઉકેલ્યો ગૂઢ કોયડો બની રહી છે.'

ઊંચો ટેકરો ઊતરી જટાશંકર અને કનુભાઈ ત્રિવેણીસંગમ પર આવી પહોંચ્યા. જટાશંકરની સૂચના મુજબ કનુભાઈએ ફૂલો, નાળિયેર અને અસ્થિઓનું વિસર્જન કર્યું. જટાશંકરે શાંતિ

·ઉચ્ચારણ કર્યું.

'આપની ફી ?'

'હું ડૉકટર નથી, વકીલ નથી, ટ્યૂશનો કરતો પ્રોફેસર પણ નથી કે ફી લઉં. યજમાનો એમની સ્થિતિ મુજબ મુઠ્ઠી વાળીને જે આપે છે તે વિના દલીલે સ્વીકારી લઉં છું.'

કનુભાઈએ એકસો એક રૂપિયા આપતાં કહ્યું, 'આજના જમાનામાં તમારા જેવા માણસો ખૂબ ઓછા હોય છે. બાકી, ક્રિયા–કાંડો કરાવનાર મોટાભાગના ભૂદેવો જાતકોના આત્માની શાંતિ-અર્થે જાતજાતના ડર બતાવી, પૈસા પડાવવાની તરકીબોમા રચ્યા-પચ્યા રહે છે.'

જટાશંકર હસ્યા, 'તુલસીદાસ સંસારમેં ભાત ભાત કે લોગ...'

કનુભાઈ કાર લઈને ઊપડી ગયા.

જટાશંકર ઘરમાં પ્રવેશતાં જ ચમકયા.

નટુભાઈ ખુરશી પર બેઠા હતા.

પ્રાર્થના ચા–નાસ્તાની તૈયારી કરતી હતી.

'પધારો...પધારો.. હું યજમાન સાથે અસ્થિ–વિસર્જનની વિધિ માટે ગયો હતો. તમે આવ્યા તેથી ખૂબ આનંદ થયો. બધું સમેટાઈ ગયું ?'

'હા. થયું કે થાકેલા મનને તાજગી બક્ષવા કયાંક ફરી આવું. અહીં આવી ચડયો.'

'સારું થયું.'

'તમારે માટે 'ગેસ્ટ હાઉસ'માં ઉતારાની વ્યવસ્થા કરી આવું. આ જૂના–પુરાણા ઘરમાં સગવડ નહીં સચવાય.'

'ઉતારાની વ્યવસ્થાની જરૂર નથી. સાંજે તો પાછો નીકળી જવાનો છું. જાતે જ ડ્રાઇવ કરીને આવ્યો છું. રહેવાનો હોત તો તમારે ઘેર જ રહેત. પ્રેમ વગરનો મહેલ પણ જેલ સમાન. ચાલો, હોડીમાં સહેલ કરી આવીશું ?'

'પ્રાર્થના રસો        ે ત્યાં સુધી ફરી આવીએ.'

શંકરે કહ્યું, પણ નટુભાઈના આકસ્મિક આગમન વિશે જટાશંકર તર્કના અશ્વો દોડાવી રહ્યા, 'નટુભાઈનું આગમન કોઈ પ્રયોજન અર્થે થયું હશે? અંગત વાત કહેવાના હતા તે કહેવા માટે મંજુલાબહેનને લીધા વગર એકલા આવ્યા હશે?'

નટુભાઈ અને જટાશંકર ઓવારા તરફ ચાલવા લાગ્યા.

'નટુભાઈ, આ પ્રદેશમાં પહેલી જ વાર આવો છો?'

'હા. નર્મદાતટનાં તીર્થસ્થાનો વિશે સાંભળ્યું હતું પણ આવું છું પહેલી જ વાર.'

'અહીં શહેરનો વૈભવ નથી. જોવાલાયક ભવ્ય ઇમારતો નથી. મ્યુઝિયમ કે પ્રાણીબાગ નથી. નર્મદાતટનું નૈસર્ગિક સૌંદર્ય છે. ભાગ્યાં-તૂટયાં-જીર્ણોદ્ધાર થયેલાં મંદિરો છે. આસપાસ કેવળ મંદિરો છે. ગામમાં મોટા ઉદ્યોગો નથી. ગામ તૂટતું જાય છે. પ્રણવ જેવા કેટલાય યુવાનો ગામ છોડી શહેરોમાં ચાલ્યા ગયા છે, ચાલ્યા જાય છે. કેટલાક સમૃદ્ધ થયા છે, કેટલાક ઠરીઠામ થયા છે. કેટલાક બે છેડા મેળવવા મથે છે. નજીકમાં કુબેર ભંડારી, શુકદેવ, ગંગનાથ, સૌભાગ્યસુંદરી, અનસૂયા અને કરનાળી જેવા પ્રાચીનકાળમાં જેનો મહિમા હતો અને આજે જેનો મહિમા ભાઠાની રેતી પર પડેલાં ભૂંસાઈ ગયેલાં પગલાંની જેમ ભૂંસાઈ ગયો છે એવાં તીર્થધામો આવેલા છે. આજે તો તીર્થધામો કરતાંય સ્કૂલ-કૉલેજોના પર્યટન-ધામો તરીકે મહિમા રહ્યો છે. તમારે ક્યાં ફરવું છે? બેએક દિવસ રહ્યા હોત તો નિરાતે બધે ફરી શકાત.'

'તમને ઠીક લાગે ત્યાં લઈ જાવ.'

'ભલે.'

ગામમાંથી ઓવારાના રસ્તે જટાશંકર અને નટુભાઈ ચાલતા હતા.

ગાધી-કરિયાણાની નાનકડી દુકાન આગળથી હાથમાં નાનકડું લઈ, ની નજરે પસાર થતી રેવતી પર જટાશંકરની

નજર પડી.

મન વિચારના ચાકડે ચડી જાય તે પહેલાં જટાશંકરે નટુભાઈ સાથે વાતમાં ચિત્ત પરોવ્યું.

'આપણે હોડીમાં કરનાળી જઈએ.'

'ભલે.'

ઓવારાનાં પગથિયા ઊતરી જટાશંકર અને નટુભાઈ કિનારે લાંગરાયેલી હોડીઓ આગળ આવ્યા.

'જે જે...' કહી એક પ્રૌઢ પુરુષ જટાશંકરની નજીક આવી હાથ જોડી ઊભો રહ્યો.

'પરમકૃપાળુ પરમેશ્વર બધાંનું કલ્યાણ કરો.' જટાશંકર બોલ્યા.

'મે'માનને કઈ તરફ લઈ જવા છે ?'

'કરનાળી.'

'ચાલો.'

જટાશંકર અને નટુભાઈ પાટિયા પર થઈ હોડીમાં બેઠા. નટુભાઈને પ્લેનનો અનુભવ હતો. હાલકડોલક થતી હોડીનો પહેલો અનુભવ હતો.

'આ સોમચંદ બાર વરસની ઉંમરથી એના પિતા સાથે હોડી હંકારવાના ધંધામાં પડેલો છે. પાંત્રીસ વર્ષથી આ પાર, પેલી પાર અને આસપાસના તીર્થધામોમાં હોડી ચલાવે છે. પાણી જ એનું જીવન છે. પૂરના સમયે પોતાના પ્રાણની પરવા કર્યા વગર છેંતાળીશ વર્ષની જીવનમા છેંતાળીશ ભવ જીવી ગયા છે.' જટાશંકર સોમચંદનો ઉત્સાહથી પરિચય કરાવી રહ્યા.

'દુનિયા આવા પરોપકારી અને તમારા જેવા સરળ માણસોના પુણ્યથી ઊજળી છે.'

સોમચંદ શઢ છોડી, હલેસાં મારી, પાણીમા ને હતો.

હોડી ધીમી ગતિએ ચાલતી હતી.

સૂરજના તેજસ્વી કિરણો વહેણ પર ઝગારા મારી રહ્યાં હતા.

નટુભાઈ વહેતાં ભૂખરા પાણી, મકાનો, ટેકરીઓને સરતાં જોઈ રહ્યા.

કરનાળીના તટ પર હોડી ઊભી રહી.

જટાશંકર અને નટુભાઈ કિનારે ઊતર્યા.

'આ સ્થળનો મહિમા એ છે કે અહીં સદીઓ પહેલાં શાસ્ત્રોનું અધ્યયન-પઠન કરતા, બ્રાહ્મત્વનો આદર્શ મૂર્ત કરતા બ્રહ્મર્ષિઓ, સંતો અને સંન્યાસીઓ કુટિરો બાંધીને રહેતા. આજે તો અન્ય તીર્થધામોની જેમ કરનાળીએ પણ અસલ મહિમા ગુમાવ્યો છે. અમદાવાદ કે વડોદરાની એકાદ પોળ કરતાંય ઓછી વસ્તિ ધરાવતા આ સ્થળે ઠેર ઠેર મંદિરો છે. કુબેશ્વર, કુંભેશ્વર, શનિશ્ચર, સત્યનારાયણ, ગણપતિ, હાટકેશ્વર, ગાયત્રીમાતાનાં મંદિરો છે. કેટલાય મંદિરો ઉજજડ બની ગયાં છે.'

જટાશંકર નટુભાઈને સ્થળનો મહિમા સમજાવતા હતા.

'અહીં ગેસ્ટહાઉસ છે. સરકારી અફસરો એમના પરિવાર સાથે ઉનાળાની રજાઓમાં જૂપો લઈને આવે છે. ઉનાળામાં પટ સાંકડો બની જાય છે. પાણી કમરભેર હોય છે એટલે બધાં નિર્ભય રીતે નર્મદાસ્નાનનો આનંદ લૂંટી શકે છે. આપણે થોડીવાર 'ગેસ્ટહાઉસ'માં આરામ લઈશું ?'

'હા. તડકાને લીધે થાક લાગ્યો છે.'

જટાશંકરને 'ગેસ્ટહાઉસ'ના નોકર–ચાકર ઓળખતા હતા. જટાશંકરને એક રૂમ ખોલી આપ્યો.

જટાશંકરે ચાનો પ્રબંધ કરવા પાંચની નોટ નોકરને આપતાં કહ્યું, 'તમારા માટે પણ મંગાવજો.

નટુભાઈ પલંગ પર આડા પડયા.

~ °' આરામખુરશીમાં બેઠા.

નટુભાઈને ઊંડા વિચારમાં પડી ગયેલા જોઈ જટાશંકરે કલ્પ્યું કે, નટુભાઈ કંઈક કહેવા શબ્દો ગોઠવી રહ્યા છે.

'જટાશંકરભાઈ, રીના–પ્રણવનાં લગનને બીજે દિવસે મેં કહ્યું હતું કે હું તમને અંગત વાત કહેવા ઇચ્છું છું એનુ સ્મરણ છે?'

'હા.' જટાશંકરમાં જિજ્ઞાસા જન્મી, છતાં પૃચ્છા ન કરતાં નટુભાઈના ચહેરા પર મીટ માંડી.

'મારા અભિન્ન મિત્રના જીવનમાં જન્મેલી સમસ્યા તમારી સમક્ષ રજૂ કરું છું. આ વાત એમાં સંકળાયેલાં પાત્રો સિવાય માત્ર તમે એકલા જ જાણશો. આ સમસ્યાનો હલ શોધવામાં તમારું જ્ઞાન ઉપયોગી થઈ પડે એ આશાથી તમારી સમક્ષ હકીકત રજૂ કરું છું.'

'સમાજશાસ્ત્રી કે માનસશાસ્ત્રી નથી, છતાં અલ્પમતિ જે સુઝાડશે તે કહીશ.'

નટુભાઈએ મિત્રના નામ પર પોતાની અને માધવીની વાત રજૂ કરી. માધવી અને પુત્રની કરેલી વ્યવસ્થાની વાત કરી.

જટાશંકર આંખો મીંચીને સાંભળી રહ્યા.

'જટાશંકરભાઈ, હવે તમે કહો, એ મિત્રે આવી પરિસ્થિતિમાંથી કાઢેલો રસ્તો બરાબર છે? તમને કેમ લાગે છે?'

'ઉત્તર આપું તે પહેલાં એક પ્રશ્ન પૂછું?'

'પૂછો.'

'નટુભાઈ, મિત્રના નામે તમે તમારા જીવનમાં ઉદ્ભવેલ સમસ્યા તો રજૂ કરી નથી ને?'

નટુભાઈ ચમક્યા, છતાં હસીને કહ્યું, 'તમારી કોઠાસૂઝ ભારે છે. મિત્રના નામે મેં મારી જ વાત રજૂ કરી છે, એવું તમે કેવી રીતે કલ્પી શક્યા?'

જટાશંકર આરામખુરશીમાંથી ટટ્ટાર થયા.

'મિત્રના નામે મેં મારી વાત રજૂ કરી છે એવું તમે કેવી રીતે કલ્પી શકયા?' નટુભાઈના આ પ્રશ્નના ઉત્તરમાં જટાશંકર આરામખુરશીમાંથી ટટ્ટાર થતાં, નટુભાઈના ચહેરા સામે જોઈ બોલ્યા, 'અમદાવાદ તમારી ઑફિસની ચેમ્બરમાં એક સ્ત્રી ધસી આવી ત્યારે તમારા ચહેરા પરની ઝાંખપ જોઈને પ્રશ્ન ઉદ્‌ભવેલો કે એ સ્ત્રી કયા અધિકારથી અંદર ધસી આવી છે? તે દિવસની રાતે પણ તમારા ચહેરા પરની વ્યગ્રતા જોઈ શક્યો હતો, પણ કોઈ આશંકા જન્મી નહોતી. આજે મિત્રના નામે સમસ્યા રજૂ કરતાં તમે એટલા ભાવવિભોર બની ગયા હતા કે પર કથની આટલી ભાવવિભોરતા, આટલું તાદાત્મ્ય ન જન્માવી શકે એટલે કલ્પના આવી ગઈ કે મિત્રના નામે તમે સ્વકથની તો રજૂ કરતા નથી ને? શકય છે હું ખોટો પણ હોઉં.'

નટુભાઈએ સ્વસ્થતા પ્રાપ્ત કરતાં કહ્યું, 'તમે સાચા છો. આ વાતનું વજન જીરવી શકાતું નહોતું. મંજુલા સમક્ષ પણ મારા પતનની વાત રજૂ કરી શકાય એમ નહોતી. તમારા જ્ઞાન, સરળતા અને સ્વસ્થતા જોઈ સમય આવે તમારી સમક્ષ વાત રજૂ કરી, અંતરનો બોજ હળવો કરી માર્ગદર્શન મેળવવાનો વિચાર કરેલો અને એટલે જ આજે એકલો નીકળી આવ્યો છું. ઘેર બધા જાણે છે કે હું વડોદરાની ઑફિસની મુલાકાતે જાઉં છું. જો, એ લોકોને ખબર હોત તો મંજુલા અને માર્ગી એક દિવસની પિકનિક
ે માની સાથે આવવાનો આગ્રહ કરત.'

જટાશંકરે નટુભાઈની વ્યગ્રતાની નોંધ લીધી હતી, પણ એક સજ્જન, નિખાલસ અને નિરભિમાની માણસ તરીકે જટાશંકરના મન પર નટુભાઈની છાપ પડી હોવાથી નટુભાઈના જીવનમાં આવી સામાજિક દૃષ્ટિએ અનૈતિક ગણાય એવી સમસ્યા જન્મી હશે અને નટુભાઈ આવી ગુપ્ત–અંગત વાત કરશે એ જટાશંકર માટે કલ્પનાતીત હતું.

જટાશંકર ઊંડા વિચારમાં પડી ગયા.

'જટાશંકરભાઈ, તમારી દૃષ્ટિએ મેં પાપ કર્યું કહેવાય ?'

'પાપ–પુણ્યની કોઈ નિશ્ચિત વ્યાખ્યા નથી, પણ…' જટાશંકર અટકી ગયા.

'તમને જે લાગે તે નિખાલસતાથી કહો. મને માઠું નહીં લાગે.'

'તમારું આ પગલું તમારી ધર્મપત્ની મંજુલાબહેનને અન્યાયકર્તા છે, છતાં તમારા વિશ્વાસ પર જીવનનું સર્વસ્વ ન્યોચ્છાવર કરવા છતાં, સહનશક્તિની સીમા સુધી ચૂપચાપ ઘણું સહન કરનાર અને પુત્રના આડે પાટે ચડી ગયેલા જીવનને વ્યવસ્થિત કરવાના શુભાશયથી, બીજો કોઈ વિકલ્પ ન સૂઝતાં, તમારી પાસે દોડી આવનાર માધવી પ્રત્યે પણ તમે વફાદારી દાખવી છે તેથી તમે પાપ કર્યું છે કે નહીં તેનો મને ખ્યાલ આવતો નથી. આમેય સામાજિક સંબંધોનું વિશ્લેષણ કરવાનો મને મહાવરો નથી, છતાં તમે માધવી પ્રત્યે પણ વફાદારી દાખવો છો એ પ્રશંસનીય છે.'

'મંજુલાને આવી વાત કરી એના કોઈ પણ જાતના દોષ વગર એને આઘાત આપી શકતો નથી, તો માધવીનો જાહેર સ્વીકાર પણ કરી શકતો નથી. એટલું જરૂર કહીશ કે મંજુલા સાથે સુખી દામ્પત્યજીવન ગાળતો હતો છતાં કોણ જાણે કેમ પણ કોઈ પણ જાતની પૂર્વયોજના વગર માધવી પ્રત્યે હું આકર્ષાઈ ગયો.

માધવી ગરીબ હતી, મારી કર્મચારી હતી, આર્થિ
મજબૂર હતી માટે બૉસ તરીકે એનો ગેરલાભ લેવાનો

આવ્યો નહોતો. માધવી માત્ર વાસના-તૃપ્તિનું માધ્યમ ન બની રહેતાં મારા જીવનનો એક મહત્ત્વપૂર્ણ હિસ્સો બની રહી હતી. સામાજિક પત્નીત્વ પ્રાપ્ત નહીં થઈ શકે એ જાણવા છતાં માધવીએ મને પતિ માની જે કુરબાની આપી છે તેને હું કદી નહીં ભૂલી નહિ શકું.

હું મંજુલાથી સુખી હતો, માધવીથી પણ સુખી હતો. નૈતિક દૃષ્ટિએ બન્નેનો અપરાધી હોવા છતાં કોઈને લીધે કોઈને અન્યાય ન થાય એ અંગે અત્યંત સભાન રહી, બન્નેને ન્યાય કરવાના મેં સન્નિષ્ઠ પ્રયત્નો કર્યા હતા. માધવી જ્યારે અઢાર વર્ષનો અજ્ઞાત-વાસ છોડી, પુત્રના કલ્યાણ માટે મારી પાસે આવી છે ત્યારે એના પ્રત્યે ફરજ બજાવવાનો મેં નિશ્ચય કર્યો છે.

વેવાઈ તરીકેના સંબંધોથી જોડાયા પછી આવી વાત કોઈ એકબીજા સમક્ષ પ્રગટ ન કરે, છતાં કોણ જાણે કેમ પણ તમને જોયા પછી મને તમારા માટે આદરની લાગણી જન્મતાં અંગત વાત કરી, માર્ગદર્શન મેળવવાનું મન થયું હતું. તમારા મન પર મારી શી છાપ પડી છે એની મને ખબર નથી, પણ મારા અંતરનો બોજ જરૂર સહ્ય બન્યો છે.' નટુભાઈ લાગણીવશ બની ગયા.

'નટુભાઈ, છુપાવવા જેવા સંબંધો મારી સમક્ષ ઉઘાડા કરી, તમે મારા પ્રત્યેની તમારી શ્રદ્ધા અને તમારી નિખાલસતાની પ્રતીતિ કરાવી છે. દુનિયામાં ભાગ્યે જ એવી કોઈ વ્યક્તિ હશે જે કોઈ રહસ્યનો ભાર લઈને જીવતી ન હોય. મારી સમક્ષ પ્રગટ કરેલું રહસ્ય મારા પૂરતું જ મર્યાદિત રહેશે એની ખાતરી આપું છું.' જટાશંકરે કહ્યું.

'મને તમારી સ્વસ્થતા પર શ્રદ્ધા છે એટલે જ આવી વાત તમારી સમક્ષ રજૂ કરી. મારો હેતુ અંતરનો બોજ હળવો કરવાની સાથે સાથે તમારી મદદ મેળવવાનો પણ હતો.'

'...રીતે ઉપયોગી થઈ શકું એમ છું?'

'તમારે વચંત આપવું પડશે.' નટુભાઈ બોલ્યા.

'વચન આપું છું, બસ?' જટાશંકરે કહ્યું. પરંતુ શબ્દો ઉચ્ચારાઈ ગયા પછી ભાન થયું, 'લાગણીના આવેશમા તણાઈ જઈને વચન તો આપતાં આપી બેઠો, પણ વચનનો સંદર્ભ જાણ્યા વગર વચન ન આપવું જોઈએ. કયારેક ધર્મસંકટ ઊભું થાય છે. કયારેક વચનમાંથી છટકબારી શોધી પીછેહઠ કરવી પડે છે. હવે શું?'

'જટાશંકરભાઈ, તમે સજ્જન પુરુષ છો, જાહેર જીવનમા પડેલ વ્યક્તિ કે નેતા નથી કે પોતાના વચનોમાથી સિફતપૂર્વક છટકી જાવ એટલે વચન પાળવાનું વચન નથી માગતો.'

'ગેસ્ટહાઉસ'નો નોકર બે કપ ચા ગોઠવી ગયો.'

'જટાશંકરભાઈ, શા વિચારમાં ડૂબી ગયા?'

'એ જ કે, વાત જાણ્યા વગર વચન આપી બેઠો, પણ વચન કોઈ ધર્મસંકટ તો ઊભું નહીં કરે ને?'

'તો હું તમને મુશ્કેલીમા નહીં મૂકું. તમે વચન ફોક કરી શકો છો. તમારાથી પળાય તો જ પાળજો, બસ? મારા સ્વાર્થ ખાતર તમને અસજ્જન નહીં માનું.' નટુભાઈ બોલ્યા, તમારા આચાર-વિચાગથી હવે પરિચિત છું એટલે ગેરસમજ નહીં કરું. પ્રાર્થનાનાં લગ્ન પછી તમે એકલા બની જશો પછી તમને કોઈ પ્રવૃત્તિ રહે અને મને મદદરૂપ થઈ પડો એવા હેતુથી મેં વચન માગ્યું હતું.'

'મારા શબ્દો વૃક્ષો પરથી ખરી પડેલાં જીર્ણ પર્ણો નથી કે હવાની લેરખી સાથે રૂખ બદલે. વચન એટલે વચત. મારા શબ્દોનું મૂલ્ય હું નહીં રાખું તો બીજા શું રાખશે? કહો, નિઃસંકોચપણે કહો...'

'ઠરી જાય તે પહેલાં ચા પી લઈએ. પછી કહું. તમે તો ચાના શોખીન છો.'

'વ્યસન કહી શકાય એટલી હદનો શોખ છે. નાના માણ

પણ નાનાં–મોટાં વ્યસનો હોઈ શકે છે. વ્યસનો પર કોઈ પણ વયની વ્યક્તિઓનો ઇજારો નથી. અલબત્ત, વ્યસનોના પ્રકાર ભિન્ન હોઈ શકે.'

'તમારા વિચારોએ, તમારી વાત કરવાની ઢબે મને તમારાથી પ્રભાવિત કર્યો છે.' નટુભાઈએ કપ લેતાં કહ્યું, 'મોટા માણસોને નાનાં વ્યસનો પરવડી ન શકે.'

જટાશંકર હસ્યા, 'તમે ખૂબ વ્યવહારુ માણસ છો.'

'જટાશંકરભાઈ, મેં તમને મારી વાત દિલ ખોલીને કહી છે. માધવીને વડોદરા આવવા માટે લખી દીધું છે. એને માટે અલકાપુરીમાં ફ્લૅટ રાખી રાખ્યો છે. વડોદરાની બ્રાન્ચ ઑફિસમાં મૌલિક અને માધવીની નોકરીની વ્યવસ્થા કરી છે. માધવી સારી ટાઇપિસ્ટ છે. પ્રવૃત્તિ મળતાં એનું મન પણ પ્રફુલ્લિત રહેશે. અવારનવાર હું પણ ઑફિસની મુલાકાત લેતો રહીશ. જેથી મૌલિક પર ધ્યાન રહે. આ ગુપ્ત કામમાં મદદરૂપ થવા મેં તમારી પાસેથી વચન લીધું છે...'

'મારે શું કરવાનું છે? વ્યવસ્થા સારી ગોઠવી છે.' જટાશંકરે પૂછ્યું.

'તમે વડોદરા રહો એવું વિચાર્યું છે.'

'વડોદરા રહીને હું શું કરું?'

'તમારે ઑફિસમા મેનેજર–સુપરવાઇઝર–તરીકે જોડાઈ જવાનુ તેથી તમને એકલતામા પ્રવૃત્તિ રહે અને માધવી, વિશેષ તો મૌલિક પર ધ્યાન રહે. તમારા સંપર્કથી મૌલિક પર સારા સંસ્કાર પડે અને માધવીની મૂ ઝવણમા એને માર્ગદર્શન મળી રહે. વળી, તમે ઑફિસમા હોવ તો વડોદરાની મારી મુલાકાત દરમિયાન તમારા ફ્લૅટમાં હું માધવીને મળી શકું. મૌલિક યુવાન બનતો જાય છે એની હાજરીમા માધવીને હું ન મળી શકું. તમે વડોદરામાં હોવ

પણ ન જન્મે. બસ, આ વ્યવસ્થામાં મદદરૂપ

થઈ પડવા મેં વચન માગ્યું છે. તમારે માટે પણ ફ્લેટ રાખી લઈશું', જેથી તમે આરામથી રહી શકો.'

'વચન આપ્યું છે તો હું જરૂર પાળીશ, પણ વિચાર આવે છે મારા યજમાનોનુ શું? મેં કદી નોકરી કરી નથી. નોકરીનુ કામ મને નહીં ફાવે તો?'

'તમારે માત્ર સુપરવિઝનનું જ કામ કરવાનું છે. તમારી હાજરી જ બસ છે. દર શનિ–રવિ ઑફિસમાં રજા હોય છે. આ બે દિવસ ઉપરાંત તમારે જ્યારે જોઈએ ત્યારે રજા લઈ શકો છો. તમારા પર સમયનું બંધન નહીં રહે. તમે કામમાં જોતરાશો તો પ્રણવ અને પ્રાર્થનાને પણ તમારી ચિંતા નહીં રહે.'

'એટલે મારે મોડર્ન બનવાનું છે એમ ને?'

નટુભાઈ હસ્યા, 'એ તમારે વિચારવાનું છે. એનો આગ્રહ નહીં કરું.' તમારા આચાર–વિચાર તમે જાળવી શકો છો. તમે સ્વસ્થ માણુસ છો એટલે આ વાત તમારા પૂરતી જ મર્યાદિત રહેશે. એનો વિશ્વાસ છે.'

'ભલે. પ્રાર્થનાના લગ્ન પછી ચાણોદ–વડોદરા, અહીં–તહીંની વ્યવસ્થા ગોઠવી લઈશ. તમે જણાવજો.'

'મેં મારા સ્વાર્થ માટે તમારો ઉપયોગ કર્યો છે, પણ માધવી અને મૌલિકનું જીવન થાળે પડે, મને ફરજ બજાવ્યાનો સંતોષ મળે અને તમને એકલતામા પ્રવૃત્તિ રહે, એવા બધા મિશ્ર વિચારો આવતાં મેં તમારી પાસેથી વચન લીધું છે. હું જાણુ છું કે, વર્ષોના એકધારા ક્રમને નવેસરથી ગોઠવવો તમારા જેવા ધર્મનિષ્ઠ માણુસ માટે કઠિન કાર્ય બની રહેશે. મેં તો મારા સ્વાર્થ ખાતર વચન લીધું, છતાં તમને અનુકૂળ ન હોય તો તમે મુક્ત છો. હું બીજી વ્યવસ્થા ગોઠવી લઈશ.'

'નટુભાઈ, એકધારા જીવનને નવેસરથી ગોઠવવામાં માનસિક મુશ્કેલી રહેશે, છતા જીવનના નવા વળાકનો અનુભવ લેવા

છું. કેટલો સફળ થઈશ તેનો ખ્યાલ નથી. પ્રાર્થનનાં લગનનું ઋણ ચૂકવી દઉં પછી મને કહેશો. હું વચનમાંથી પાછો હટવા તૈયાર નથી.'

'મેં તમને ધર્મસંકટમાં તો નથી મૂક્યા ને ?'

'એની ચિંતા તમે ન કરશો. (આપણા જીવન પર ભલે પહેલો અધિકાર આપણો હોય, છતાં આપણું જીવન કેવળ આપણું નથી. અન્યને માટે પણ જીવનનો એક નાનકડો હિસ્સો ફાળવવો જોઈએ એમ માનુ છું.)

'તમારા ઉદાત્ત વિચારોથી વધુ ને વધુ પ્રભાવિત થતો જાઉં છું. તમે મને ઋણી બનાવ્યો છે.'

'તમે તો મારા કોચલામાં કેદ થયેલા મને મુક્ત થવાની, આધુનિક જીવનની નવી જીવનશૈલીથી પરિચિત થવાની તક આપી છે. આવા શબ્દો બોલી મને શરમમાં ન મૂકશો.'

નટુભાઈ હસી પડચા.

'ચાલો, જઈશું ?' જટાશંકરે પૂછયું.

'ચાલો.'

નટુભાઈ અને જટાશંકર ઊભા થઈ તટ તરફ ચાલવા લાગ્યા.

'જટાશંકરભાઈ, એક અંગત વાત કહું ?'

'કહો.'

'તમે લગ્ન કરી સ્થિર થઈ જાવ તો ? પ્રણવ અને પ્રાર્થનાની જવાબદારી માટે તો તમે લગ્ન કર્યાં નથી. હવે એ પૂરી થશે.'

જટાશંકર સમજી શકયા કે, એમના ત્યાગનું ગૌરવ કરવા પ્રણવે નટુભાઈના કુટુંબને બધી વાત કરી છે. જટાશંકરે કહ્યું, 'એક સમય હતો. વીતી ગયો. હવે આ ઉંમરે...?'

'પરદેશમાં અને હવે તો આપણા દેશમાય પચાસ–સાઠની ઉંમરે, વાસનાતૃપ્તિ માટે જ નહીં, પણ પાછલી ઉંમરના સહારા માટે લોકો લગ્ન કરે છે. તમે તો હજુ ચાળીસના હશો. Life begins orty.'

જટાશંકર હસ્યા, 'હજુ એવી આવશ્યકતા વરતાઈ નથી. લગ્ન કરવુ જ જોઈએ એમ માનીને નહીં કરું. અલબત્ત, એવી આવશ્યકતા વરતાશે અને તે સમયે યોગ્ય જીવનસાથી મળશે તો મનને મારીને નહીં જીવું, પણ એ અંગે વચન ન માગતા.'

નટુભાઈ ખડખડાટ હસ્યા, 'તમે હવે પરિવર્તનના પંથે ચાલવાના છો એટલે આવશ્યકતાની ભૂમિકા પર તમે ખુદ વિચારી લેજો. એ અંગે વચન નહી માગું, બસ?'

જટાશંકર મલકાયા.

હોડીમા બેસી જટાશંકર અને નટુભાઈ ઘેર આવ્યા. ત્યારે મધ્યાહ્ન તપતો હતો. નર્મદાનાં પાણી પર પીળો તડકો ચમકતો હતો.

પ્રાર્થના રસોઈ કરીને રાહ જોતી હતી.

'કાકાબાપુ, ઘણું મોડુ થયું?' પ્રાર્થનાએ પૂછ્યું.

'કરનાળી ગયા હતા. વાતે ચઢી ગયા હતા એટલે સમય ક્યાં વહી ગયો તેનુ ભાન ન રહ્યુ.' જટાશંકર બોલ્યા.

પ્રાર્થનાએ પુરણપોળી, બે શાક, મેથીના ગોટા, પાપડ, અથાણું, ચટણી, કઢી–ભાત આગ્રહ કરીને નટુભાઈને જમાડયા.

'પ્રાર્થના બેટીએ આંગળા કરડી ખાઈએ એવી રસોઈ બનાવી છે. અમારા રસોઇયા પણ આવી સ્વાદિષ્ટ રસોઈ બનાવતા નથી. પ્રાર્થના જે ઘેર જશે તે ઘર ભાગ્યશાળી હશે.'

પ્રાર્થનાએ પ્રશંસાથી સંકોચાઈ આંખો ઢાળી દીધી.

એકાદ કલાક આરામ કરી નટુભાઈ અમદાવાદ જવા તૈયાર થયા.

'રોકાઈ ગયા હોત તો આસપાસના વિસ્તારોમાં નિરાંતે ફરી શકાત.' જટાશંકર બોલ્યા.

'શહેરી જીવનનાં દોડધામ, કોલાહલો અને તનાવની વચ્ચે જીવતા મારા જેવા માણસને નૈસર્ગિક સૌંદર્યથી ખૂબ જ
થયો. બધાંને લઈને નિરાંતે આવીશ.'

'ભલે.'

'આવજો.'

નટુભાઈની કાર ઊપડી–

જટાશંકર એમની મેડીએ જઈ કાથીના ખાટલા પર આડા પડ્યા. મન સાથે વાત કરવા લાગ્યા.

'જટાશંકર, તારા આંતરમનમાં આધુનિક બનવાની સુષુપ્ત ઝંખનાએ નટુભાઈને તેં આપેલા વચન દ્વારા પડઘો પાડ્યો ને?'

'હું આધુનિક બનવા ઝંખતો નહોતો.'

'તું અરીસામાં સૂટ–બૂટ–ટાઈ પહેરેલા નવા જટાશંકરનો આભાસ જોઈ પ્રસન્નતા નહોતો અનુભવતો? (એકાએક કશું બનતું નથી. તમામ વૃત્તિઓ આપણી અંદર જ પડેલી હોય છે. એને જાગ્રત થવા માટે કેવળ એક સમાન ઇપ્સિત સંસ્પર્શની જરૂર હોય છે.) તારી વૃત્તિઓને નટુભાઈનું સૂચન સ્પર્શી ગયું તેથી જ તેં વચન પાળવાનું કબૂલ્યું. સાચું કહેજે જટાશંકર, એક જ ઘરેડમાં પસાર થતું તારું જીવન અમદાવાદની વૈભવશાળી આધુનિક પરોણા-ગત પછી પરિવર્તન નહોતું ઝંખતું? જ્ઞાત નહીં તો અજ્ઞાતપણે? માર્ગીમાં રેવતીનો અને રેવતીમાં પ્રસંગોપાત્ત માર્ગીનો આભાસ અનુભવતો હતો એ શું? જટાશંકર, તું તો શાસ્ત્રોનો અભ્યાસી છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુનની પાયાની પ્રાથમિક વૃત્તિઓથી દેવાધિદેવો અને પ્રાણીમાત્ર પર નથી તો પછી તું અપવાદ હોઈ શકે?'

'ના, ના, હું અપવાદ હોવાનો દાવો કરતો નથી. પણ જીવન વળાંક બદલે તો એમાં ખોટું શું છે? રૂઢિગત પ્રાચીન પ્રણાલિકા-ઓ અને આધુનિક પ્રવાહની તુલનાની તક મળશે. રંગાયા વગર પણ નરી આંખે નવી દુનિયા જોઈ શકાય છે.'

'એનો ઉત્તર તો આવતી કાલ જ આપી શકશે. દરેક વ્યક્તિ પોતાના કર્તૃત્વને વાજબી ઠેરવવા મથે છે. તું પણ એમાંનો એક

ન હોઈ શકે ? પણ એનુ વાજબીપણું તો પરિણામ જ નક્કી કરી શકે.'

'તો આવતી કાલની રાહ જોવી ઘટે. હું મારા વચનમાંથી પાછો નહીં કરી શકું.'

'વચનપાલનની દૃઢતા તારામાં પડેલી સારપની દ્યોતક છે, છતાં એ તારામાં પડેલી, તારાથી અજ્ઞાત એવી વૃત્તિનો પણ આવિષ્કાર છે.'

'ભલે. જેનુ પરિણામ આજે આવવાનુ નથી એવી ભવિષ્યની વાત પર ચર્ચા કરવાનો શો અર્થ ?'

જટાશંકર ભીતરની પ્રશ્નોત્તરીથી વ્યથિત બની ગયા, 'હું ન જાણું એમ વર્ષોના ક્રમનુ ઉલ્લંઘન કરી, હું મારા અસલ સ્વરૂપથી વિમુખ તો નથી બનતો જતો ને ? ભલે, મારામાં પડેલી અજ્ઞાત વૃત્તિને વશ થઈ પરિવર્તનના પંથે પ્રસ્થાન કરવા સજ્જ બન્યો હોઉં, પણ મેં મારા પોતાના સ્વાર્થ માટે તો વચન નથી આપ્યું ને ? નટુભાઈના જીવનમા ઉદ્ભવેલી સમસ્યામાં સહાયભૂત થવા માટે જ વચન આપ્યું છે, મેં સ્વયં ક્યાં એવી માગણી કરવાની લિપ્સા બતાવી છે ?'

જટાશંકર સંતોષ-અસંતોષની મિશ્ર લાગણી અનુભવી રહ્યા.

સમય વહેતો રહ્યો.

મનોજકુમાર, નિસર્ગ અને મલ્લિકા મુંબઈથી આવી પહોંચ્યા.

જટાશંકરના હસ્તે મનોજકુમારે પિતાની વરસી શાસ્ત્રીય ઢબે વાળી, પિતૃતર્પણ કર્યાનો સંતોષ લીધો.

પ્રાર્થના નિસર્ગ, મલ્લિકાને હોડીમા નર્મદાતટનાં તીર્થ-સ્થાનો જોવા લઈ ગઈ.

મલ્લિકા હોડી નાંગરતાં કિનારા પર દોડી જતી. મંદિરોમાં એને રસ નહોતો. એ કહેતી, 'તમે દેવદર્શન કરી આવો. હું તટ-રેતી પર ફરીશ. પાણીમા છબછબિયાં કરીશ.'

એકાંત મળતાં નિસર્ગ અને પ્રાર્થના વાતો કરી લેતાં.

'પ્રાર્થના, તમને મારા બિઝનેસમા મદદ કરવી ગમશે?' નિસર્ગે પૂછ્યું.

'જરૂર હશે અને મારા જેવી ગામડાની બિનઅનુભવી યુવતી બિઝનેસમાં ચાલી શકે એમ હોય તો મને વાંધો નથી. બાકી, મને ઘર ચલાવવામાં, બાપુજીની સેવા કરવામાં અને મલ્લિકાબહેનને કંપની આપવામાં વધુ રસ પડશે.'

'તમારી વાત સાચી છે. બાના અવસાન પછી મહારાજના આશરે અમે જીવ્યાં છીએ. તમારા આવ્યા પછી બંગલો ઘર લાગશે. આજની સમૃદ્ધિ બાપુજીના અથાગ શ્રમનુ પરિણામ છે. જીવનમાં એમણે ખૂબ કામ કર્યું છે. એમને આરામ આપવાના પ્રયત્નો કરવા જોઈએ. તમે એમની સેવા કરજો. ઘરને વ્યવસ્થિત રાખશો. મલ્લિકા અઢારેક વર્ષની થઈ છે છતાં ભોળી, બિન્દાસ અને છોકરમત છે. તમારાં સાંનિધ્યથી એનામાં શાણપણ પ્રગટશે. કોઈ પણ ભોળવી શકે એટલી ભોળી છે, છતાં એની જાતને ખૂબ હોશિયાર માને છે.'

'હું મારી ફરજ નિષ્ઠાથી બજાવીશ.' પ્રાર્થનાએ કહ્યું.

ટેકરા ચડતાં-ઊતરતાં, હોડીમાં બેસતાં-ઊતરતાં સ્પર્શની અનેક તક હોવા છતાં નિસર્ગે પ્રાર્થનાનો સભાન સ્પર્શ કર્યો નહોતો. આજના ચંચળ યુવાનોની તુલનાએ પ્રાર્થનાને નિસર્ગ અત્યંત સ્વસ્થ અને સંયમી લાગ્યો. પ્રાર્થનાને નિસર્ગ માટે માન જન્મ્યું.

જટાશંકર અને મનોજકુમારે મુહૂર્ત જોઈ, પ્રાર્થના અને નિસર્ગનાં લગ્ન મહા સુદ પાંચમ અને વસંત પંચમીના રોજ નક્કી કર્યાં.

'અમે માત્ર એક લકઝરી અને ત્રણેક ગાડીઓમાં ખૂબ જ અંગત સિત્તેર-પંચોતેર વ્યક્તિઓ સાથે આવીશું.'

'તમે વધુ માણસો પણ લાવી શકો છો. બધી જ વ્યવસ્થા થઈ . '

'મર્યાદિત માણસો સાથે જ આવીશું. પછી મુંબઈમાં રિશે-પ્સન ગોઠવીશું.'

મનોજકુમારે નિસર્ગને કહ્યું, 'તેં પ્રાર્થનાને મેરેજ–રિંગ–વીંટી–પહેરાવી કે નહીં ?'

નિસર્ગે સંકોચથી પ્રાર્થનાની આંગળી પર વીંટી પહેરાવી દીધી.

પ્રાર્થના લજાઈ ગઈ –

જટાશંકરે રૂપિયો અને નાળિયેરની વિધિ મંત્રોચ્ચાર સાથે, નિસર્ગ, મનોજકુમાર અને મલ્લિકાને કુમકુમ તિલક કરી, પૂરી કરી.

મનોજકુમાર, નિસર્ગ અને મલ્લિકા મુંબઈ જવા તૈયાર થયાં.

મલ્લિકાએ જતાં જતાં કહ્યું, 'ભાભી, લગ્ન પહેલાં મુંબઈ આવી જાવ. તમારી પસંદગી મુજબ દાગીના પસંદ કરવા. તમે મને નર્મદાકિનારે ફેરવી, હું તમને ઘૂઘવતા સાગરમાં સ્ટીમ લોંચમાં સફર કરાવીશ. ચોપાટી પર ભેળ અને કેન્ડી ખવડાવીશ.'

'તમારી પસંદગીના દાગીના મને ગમશે. હું લગ્ન પછી મુંબઈ આવીશ ત્યારે તમે ફેરવશો ત્યાં ફરીશ. મુંબઈ મેં જોયું નથી. તમારે જ મને મુંબઈનો પરિચય કરાવવો પડશે.'

પરસ્પરના મિલનથી થયેલો આનંદ પ્રદર્શિત કરી મનોજ-કુમાર, નિસર્ગ અને મલ્લિકા મુંબઈ જવા રવાના થયાં.

લગ્નની આડે લગભગ એકાદ માસ બાકી હતો.

જટાશંકર ધીમે ધીમે લગ્નની તૈયારીઓ કરવા લાગ્યા.

એક સવારે પ્રણવ, રીના અને ગગન કારમાથી ઊતરી, જટા-શંકરના ઘરમાં પ્રવેશ્યા—

*

પ્રણવ, રીના અને ગગનના અકલ્પિત આગમનથી પ્રાર્થના અને જટાશંકરને આનંદ થયો. પ્રાર્થનાને ગગનનું આગમન ન રુચ્યું, છતાં 'અતિથિ દેવો ભવ'ના સંસ્કારથી ઘડાયેલી પ્રાર્થનાએ આવકાર આપ્યો, 'આવો.'

પ્રણવ અને રીનાએ જટાશંકરને પ્રણામ કર્યાં. જટાશંકરને આનંદ થયો. બન્નેના માથે હાથ ફેરવતાં કહ્યું, 'સુખી રહો. ક્યારે આવ્યાં ?'

'બે દિવસ પહેલાં. તમને મળવા, તમારા આશીર્વાદ લેવા આવ્યાં.' પ્રણવે કહ્યું.

'આનંદ થયો. બેસો.'

પ્રણવ અને રીના પાટ પર બેઠાં. ગગન લાકડાની ખુરશી પર બેઠો.

પ્રાર્થના ચા-નાસ્તાની તૈયારી કરવા લાગી.

ગગન બેઠો બેઠો ઘર તરફ અને પ્રાર્થના તરફ નજર ફેરવી લેતો હતો. તેના હોઠ પર સૂચક સ્મિત ચમકતું હતું.

પ્રાર્થના ત્રાંસી નજરે એને તાકી રહેલા ગગન તરફ જોઈ લેતી હતી. પ્રર્થનાને લાગ્યું ગગનના હોઠ પરનું સ્મિત વ્યંગ્યસૂચક હતું. સ્મિત દ્વારા જાણે કહી ન રહ્યો કે આવા જરીપુરાણા મકાનમાં રહો છો ?

પ્રાર્થનાનો ગગન તરફનો અણગમો તીવ્ર બન્યાં. કહી દેવાનું મન થઈ આવ્યું, 'તમારા પ્રત્યેના મારા અણગમાને જાણી શકતા નથી? ણ્યા '' મૃગજળ પાછળ દોટ મૂકવા જેટલા નફ્ફટ

છો ? સભ્યતાનું ભાન છે ? શા માટે આમંત્રણ વગર દોડી આવ્યા ? પ્રણવ અને રીનાનો તો અધિકાર છે. ભાઈના સાળા તરીકે આવ્યા છો એટલે અપમાન કરી હડધૂત પણ કરી શકતી નથી.'

'વસંત પંચમીએ પ્રાર્થનાનાં લગ્નનું મુહૂર્ત કાઢયું છે. મુંબઈથી જાન આવવાની છે. તમે બધા આવી રહેજો. હું કાગળ અને કંકોતરી લખીશ.'

'જરૂર.' પ્રણવે કહ્યું, 'રીનાના પપ્પાએ મને સમાચાર આપ્યા છે, તમે પ્રાર્થનાનાં લગ્ન પછી વડોદરાની બ્રાન્ચ ઑફિસે મેનેજર તરીકે જોડાવાના છો એ જાણી અમને આનંદ થયો.'

જટાશંકર ન કહી શક્યા કે નટુભાઈએ વચન માગ્યું હતું ને મેં આપ્યું હતું એટલે વડોદરા ઑફિસે કામ કરવાનું સ્વીકાર્યું છે. મેં જાતે માગી લીધું નથી. જટાશંકર ધીમું ધીમું હસ્યા, 'થયું એક નવી દુનિયાનો અનુભવ પણ કરવો જોઈએ.'

'અન્કલ, ઑફિસમાં તમારે સૂટ–સફારી–પેન્ટ–બુશકોટ જેવા મોડર્ન ડ્રેસ પણ પહેરવા પડશે.' રીના બોલી.

'સ્થળ, કાળ અને વાતાવરણ પ્રમાણે વેશ પણ ધારણ કરવો પડે. જોઈએ, નવી દુનિયા કેટલી માફક આવે છે. નહીં તો જૂની દુનિયામાં પાછો ફરીશ.' જટાશંકરે કહ્યું.

પ્રાર્થનાએ નાસ્તાની ડિશો અને ચાના કપ ગોઠવ્યા.

'હલ્લો ! કેમ છો ?' મગન પ્રાર્થના સામે જોઈ બોલ્યો.

'ઈશ્વરકૃપાએ મઝામાં છું.' પ્રાર્થના સામે નજર કર્યા વગર ચાલી ગઈ.

'કાકાબાપુ, તમારા નિર્ણયથી ખરેખર આનંદ થયો છે.' પ્રણવે કહ્યું.

'તમે લોકો સ્નાન કરીને નીકળ્યા છો ?'

'મળસ્કે નીકળ્યા હતા એટલે સ્નાન કર્યું નથી. ઘણા –

નર્મદામાં સ્નાન કરીશ.' પ્રણુવે કહ્યુ, 'કેમ, રીના ?'

'ના, ના, મને ઓપનએરમા સ્નાન કરવું નહીં ફાવે. મને પાણીની બીક લાગે છે.' રીના બોલી.

'મઝા આવશે. જીવનનો આ અનુભવ પણ લેવા જેવો છે. હુ છું પછી બીક કેવી ?'

પ્રણુવના આગ્રહથી રીના સંમત થઈ. પ્રણુવ, રીના અને ગગન સૂટકેસમાંથી ટુવાલ અને બદલવાનાં વસ્ત્રો લઈ ઓવારા તરફ નીકળી પડયાં.

'કાકાબાપુ, તમે વડોદરા જવાના છો એ વાત તો તમે મને કરી નહીં.'

'નટુભાઈ આવ્યા ત્યારે એમણે આગ્રહ કર્યો હતો. મેં એમના આગ્રહને માન આપ્યું. ખરેખર તને વાત કરવાનું વીસરી ગયો હતો.'

'તમને નોકરી કરવાનું ફાવશે ?'

'મેં નટુભાઈ સમક્ષ સ્પષ્ટતા કરી હતી, પણ એમણે કહ્યું હતું, 'કામ કામને શીખવશે. તમારે ઘરના વિશ્વાસુ માણસ તરીકે માત્ર બધા પર નજર રાખવાની. તમારી હાજરીથી ઑફિસમા ફેર પડી જશે.'

'તો પછી ક્રિયાકાંડનો વ્યવસાય છોડી દેશો ?'

'ઓછો કરી નાખીશ. શનિ–રવિ–સોમ ચાણોદ આવતો રહીશ. વડોદરા મકાન રાખી આપશે. ગાડીની વ્યવસ્થા પણ કરશે.'

'એટલે કાકાબાપુ બિઝનેસમાં ઝંપલાવવાના એમ ને ?' પ્રાર્થના હસી.

'પ્રણુવ બિઝનેસ સાથે જોડાય, તારું નવું કુટુંબ પણ બિઝનેસમા હોય, પછી હું બિઝનેસનો અનુભવ ન લઉં ?'

'કાકાબાપુ, તમે જીવનની એકવિધતામાથી છૂટો એમ હુ પણ ઇચ્છું '^'. કાકાબાપુ, મારે જે અંગત વાત કરવાની છે તે કહું ?'

ની હોય ?'

'મેં પહેલાં પણ વાત કરી હતી. ફરીથી આગ્રહપૂર્વક કહું છું કે તમે હવે લગ્ન કરી લો. અમારા સુખ માટે તમે લગ્ન નથી કર્યું, તમારું યૌવન એળે જવા દીધું છે એ જાણું છું એટલે તમારો જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે ત્યારે અમારી જાતને તમારી અપરાધી માનું છું. હવે તો અમારા તરફની ફરજ પૂરી થશે પછી તો કોઈ પ્રશ્ન નથી ને? પ્રણવભાઈ નહીં હોય, હું નહીં હોઉં ત્યાર પછીની એકલતા લાકડાને કોરી દર બનાવતી ભમરીની જેમ કાળજાને કોરી ખાશે. તમે લગ્ન કરી લો. કાકાબાપુ, લગ્ન કરી લો.' પ્રાર્થનાની આંખો ભીની બની, સ્વર આર્દ્ર બન્યો.

'તારી લાગણી ડગલે ને પગલે અનુભવી છે. પંડની પુત્રી હોત તો એ પણ આટલી લાગણી રાખત કે કેમ એ સમજી શકતો નથી.'

('જળમાં બોળેલી આંગળી કાઢી લેતા ખાલી જગ્યા ક્ષણમાત્રમા પુરાઈ જાય છે, પણ માનવીની લાગણીનું એવું નથી. લાગણીથી ઊભો થયેલો શૂન્યાવકાશ લાગણીથી જ પૂરી શકાય છે.')

'એટલે તો પ્રવૃત્તિમય જીવન ગાળવા સ્થળાંતર કરવાનું નક્કી કર્યું છે.'

(પ્રવૃત્તિ અને સ્થળ બદલતા મન ભલે થોડો સમય દિશા બદલે પણ ફરી ફરીને મન પાછું મૂળ તરફ દોડવા લાગે છે. એકલતા બેવડાય છે.)

'તારી વાત સાચી છે. મનની ગતિ–વિધિ અગમ્ય છે.'

'એટલે જ કહું છું કે...'

'પ્રાર્થના, બેટી, મનમા હવે લગ્ન કરવાનો ઉત્સાહ જન્મતો નથી. જ્યારે જન્મશે ત્યારે યોગ્ય પાત્રનો હાથ પકડી લઈશ.'

'પણ ત્યારે ઉંમર વીતી ગઈ હશે. યોગ્ય પાત્ર ત્યાર પ્રાપ્ત ન પણ થઈ શકે.'

'કેટલાકના ભાગ્યમા લગ્નસુખ નિર્માયું નથી હોતું લઈશ કે હું પણ એમાનો એક હોઈશ.'

'કાકાબાપુ, એ બધા મન મનાવવાના વ્યર્થ પ્રયત્નો છે. રેવતી-બહેનને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવાની તક ઊભી થઈ છે. બિચારાં એકલાં છે, નિરાધાર છે. ગરીબ છે. વિધવાને અપનાવવામાં વાંધો ન હોય તો ..'

'હું જાણું છું કે રેવાના ભાગ્યમા ભોગવવાનું નિર્માયું હશે તે ભોગવ્યા વગર આરો નથી. માત્ર રેવાએ જ નહીં સંસારનાં પ્રાણીમાત્રે કર્મફળ ભોગવવાં પડે છે. રેવાના દુઃખ માટે હું નિમિત્ત જરૂર બન્યો છું. લગ્ન પ્રત્યે અનુરાગ જાગશે ત્યારે એનું વૈધવ્ય આડે નહીં આવે. હું જાતે આપણા સુઠોસર સમાજની ટીકા–નિંદાની પરવા કર્યા વગર એનો હાથ માગવા દોડી જઈશ. લાંબો સમય દુઃખ સહન કરીને રીઢું બની ગયેલું એનું માનસ મારા પ્રસ્તાવનો અસ્વીકાર કરશે તો હું એનો વાંક નહીં કાઢું. બસ ?'

'ભલે. નાના મોઢે મોટી વાત થઈ ગઈ હોય તો ક્ષમા કરજો, પણ તમે લગ્ન કરી તમારો સંસાર વસાવી લો એવી ઝંખના મનમાં રહ્યા કરે છે જે બીજી વાર છેલ્લી વાર વ્યક્ત કરી લીધી. અમને ઘડનારે પોતાના જીવન વિશે વિચાર કરી લીધો હશે. પથદર્શકને પથ દર્શાવવાનું મારું શું ગજું છે?'

'પ્રાર્થના, બેટી, આ ચર્ચાનો અંત નહીં આવે. પ્રણવ, રીના અને ગગન આવે તે પહેલાં રસોઈનું કામ શરૂ કરી દે.'

'ભલે.'

જટાશંકર એમની મેડીએ જઈ, પૂજા–પાઠમાં પરોવાઈ ગયા. પ્રણવ, રીના અને ગગન નર્મદા-સ્નાન કરી આવી પહોંચ્યાં. પ્રણવ પ્રસન્ન હતો. રીના ઉદાસ હતી. ગગન આનંદમાં હતો.

'બાથરૂમ–સ્નાન કરતાં નર્મદા–સ્નાનમાં મઝા આવી કે નહીં ?' જટાશંકરે પૂછ્યું.

'બ[illegible] મને તે આદત હતી. ઘણા સમયે એ રીતે નહાયો.

'પણ રીના ખૂબ ડરતી હતી. એને

પરાણે પાણીમાં ખેંચી ગયો. એનું ચડેલું મોઢું કહે છે એને મઝા નથી આવી.'

'હા, હા, મને મઝા નથી આવી. પ્રણવ બળજબરીથી મને પાણીમાં ખેંચી ગયો. મન વગર મઝા ન આવે.' રીના બોલી.

'આપણે તો પગથિયા પર બેસીને એક મહારાજનો લોટો માગી શરીર પલાળ્યું. ઠંડા પાણીથી ધ્રુજારી છૂટી ગઈ, પણ મઝા આવી. પ્રણવની જેમ તરતા આવડતું હોત તો વધુ મઝા આવત.' ગગન બોલ્યો.

'કિનારે છમછબિયાંનીય એક મઝા હોય છે.' પ્રાર્થનાથી બોલી જવાયું.

ગગન હસી પડ્યો, 'યુ આર રાઇટ. બાથરૂમ, સ્વીમિંગ પુલ અને ફાઇવસ્ટાર હોટલના સોનાબાથ, સ્ટીમબાથનો અનુભવ હતો. આજે નવો અનુભવ હતો.' ગગન પ્રાર્થના સામે જોઈ બોલ્યો.

પ્રાર્થના ઉત્તર આપ્યા વગર કામમાં ગુંથાઈ ગઈ. પ્રાર્થનાએ બધાને આગ્રહપૂર્વક જમાડયાં.

પ્રણવે જમ્યા પછી સૂટકેસમાંથી સાડી, ડ્રેસ, લેડિઝ ઘડિયાળ, મેક-અપનાં સાધનો કાઢી પ્રાર્થનાને આપ્યાં, 'તારે માટે યુરોપની ટૂર પરથી ખાસ લાવ્યા છીએ.'

'તમે હવે મુંબઈ જવાનાં ત્યાં ઇમ્પોર્ટેડ ચીજો કામ લાગશે.'

પ્રાર્થનાએ પ્રણવ અને રીનાને માઠું ન લાગે એટલા માટે દલીલ કર્યા વગર 'સરસ છે, હો !' કહી ભેટ સ્વીકારી લીધી; પણ મનમાં બોલી, 'મુંબઈ તો શું ભારતનાં તમામ મોટાં શહેરોમાં આવી ઇમ્પોર્ટેડ વસ્તુઓ મળી રહે છે.'

'કાકાબાપુ, અમે અમદાવાદ જવા નીકળીએ.' પ્રણવે કહ્યું.

'બે દિવસ રહી ગયા હોત તો ગમત.' જટાશંકરે કહ્યું.

'ત્યા ઘણું કામ છે. અહીં રહીનેય શું કરવાનું ? માંડ ચાર-છ કલાક પસાર થાય આવા ગામડામાં...' રીનાએ *

'જેવી તમારી મરજી.'

જટાશંકરે પ્રાર્થના અને રીનાને લગ્ન પછી જમાડવાની પરંપરા પૂરી કરી. રીનાને શુકનની વીંટી આપી. પ્રણવ અને ગગનને એકસો એક રૂપિયા આપ્યા.

બપોરે જટાશંકરની મેડીએ આવી પ્રણવે કહ્યું, 'કાકાબાપુ, યાદ છે મેં તમને કહ્યું હતું કે મારે અંગત વાત કરવાની છે.'

'હા.' જટાશંકર ચમક્યા, 'પ્રણવ શી વાત કરશે?'

'કાકાબાપુ, તમે અમારા માટે લગ્ન કર્યાં નથી. હવે તમે યોગ્ય પાત્ર શોધી પરણી જાવ. મને સંતોષ થશે. તમે અમારા પ્રત્યે ફરજ બજાવી છે. તમારે હવે તમારું જીવન તમારી રીતે જીવવું જોઈએ.'

જટાશંકર વિચારી રહ્યા, 'નટુભાઈ, પ્રાર્થના અને પ્રણવ – બધાં જ મને પરણાવવા ઇચ્છે છે. બધાંની અંગત વાતનો એક જ સૂર છે. માર્ગી પણ અંગત વાત કરવાનું કહેતી હતી. એ પણ આવું જ કહેશે? બધાંનુ વારંવાર થતું એક જ પ્રકારનું સૂચન મારા મનને એ દિશામાં ગતિ કરવા પ્રેરશે કે શું? મનમાં ઠસી ગયેલો વિચાર માનવીને આચરણ તરફ દોરી જાય છે. બકરું લઈને જતા બ્રાહ્મણને ચાર ઠગો થોડા થોડા અંતરે મળે છે અને કહે છે, 'મહારાજ, કૂતરું લઈને ક્યા ચાલ્યા?' ચાર ઠગોની ટકોરથી બ્રાહ્મણને ઠસી ગયું કે ખરેખર હું બકરું લઈ જાઉં છુ એ મારો ભ્રમ હશે, નહીં તો ચાર માણસો જેને હું બકરુ માનુ છુ એને કૂતરુ શા માટે કહે? અને બ્રાહ્મણે આત્મશ્રદ્ધા ગુમાવી બકરાને કૂતરુ સમજી છોડી મૂક્યું. બાળપણમાં સાંભળેલી આ વાર્તાનુ જુદા પ્રકારે મારા જીવનમાં પુનરાવર્તન તો નહીં થાય ને?'

'કાકાબાપુ, શું વિચારો છો?'

'મન વગર માંડવે ન જવાય. મને થશે તો તમારા બધાની મારા પ્રત્યેની લાગણીનો પડઘો પાડતા તમારા સૂચનનો અમલ કરીશ, બસ?' જટાશંકરે વાત લંબાય તે પહેલા પૂર્ણવિરામ મૂકી દીધુ

'પ્રાર્થનાનાં લગ્નમાં તું તથા રીના બે–ચાર દિવસ વહેલાં આવી જશો. જાન આવવાની છે, એની સરભરા કરવાની છે એટલે તમારી જરૂર પડશે.'

'શક્ય એટલાં જલદી આવી જઈશું.'

બપોર નમતાં પ્રણવ, રીના અને ગગન અમદાવાદ જવા રવાના થયાં.

અમદાવાદથી પાછા ફર્યા બાદ જટાશંકરનો નર્મદાસ્નાન, ત્રિકાળસંધ્યા, શ્રીકૃષ્ણની સેવા અને શ્રીકૃષ્ણના નામના રટણનો જીવનક્રમ પહેલાંની જેમ શરૂ થઈ ગયો હતો, છતાં ચિત્ત વારંવાર વિચલિત થતું હતું. જટાશંકર ઘણીવાર વિચારતા, 'ભવિષ્યમાં બનનાર બનાવો અગાઉથી અણસાર કરી જતા હોય છે. મારા ચિત્તની વિક્ષુબ્ધ સ્થિતિ ભાવિ પરિવર્તનનો સંકેત હશે?'

બાહ્ય દૃષ્ટિએ સ્વસ્થ લાગતા જટાશંકર ભીતરમાં ભારે અજંપો અનુભવતા હતા. તેમને લાગતું હતું કે તેમનું સમગ્ર સંવિદ જળશિકરોની જેમ કણ કણમાં વહેંચાઈ ગયું છે.

જટાશંકર વારંવાર ચિત્તની સ્થિરતા માટે પ્રાર્થના કરતા અને નરસિંહનું પ્રભાતિયું લલકારતા, 'જે ગમે જગત ગુરુદેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો.' અને મનોમન બોલતા, 'મારા ભાગ્યમાં જે નિર્માયું છે તે બનવાનું જ છે તો પછી આટલો અસ્વસ્થ કેમ બની જાઉં છું. ભાગ્ય, કર્મ, ઋણાનુબંધ વિશે બીજાને બોધ આપું છું, પણ હું સ્વયં શા માટે વ્યથિત બની જાઉં છું? જીવન એકધારું વહેતું નથી. એમાં આરોહ–અવરોહ આવ્યા જ કરે. મારે મારા કર્મ પ્રત્યે અવિચળ રહી જીવન જીવવું જોઈએ. પરિવર્તનની ભીતિથી અંતર કંપી કેમ ઊઠે છે? પરિવર્તન મંગલકારી પણ હોઈ શકે. વિચલિત મન અનેક પ્રસ્તુત–અપ્રસ્તુત વિચારો તરફ દોરી જાય છે. જીવન પરની શ્રદ્ધાને ડોલાવી જાય છે. વ્યક્તિઓ પ્રત્યે પણ અશ્રદ્ધાની નજરે જો

પ્રેરે છે. હું જીવનમાં આવતા પરિવર્તનને વધાવી લઈશ. એ પરિવર્તનના પ્રવાહમાં વળાંક બદલતા જીવનનો શ્રદ્ધાથી સત્કાર કરીશ.'

જટાશંકરે ભાવિ પરિવર્તનને સત્કારવા માટે મનને સજ્જ કરી, પ્રાર્થનાનાં લગ્નની તૈયારીઓમાં મનને પરોવી દીધું.

જટાશંકર વડોદરા જઈ શ્રીગણેશની છબી સાથેની, લાલ શાહીમાં પર પરિત કંકોતરીઓ છપાવી લાવ્યા. નિમંત્રિતોમાં સદ્‌ગત મોટાભાઈ પ્રેમશંકર જયસુખલાલ પંડયાનું, પોતાનું અને પ્રણવ અને રીનાનુ નામ મૂકયું. જાનના આગમનથી માંડી ગણેશ સ્થાપન, મુહૂર્ત, લગ્ન-સમય, કન્યા-વિદાય સુધીના માગલિક પ્રસંગોનો ઉલ્લેખ કંકોતરીમાં કર્યો હતો.

નટુભાઈના સમસ્ત પરિવારને પધારવા આગ્રહભર્યો પત્ર લખી કંકોતરીઓ બીડી.

મુંબઈ મનોજકુમારને સગાં-સંબંધીઓ માટે અગિયાર કંકોતરીઓ મોકલી પ્રેમથી પધારવા આગ્રહભર્યો પત્ર લખ્યો.

મુંબઈથી મનોજકુમારની પણ અગિયાર કંકોતરીઓ સાથે પત્ર આવી ગયો, 'અમે સમયસર આવી રહીશું. એંશીથી વધુ માણસો નહીં હોય. એંચાઈને ગજા બહારનો ખર્ચ ન કરશો. શાંતિથી કામ કરશો, કોઈ પણ જાતનો ઉચાટ ન રાખશો. તમે તથા પ્રાર્થના બેટી કુશળ હશો.'

લગ્નની તમામ તૈયારીઓ થઈ ગઈ.

બહારગામના સંબંધો સીમિત હોવાથી માંડ પંદરેક કંકોતરીઓ પોસ્ટ કરી, જટાશંકર ગામમા સગાં–સ્નેહીઓ અને મિત્રોને કંકોતરીઓ રૂબરૂ વહેંચવા નીકળી પડયા.

ચાણોદથી કરનાળીના રસ્તે ટેકરી પર આવેલા રેવતીના જૂના પુરાણા મકાન આગળથી પસાર થતાં જટાશંકરને થયું, 'સંજોગોએ ભલે સંબંધોને દૂર હડસેલી દીધા, પણ રેવા અંતરથી તો આપ્તજન હતી—છે. ગામમાં જ અવસર છે તો રેવાને આમંત્રણ

આપવું જોઈએ.'

જટાશંકરે ટેકરી પર ચડી, રેવતીના ઘરના સડેલા બંધ બારણાની સાંકળ ખખડાવી.

થોડી ક્ષણોમાં સફેદમાંથી પીળાશ ધારણ કરતી સાડી પહેરેલી રેવતીએ બારણું ખોલ્યું.

'અરે, પંડ્યા, તમે !' રેવતીનો ચહેરો હસી પડ્યો, 'આવો, આવો...વર્ષો પછી ઘર પાવન કર્યું.' રેવતીએ શેતરંજી બિછાવતાં કહ્યું, 'બેસો.'

જટાશંકર શેતરંજી પર પલાંઠી વાળીને બેઠા.

'પ્રાર્થનાનાં લગ્ન છે નહીં ?'

'હા. એટલે જ આમંત્રણ આપવા આવ્યો છું.' જટાશંકરે અનુભવ્યું કે એમના આવવાથી રેવતીને ખરેખર આનંદ થયો હતો એની પ્રતીતિ રેવતીની આંખો, હોઠો અને ચહેરો કરાવતાં હતાં...

રેવતી પિત્તળના ગોબાયેલા છતાં ચકચકિત પ્યાલામાં પાણી લઈ આવી.

જટાશંકર એકીશ્વાસે પાણી ગટગટાવી ગયા.

'પંડ્યા, ચા મૂકું છું.'

'ના, ના, રહેવા દે. ઘણું કામ છે. જવું છે.'

'ચા તો તમને ઘણી પ્રિય છે એ જાણું છું. આટલાં વર્ષે આવ્યા છો અને તેમાંય પ્રાર્થનાનાં લગ્નની કંકોતરી લઈને આવ્યા છો એટલે મોઢું મીઠું કરાવ્યા વગર નહીં જવા દઉં.'

રેવતી સ્ટવ ધમધમાવવા લાગી—

જટાશંકરે ઘર પર નજર ફેરવી. વળગણી પર લૂગડાં લટકતાં હતાં. પાણિયારા પર પિત્તળના બેગડા, વાસણો અને માટીનું માટલું ગોઠવેલાં હતાં. ખૂણામાં પટારો પડ્યો હતો. ઘરનો અસબાબ રેવતીના દારિદ્રને સ્પષ્ટપણે પ્રગટ કરતો હતો. રેવતી ઘરેણાં

લોકોનાં પાપડ-અથાણું કરીને, સ્ત્રીઓનાં કપડાં સીવીને ગુજરાન ચલાવતી હતી એ જટાશંકર જાણતા હતા. તેમના હૃદયમાં અનુકંપા જન્મી. તેમની નજર ફરતી ફરતી ઉભડક બેઠેલી રેવતીની પીઠ પર સ્થિર થઈ, 'ગરીબાઈમાંય કેટલા સ્વમાનથી જીવે છે, રેવા! કદી કોઈ પાસે રોદણાં રડયાં નથી, કોઈ પાસે હાથ લંબાવ્યો નથી કે ભરયુવાનીમા વિધવા થવા છતા એની આસપાસ કોઈ અફવાએ આકાર લીધો નથી. મારી સમક્ષ પણ કદી ફરિયાદનો એક હરફ સુધ્ધાં ઉચ્ચાર્યો નથી. આંખો ભીની કરી, મારા કર્તવ્યમાથી ચલિત કરવાનો કદી પ્રયત્ન કર્યો નથી.'

પિત્તળના કપ-રકાબી મૂકવાનો આછો અવાજ સંભળાતાં જટાશંકરની વિચારધારા તૂટી. જોયું તો રેવતી સામે કંતાનના પાથરણા પર બેઠી હતી.

જટાશંકર રેવતી તરફ ક્ષોભભરી દૃષ્ટિએ જોઈ રહ્યા.

'લ્યો, ચા પી લો. તમને ગરમ ગરમ ચા પીવાનો શોખ છે ને?'

જટાશંકર રકાબીમાં ચા રેડી, સબડકો બોલાવતાં બોલ્યા, 'રેવા, આર્થનાના લગનમાં જરૂર આવવાનું છે.'

'આવવાનું મન છે, પણ ન આવુ તો માફ કરી દેજો.'

'કેમ? માઠું લાગ્યું છે?'

'તમારા કોઈ પણ આચરણથી જીવનની મોટામાં મોટી ઘટનામાંય માઠું લગાડયું છે?'

'તો પછી?'

'લોકો જૂની વાતોના પોપડા ઉખેડશે. મારી હાજરીથી પીઠ પાછળ ગુસપુસ થાય અને તે પણ આવા મંગલ પ્રસંગે એ મને નહીં ગમે...'

'તારી વાત સાચી છે.' જટાશંકરે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો, સૃષ્ટિ શિલ્પીનું ટાંકણું બની શકી નથી, સુગોથી એ કાશીના

કરવતનું કામ કરતી આવી છે.'

'ગામમાં પ્રવૃત્તિશૂન્ય ચોવટિયા અને વિઘ્નસંતોષીઓનો તોટો નથી. તમારા શ્રીમંત વેવાઈઓ જાનઇયાં સમક્ષ મારી સામે આંગળી ચીંધી વિકૃત વાતો ફેલાવી, મર્મમાં હસવાની ચેષ્ટા કરી, તમારી પ્રતિષ્ઠા પર કાદવ ઉછાળે એ ભીતિથી આવવાનું ટાળવું જોઈએ એમ લાગે છે.'

'ગમાયણયુગનો ધોબી જુદા જુદા સ્વાંગ ધારણ કરી, પ્રત્યેક સમાજમાં અશ્વત્થામાની જેમ ભમ્યા કરે છે. રેવા, ચાલ ઊઠું.' જટાશંકર ઊભા થયા.

'ફરી આવજો કહેવાનો ખોટો વિવેક નહીં કરું હું જાણું છું કે તમે નહીં આવો.' રેવતી બોલી.

જટાશંકર રેવતી તરફ નજર કર્યા વગર તૂટતા પગલે રેવતીના ઘરની બહાર નીકળી ટેકરી ઊતરવા લાગ્યા.

રેવતીને પામવા મથવા છતાં પામી ન શકનાર, જટાશંકરની પ્રતિષ્ઠા અને સજ્જનતાથી પીડાતા, યુવાનીનો ડંખ વીસ-વીસ વર્ષ પછીય ન વીસરી શકનાર બે ભૂદેવો આશીતરાના પાનની ટૂંકું બની ગયેલી બીડીઓની ચૂસકી લેતાં, એકબીજાને કોણી મારી, જટાશંકર સામે જોઈ મરક મરક મલકાતાં, બે હાથ જોડી બોલ્યા, 'જય શ્રીકૃષ્ણ જટાશંકરભાઈ.'

'જય શ્રીકૃષ્ણ ..' જટાશંકર બોલ્યા.

'રેવતીને નિમંત્રણ આપી આવ્યા ?'

જટાશંકર આ ખણખોદિયા દ્વિપુટીની ચેષ્ટાઓથી પરિચિત હતા. જટાશંકર જાણતા હતા કે એમના અને રેવતીના સંબંધોને આ બે જણ હજુય મમળાવ્યા કરે છે. જટાશંકરને એમનો પ્રશ્ન ન ગમ્યો, છતા શાંતિથી બોલ્યા 'હા.'

'તમારે ઘેર પ્રસંગ હોય, ને રેવતી ન આવે એ કેમ ખરું ને ?'

'મારી ફરજ સંબંધીઓને આમંત્રણ આપવાની છે. આવવું ન આવવું એ વ્યક્તિએ વિચારવાનું છે.'

'રેવતી જરૂર આવશે.'

જટાશંકર વગર બોલ્યે ચાલવા માંડ્યા.

જટાશંકરની પીઠ પર અટ્ટહાસ્ય અથડાયું.

જટાશંકરે દુઃખ અનુભવ્યું, 'ચોર્યાશી લાખ અવતારોમાં માણસનો અવતાર સર્વોત્તમ ગણાય છે. એ અવતારને સાર્થક કરવાને બદલે માણસ માણસને દુઃખ આપવામાં આનંદ શા માટે અનુભવતો હશે? આ ભવ તો પરભવની વેતરણી છે.'

જટાશંકર ઉદાસ ચિત્તે ઘરમાં પ્રવેશ્યા.

લગનને આડે હવે ચાર દિવસ હતા.

સાંજે પ્રણવની કાર ઘર આગળ ઊભી રહી.

જટાશંકર અને પ્રાર્થનાએ જોયું તો પ્રણવ એકલો આવ્યો હતો. સાથે રીના નહોતી.

[૧૫]

પ્રણવને એકલો આવેલો જોઈ જટાશંકર અને પ્રાર્થનાને ધ્રાસ્કો પડયો, 'પ્રણવ એકલો કેમ આવ્યો ? બન્ને જણ સાથે આવશે એમ પ્રણવે લખ્યું હતું છતા...? બન્ને વચ્ચે વિખવાદ થયો હશે ? આમેય રીનાને ચાંણોદ આવવાનુ પસંદ નહોતું. કંઈક બન્યું હશે ?'

પ્રણવે ઘરમાં પ્રવેશી, સૂટકેસ બાજુ પર મૂકી, જટાશંકરને પ્રણામ કર્યા.

જટાશંકરે પ્રણવના માથે હાથ ફેરવતા કહ્યું, 'સુખી થજો અને સુખી કરજો, રીના ન આવી ?'

પ્રાર્થના પ્રણવનો ઉત્તર સાંભળવા ઉત્સુક બની.

'બધા બિઝનેસનું વિસ્તરણ કરવામા પડયા છે. રીનાને આમેય ચારેક દિવસ અહીં રહેવાનુ નહીં ગમે એટલે લગ્નની સવારે આખું કુટુંબ સાથે આવી રહેશે.'

પ્રણવના ચહેરા ઉપર સ્વસ્થતા જોઈ જટાશંકરે હાશ અનુભવી. એમને લાગ્યું—રીના શહેરમાં, બંગલામા વૈભવશાળી જીવન જીવવા ટેવાયેલી છે, એ ચાર દિવસ અગવડ ન ભોગવી શકે. પ્રણવ તો આ ધરતી પર જ જન્મ્યો છે, ઊછર્યો છે. એને માટે વાતાવરણ સહજ છે, તે રીના માટે ન હોય. રીના એની રીતે સાચી છે.

'કાકાબાપુ, મારી બચતના પચીસેક હજાર લાવ્યો છું. પ્રાર્થનાનાં લગનમાં કામ લાગશે.' પ્રણવે સૂટકેસમાથી નોટોનાં બંડલ કાઢયાં.

'રહેવા દે ભાઈ. બધી વ્યવસ્થા થઈ ગઈ છે. ન થઈ હોત તો તને લખત જ. પૈસા બેંકમાં મૂકી રાખવાથી શો ફાયદો? મૂડી વધારીને મારે શું કરવું છે? જરૂર પડશે ત્યારે માગી લઈશ.'

પ્રણવ આદરથી આ સંતોષી બુઝર્ગને જોઈ વિચારી રહ્યો, 'લોકો પૈસા પાછળ હડકાયા કૂતરાને શરમાવે એવી રીતે દોટ મૂકતા હોય છે. લાખોવાળા કરોડો અને કરોડોવાળા અબજો બનાવવા નીતિ, સચ્ચાઈને ગિરે મૂકી અનેક પ્રકારના કાળાધોળા ઠંડે કલેજે કરતા હોય છે જ્યારે કાકાબાપુને અધિકની સ્પૃહા નથી. ખરેખર કાકાબાપુ એ કાકાબાપુ છે. આજના ભૌતિકયુગ, યંત્રયુગ, વૈજ્ઞાનિક યુગ, કૉમ્પ્યુટર યુગમાં આવા સંતોષી જીવ જૂજ માત્રામાં હશે.'

પ્રણવ જાનના ઉતારાની, જાનના સત્કારની, ભોજનની વ્યવસ્થા કરવામા જટાશંકર સાથે જોડાઈ ગયો.

પ્રણવ આવ્યો, જટાશંકરની મદદમાં લાગી ગયો એ જોઈને પ્રાર્થનાને આનંદ થયો, પ્રાર્થનાને ઘણા સમય પછી પ્રણવભાઈ 'ભાઈ' લાગ્યો.

મુંબઈથી જાન આવવાની હતી. અમદાવાદથી શ્રીમંત ઉદ્યોગપતિ આવવાના હતા. પ્રણવ ઉચ્ચ હોદ્દા પર પહોંચી ગયો હતો. એ બધી વાતો ગામમાં ચર્ચાનો વિષય બની ગયો હતો. પેલા બે ખણખોદિયા ઈર્ષ્યાળુઓ સિવાય ગામમાં જટાશંકરનુ માન વધી ગયું હતું. ગામના માણસોની અવરજવરથી જટાશંકરનું મકાન ઊભરાતું હતું. 'કાંઈ કામકાજ હોય તો કહેજો. પ્રાર્થના તમારી જ નહીં, ગામની જ પુત્રી છે.' બધા આવી આવીને કહી જતા.

જટાશંકરના અંતરમાં આનંદ સમાતો નહોતો. જેટલા માણસો આવે તેનો ફરસાણ, મીઠાઈ અને ચા-કૉફીથી સત્કાર થતો હતો. ફરસાણ-મીઠાઈ ઉતારવા અને રસોઈ બનાવવા માટે નિષ્ણાત રસોઇયા કામે લાગી ગયા હતા.

ઘર આગળ માંડવો ખેંચાયો હતો. ચંદરવો બધાયો હતો. ડેકોરેશન્સ અને ખુરશીઓ માટે ડભોઈના ફરાસખાનાને ઓર્ડર આપ્યો હતો. લગનના આગલા દિવસે ટ્રકમાં બધો જ સમાન આવી ગયો હતો.

પ્રણવે ખૂબ ઉત્સાહથી બધી વ્યવસ્થા સંભાળી લીધી હતી. કાકાબાપુનો ઉત્સાહ જોઈ, પ્રણવમા પણ બહેન પ્રત્યેનુ ઋણ અદા કરવાનુ ઝનૂન પ્રગટયું હતું.

ગામના માણસો પણ વ્યવસ્થામા જોડાયા હતા. કેટલાક વડીલો તો એમના ગ્રેજયુએટ થઈ બેકાર બની રઝળતા છોકરાઓને ઠેકાણે પાડવા ભલામણ કરતા હતા, 'ભાઈ, તું તો મોટો માણસ થઈ ગયો છે. મારા છોકરાને ઠેકાણે પાડીશ તો તારો આભાર માનીશ. રખડી ખાય છે. એનુ જીવન ઠેકાણે પડશે તો તને પુણ્ય મળશે.' કેટલાક જટાશંકરને પ્રણવને ભલામણ કરવા વિનંતી કરતા હતા.

લગનની આગલી રાત જાગીને પ્રણવે વ્યવસ્થા ચકાસી લીધી. પ્રાર્થનાની સહેલીઓ ટોળે વળી ટોળ-ટીખળ કરતી હતી.

જટાશંકર અને પ્રાર્થનાએ પ્રણવનો પરિશ્રમ અને ઉત્સાહ જોઈ, દૂર થઈ ગયેલો પ્રણવ ફરીથી આત્મીય બની ગયો હોય એવી લાગણી અનુભવી.

સવારે અમદાવાદથી નટુભાઈ, મંજુલાબહેન, માર્ગી, રીના, ગાર્ગી અને ગગન આવી પહોચ્યાં. ઑફિસમા કોઈની હાજરી અનિવાર્ય હોવાથી નિહાર, એની પત્ની અને પુત્ર આવ્યા નહોતા.

જાન સમયસર આવી પહોચી – એક લકઝરી અને ત્રણ કારમાં જાનૈયાઓ ઊતર્યા.

લગન રંગેચંગે પતી ગયું—

બધા જ મુહૂર્તો સમયસર સચવાઈ ગયા.

કન્યા-વિદાયનો કરુણ-મંગલ પ્રસંગ આવી પહો[illegible]

પ્રાર્થના [illegible] પગે લાગી, 'કાકાબ[illegible]

આશીર્વાદ અમારી સાથે જ છે, છતાં પરણ્યા પછી પુત્રી પરાયું ધન કહેવાય છે એમ માની મને દૂર ન હડસેલી દેશો.'

પ્રાર્થના, બેટી, સાચા અર્થમાં પુત્રીના લગ્ન પછી માવતરનો અધિકાર પૂરો થઈ જાય છે. પતિ અને શ્વસુરગૃહનો સાચો અધિકાર સ્થપાય છે એ પ્રાચીન શાસ્ત્રસંગત ઉક્તિને હું માનું છું, છતા તારા માટેની લાગણી યથાવત્ રહેશે. કદાચ દૂરત્વ લાગણીને વધુ પ્રબળ બનાવશે, મારો ઇષ્ટદેવ કૃષ્ણ કનૈયો તારું કલ્યાણ કરશે.'

જીવનના એક મહત્ત્વપૂર્ણ હિસ્સા પરથી અધિકાર ઊઠી ગયાની લાગણી જન્મતાં જટાશંકરની આંખોમાંથી અશ્રુધારા છૂટી ગઈ.

'કાકાબાપુ, હસતાં હસતા વિદાય આપો.' પ્રાર્થનાના કંઠમાં ડૂસકું અવરોધાયું.

'બેટી, પાલકપુત્રી શકુન્તલાને પતિગૃહે વિદાય આપતાં કણ્વ જેવા ઋષિનું અંતર આર્દ્ર બન્યું હતું તો પછી હું કોઈ સાધુ, સંત કે ઋષિ તો નથી ને? ઊભરો શમી જશે પછી સ્વસ્થ બની જઈશ. તું ચિંતા ન કરીશ. (સમય મહાવ્યાધિ છે, તો મહાઔષધ પણ છે.')

પ્રાર્થના પ્રણવને ભેટીને રડી પડી

'પ્રાર્થના, જીવનમાં કોઈ પણ કામ પડે તો યાદ રાખજે કે પ્રણવ નામનો તારો ભાઈ છે. મળાય, ન મળાય, ઓછું મળાય તેથી એમ ન માનીશ કે મારી લાગણી ઓછી છે. (વિચારભેદને લાગણીભેદ તરીકે ન ઘટાવીશ.')

મનોજકુમારે જટાશંકરને કહ્યું, 'જટાશંકરભાઈ, પ્રાર્થનાની ચિંતા ન કરશો. મલ્લિકાની જેમ પ્રાર્થના પણ મારી પુત્રી બની . તમને જ્યારે મળવાની ઇચ્છા થાય ત્યાર મુંબઈ અમારે ...વી શકો છો. જરૂર લાગે પ્રાર્થનાને બોલાવી શકો છો.

પ્રાર્થના પર તમારો પહેલાં જ જેટલો અધિકાર રહેશે.'

'તમારી સજ્જનતા તમને આવા શબ્દો બોલવા પ્રેરે છે તમારા જેવા સજ્જનના હાથમાં પ્રાર્થનાને સોંપી હું નિશ્ચિંત બની ગયો છું. મુંબઈ આવવાનું થયે તમને બધાને અને પ્રાર્થનાને મળવા જરૂર આવીશ.'

'મળવા નહીં, અમારે ઘેર જ ઊતરવાનું છે. અમારું ઘર ઘણું મોટું છે. તમને કોઈ અગવડ નહીં પડે.'

'તમારો બંગલો ઘણો વિશાળ છે એ જાણું છું. હું તો નાના મકાનમાં રહેવા ટેવાયેલો છું. સગવડ–અગવડનો પ્રશ્ન નથી, પણ છોકરીના ઘરનું પાણી પણ ન પિવાય એવા જૂના મતનો હું માણસ છુ. ગમે ત્યાં ઊતરીશ પણ મળવા જરૂર આવીશ.'

'જટાશંકરભાઈ, છોકરીના ઘરનું પાણી પણ ન પિવાય એ જમાનો હવે જતો રહ્યો છે. એવું હોય તો ખાવાના પૈસા આપી દેજો બસ?' મનોજકુમાર હસ્યા.

જટાશંકરની આંખો ભીની હતી. હોઠ હસી પડ્યા, 'એ બધું પછી વિચારીશું, બસ?'

નિસર્ગ આવી પગે લાગ્યો.

'નિસર્ગ, પ્રાર્થનાને જાળવજો. ગામડાની છોકરી શહેરી રીતભાતથી પરિચિત નથી. કાંઈ ભૂલચૂક થાય તો માફ કરી દઈ, એને તમારા વાતાવરણને અનુરૂપ ઘડવાના પ્રયત્ન કરજો. પ્રાર્થના ઘડાઈ જશે એની શ્રદ્ધા છે.'

'કાકાબાપુ. પ્રાર્થના કોઈ રીતે દુ:ખી નહીં થાય એની ખાતરી આપું છુ.' નિસર્ગે કહ્યું

'કાકાબાપુ!' સંબોધન સાંભળી જટાશંકરની આંખો પુનઃ ભીની બની. નિસર્ગ પાસેથી 'અન્કલ' જેવા સંબોધનની અપેક્ષા હતી. જટાશંકરે ગદ્‌ગદ કંઠે કહ્યું, 'મને તમારી સંસ્કારિતા માટે

સાન છે.'

પ્રાર્થનાને જટાશંકરે સ્થિતિ મુજબ કરિયાવર કર્યો હતો. નટુભાઈના પરિવાર તરફથી પણ પ્રાર્થનાને કીમતી મોતીનો નેકલેસ શુભેચ્છાના પ્રતીક તરીકે મળ્યો હતો. પ્રણવે સુવર્ણકંકણ ભેટ આપ્યા હતાં. રીનાએ સાડી, ગગને સોનાની ચેઈન ભેટ આપી હતી.

પ્રાર્થનાના લગન ગામનો ઉત્સવ બની ગયો હતો. પેલા બે ખણખોદિયા જ્ઞાતિજનના દાવે મહાલવા આવ્યા હતા. તેમની નજર રેવતીને શોધતી હતી, પણ રેવતી નજરે ન પડતા નિરાશ બન્યા હતા, છતા મુંબઈથી આવેલા જાનૈયાઓ સાથે પરિચય કેળવી, જટાશંકર માટે ઘસાતા શબ્દો બોલી, માનસિક ખંજવાળને પંપાળવા મથતા હતા, પણ મુંબઈગરાઓ તરફથી કોઈ પણ પ્રતિભાવ ન મળતાં, અવસર ન મળ્યાનો મનોમન અફસોસ અનુભવતા હતા.

જાન ઊપડવાની તૈયારીઓ થઈ.

સ્ત્રીઓએ ઈડરિયો ગઢ જીત્યા જેટલો આનંદ મનાવતા ગીતો શરૂ કર્યાં, 'પરણ્યા એટલે પારકાં લાડી, ચાલો આપણે દેશ રે...'

પ્રણવે પ્રાર્થનાનો હાથ પકડી, નિસર્ગ સાથે કારમા બેસાડી. નિસર્ગ સાથે શેકહેન્ડ કર્યાં, પછી કહ્યું, 'પછી નિરાંતે અમદાવાદ આવજો.'

'જરૂર.' નિસર્ગે કહ્યું, 'તમે લોકો પણ મુંબઈ આવજો.'

'જરૂર.'

લકઝરી ઊપડી—

કારે ગતિ પકડી—

જટાશંકર અને ઉપસ્થિત સર્વથી આંખો ભીની બની હતી.

બધા વિખરાયા—

નટુભાઈના કુટુંબનો ઉતારો ઘાટ પરના સરકારી 'ગેસ્ટ હાઉસ'મા હતો.

કોઈને જનવાની ઇચ્છા નહોતી, છતા જટાશંકરના

આગ્રહથી બધાંએ નામચું કરી લીધું.

જટાશંકરના આગ્રહથી નટુભાઈનો પરિવાર એક દિવસ રોકાઈ ગયો હતો.

રાતે જમી પરવારીને બધા 'ગેસ્ટ હાઉસ'મા બેઠા હતા. જટાશંકરના જૂના–ખખડધજ મકાનમા બેસવાનું સગવડભર્યું નહોતું.

'છોકરો તો સારા પસંદ કર્યો છે. માણસો પણ સારા છે.' મંજુલાબહેને કહ્યું.

'રૂડો પરિવાર છે. અચાનક ગોઠવાઈ ગયું. લગ્ન એક સંજોગ છે. આપણે તો સંતાનોનું સુખ ઇચ્છીએ, પણ સુખી થવુ એ ભાગ્યની વાત છે.' જટાશંકરે કહ્યું.

'હજુ ગગનનું ઠેકાણું પડતુ નથી. એને કોઈ છોકરી પસંદ પડતી નથી. એની ચિંતા રહે છે. ગાર્ગી તો હજુ નાની છે. છોકરમત છે.'

'સંજોગ આવશે તો એવો અચાનક આવશે કે તમને કલ્પના પણ નહીં હોય.'

'મને તો ઊંઘ આવે છે. મચ્છર પણ કરડે છે. ખૂબ થાકી ગઈ છું.' રીનાએ બગાસું ખાતા કહ્યું.

'તું ઊંઘી જા. અમે વાતો કરીશું.' નટુભાઈએ કહ્યું, આમેય અનિદ્રાથી પીડાઉં છું. તેમાય જગ્યા બદલાઈ છે.'

રીના બાજુના રૂમમા જતાં જતાં બોલી, 'ગુડ નાઇટ.'

'ગુડ નાઇટ' પ્રણવે કહ્યું.

'તું તો ઘેર જ સૂઈશ ને?'

'હા, કાકાબાપુને આજે એકલા નથી મૂકવા.'

રીના ચાલી ગઈ—

'જટાશંકરભાઈ, આપણે લટાર મારી આવીશું?' નટુભાઈએ પૂછ્યું, 'લોકો મોર્નિંગ વોક માટે જાય છે. આપણે નાઇટ વોક માટે જઈશું?' નટુભાઈએ પૂછ્યું.

જટાશંકરને લાગ્યું, નટુભાઈ કંઈક વાત કરવા ઇચ્છે છે, 'ચાલો, શાલ ઓઢી લેજો. ખુલ્લામા ઠંડી લાગશે.'

મંજૂલાબહેને સૂટકેસમાથી શાલ કાઢી આપી.

નટુભાઈ અને જટાશંકર ઊઠયા.

'જટાશંકરભાઈ, તમને શાલ આપું ?' મંજુલાબહેને પૂછ્યું.

'હું તો ઠંડા પાણીથી પ્રભાતે સ્નાન કરવા ટેવાઈ ગયો છું. આટલી ઠંડી સહી શકાશે.'

'પપ્પા, હું આવું ?' માર્ગી બોલી, 'મને ઊંઘ નથી આવતી.'

'સવારે બધા સાથે નીકળીશું. તું મમ્મી અને ગાર્ગીને કંપની આપ.'

'ગાર્ગીને જવું હોય તો જાય. મારે કંપનીની જરૂર નથી. હું તો ઊંઘી જઈશ.' ગાર્ગી બોલી.

'મારે નથી જવું કોઈને માથે પડીને.' માર્ગી બોલી.

નટુભાઈ ઉત્તર ન આપતાં, જટાશંકર સાથે 'ગેસ્ટ હાઉસ'ના પગથિયા ઊતરી ઘાટ પર આવ્યા અને પગથિયાં પર બેઠા.

મહા સુદ પાચમનો ચંદ્ર આછો આછો પ્રકાશ વેરતો હતો.

નર્મદાના નીર મધુર રવ કરતા સંયત રીતે વહી રહ્યાં હતાં.

ઘાટ પર કોઈની અવરજવર નહોતી.

નદીની સામી પાર ભાઠાની રેતી ચમકી રહી હતી.

સામેના કાંઠે આવેલા પોઇચા ગામના ઝાંખા દીવાઓ ઢળાવ પર ઝબકી રહ્યા હતા.

વાતાવરણ પર સૂનકારનું આવરણ લપેટાયું હતું.

દૂરની ઝાડીઓમા આગિયાનું આછું અજવાળું ઊડાઊડ કરતું હતું.

શિયાળવાંની લાળીઓ સંભળાતી હતી.

'વાતાવરણ ભયપ્રેરક છે, છતાં કેટલું શાંતિપૂર્ણ છે! આટલું

શાંત વાતાવરણ જીવનમાં પહેલી જ વાર અનુભવું છું.' નટુભાઈ બોલ્યા.

'ભયનું પણ એક સૌંદર્ય હોય છે. ભય મનમાં હોય છે, વાતાવરણમાં નહી મનના ભયનું આપણે વાતાવરણમા પ્રત્યારોપણ કરતાં હોઈએ છીએ. બાકી રમ્યતાની જેમ રુદ્રતાનુ ય એક અભિનવ સૌંદર્ય હોય છે. હું ક્યારેક ક્યારેક એકલો આવીને અહીં બેસું છું. વાતાવરણની શાંતિથી મનના ઉદ્વેગો શમાવવા મથું છું.'

'તમે પણ ઉદ્વેગ અનુભવો છો ?'

'કેમ, હું માણસ નથી ?'

નટુભાઈ હસ્યા, 'તમે કેવળ શરીરથી જ માણસ નથી, વર્તનથી પણ માણસ છો. સાચા અર્થમાં માણસ છો.'

'હું પણ પંચતત્ત્વોનું બનેલુ પૂતળું છું. મારી પણ ઓછાવત્તા અંશે માણસસહજ નબળાઈઓ હશે. શ્રીકૃષ્ણના નામરટણમાં અને ગીતાના અધ્યયનમાં નિમગ્ન બની એ નબળાઈઓને નાથવામાં થોડાઘણા અંશે સફળ થાઉં છું, પણ નબળાઈઓને મૂળમાંથી નાબૂદ કરી શક્યો નથી.' જટાશંકરના અવાજમાં ઉદ્વેગ હતો.

'તમારી સચ્ચાઈથી હું વધુ ને વધુ પ્રભાવિત થતો જાઉં છું '

'પૂર્ણ સત્ય જીવી શકતો નથી, પણ શક્ય એટલી સચ્ચાઈથી જીવવા મથું છું.' જટાશંકરે મંદમથર ગતિએ વહેતાં નર્મદાનાં નીર પર દૃષ્ટિ સ્થિર કરી.

'જટાશંકરભાઈ, જે વાત કરવા હું તમને આવી કંડીમાં બધાથી વિખૂટા પાડી બહાર લઈ આવ્યો છું તે કહું ?'

'તમે બધા ન હોત તો પ્રાર્થનાની વિદાય પછી એકલો પડી જતાં હું ખૂબ દુઃખી થઈ જાત. તમારાં બધાંની ઉપસ્થિતિથી બોજ સહ્ય બન્યો છે. બોલો, માધવી અને મૌલિક આવી ગયા ?'

'હા. રવાનો હતો. માધવી અને મેં

આવી ગયાં છે. ઑફિસમાં માધવીને ટાઇપિસ્ટ કમ પર્સોનલ આસિસ્ટન્ટ તરીકે રાખી છે. મૌલિકને ક્લાર્ક તરીકે રાખ્યો છે. બન્નેને માટે રેસકોર્સ સર્કલ નજીક ફ્લેટ રાખ્યો છે. તમારા માટે પણ સયાજીગંજમાં ફ્લેટ રાખી લીધો છે. ફર્નિચર ગોઠવાઈ ગયું છે. માધવીને તમારો પરિચય આપી દીધો છે. હવે તમે ક્યારે વડોદરા આવો છો ? હું પણ તે દિવસે વડોદરા આવી જઈશ. તમને લેવા માટે કાર મોકલીશ. ઑફિસમાં બધાં કર્મચારીઓને મારા અંગત માણસ તરીકે પરિચય કરાવી દઈશ. ઑફિસમાં વડા તરીકે કંપનીના ડિરેકટર મિ. સંજય ખન્ના છે.' નટુભાઈ અટકી ગયા.

જટાશંકર 'ક્યારે જવું ?' એ અંગે વિચારી રહ્યા.

'તમને ક્યારે અનુકૂળ પડશે ?'

'હું એ જ વિચારું છું. મારે ક્યારે આવવું જોઈએ ?'

'શક્ય એટલા જલદી.'

'કમૂરતાં બેસી જાય તે પહેલા આવવાનું વિચારું છું, પણ...'

'કેમ ખચકાયા ?'

'મને ઑફિસનું કામ કેટલું ફાવશે તેની ખબર નથી. ફરીથી આ વાતની સ્પષ્ટતા કરી લઉં.'

'જટાશંકરભાઈ, તમારા સંપર્કથી માધવીને એક બળ મળશે. મૌલિક પર સારા સંસ્કારો પડશે અને અંગત માણસની ઉપસ્થિતિથી ઑફિસમાં લાલિયાવાડી ચાલતી અટકશે. કર્મચારીઓની કાર્યદક્ષતા વધશે એનું મૂલ્ય મારે મન મોટું છે. કામની તમે ચિંતા ન કરશો. થોડા સમયમાં જ તમને સૂઝ પડશે.'

'ભલે. દિવસ નક્કી કરી તમને તાર કરીશ.'

ઠંડી તેજ બનતી હતી—

અંધકાર ઘટ્ટ બનતો હતો—

હવા સૂસવાતી હતી—

જટાશંકર અને નટુભાઈ ઊઠ્યા.

'ગેસ્ટ હાઉસ' પર આવ્યા ત્યારે પ્રણવ, માર્ગી અને મંજુલાબહેન વાતો કરી રહ્યાં હતાં. રીના, ગાર્ગી અને ગગન ઊંઘી ગયાં હતાં.

'રજા લઈએ. સવારે મળીશું.' કહી જટાશંકર અને પ્રણવ ઘેર આવ્યા.

ઘરમાં પ્રવેશતાં જ જટાશંકરને લાગ્યું કે, ઘર એનું એ જ છે, છતાં ઘર ખાલીખમ થઈ ગયું છે. તેમની દૃષ્ટિ સમક્ષ 'કાકાબાપુ !' 'કાકાબાપુ !'ના મધુર ટહુકા કરતી પ્રાર્થનાનાં વિવિધ સ્વરૂપો તરવરી ઊઠ્યાં. એક વ્યક્તિની અનુપસ્થિતિ કેટલી નિર્ણયાત્મક બની રહે છે ! જટાશંકરની આંખો ભીની બની. તેમને લાગ્યું કે, પ્રણવ ન હોત તો પોત પોક મૂકીને રડી પડત.

જટાશંકરે જોયું કે, પ્રણવ પણ ઉદાસ બની ગયો છે. તે શબ્દો દ્વારા બોલતો નથી, છતાં તેના ચહેરા પર અંતરની વેદના પથરાયેલી હતી.

જટાશંકરે આખી રાત તરફડીને અશ્રુઓ સારી વિતાવી.

સવારે નટુભાઈના પરિવારને હોડીમાં નર્મદાતટ પર સદીઓથી નિર્મમપણે ઊભેલાં તીર્થધામોની જટાશંકરે સફર કરાવી.

મંજુલાબહેનને સૌથી વધુ મઝા આવી. તેમણે કહ્યું, 'વર્ષમાં બે ચાર દિવસો આવાં ધાર્મિક સ્થળોએ ગાળવા જોઈએ. અમદાવાદના પ્રદૂષણથી મુક્તિ મળે. ચિત્તને શાંત મળે. આત્માને પ્રસન્નતા મળે.'

'તમારી ઇચ્છા થાય ત્યારે કહેજો. કરનાળીના 'ગેસ્ટ હાઉસ'-માં વ્યવસ્થા થઈ જશે. નર્મદા–સ્નાનનો લહાવો મળશે. આસપાસ ફરી શકાશે. દેવ–દર્શન કરી શકાશે. શ્રીમંત લોકો ખર્ચાળ હવા ખાવાના સ્થળે જાય છે, પણ ત્યાં પણ લોકોનાં ટોળાં ઊમટેલાં હોય છે. ખરેખર શાંતિથી રહેવું હોય તો આવાં સ્થળો પસંદ કરવાં જોઈએ પણ ખૂબ ઓછા લોકો પસંદ કરે છે.' જટાશંકરે

'મને પણ આવા પ્રદેશોમાં થોડા દિવસો પસાર કરવા ગમે. મમ્મી, આપણે વર્ષમાં એકાદ–બે વાર જરૂર આવીશું.' માર્ગીના ચહેરા પર આનંદ ઝળકતો હતો.

'મને તો એક દિવસ માંડ રહેવું ગમે. હા, પિકનિક માટે સવારે આવી સાંજે પાછાં ફરવાનું હોય તો ગમે.' ગાર્ગી બોલી

'મને પણ.' રીના ટૂંકું વાક્ય બોલી.

ગગન ચૂપ હતો.

પ્રણવ આ નદી, આ હોડી, આ પ્રદેશ સાથે વર્ષોથી તૂટી ગયેલું અનુસંધાન સાધવા મથતો હોય તેમ ચારેકોર નજર ફેરવતો હતો.

બપોરે જમી પરવારીને નટુભાઈના પરિવાર સાથે પ્રણવ પણ અમદાવાદ જવા રવાના થઈ ગયો.

જટાશંકરને લાગ્યું, ('એકલતાની વાત કરવી અને એકલતા પચાવવી એ પરિસ્થિતિમાં આભ–જમીનનું અંતર છે.')

જટાશંકરને ઘર ખાવા ધાતું હોય એવી અનુભૂતિ જન્મી. ડગલે ને પગલે પ્રાર્થનાની ગેરહાજરી ડંખવા લાગી. જટાશંકર ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને પ્રણામી રહ્યા, પ્રાર્થી રહ્યા, 'મારા પ્રભુ, મારા અજંપ, દિશાશૂન્ય ચિત્તને યોગ્ય પંથ ચીંધજે. મનની નિર્બળતા દૂર કરવા શક્તિ બક્ષજે.'

પ્રાર્થનાનાં લગ્ન પછી બધું સંકેલી લઈ, એકલતાને ભાંગવા, જલદીમાં જલદી વડોદરા જવા જટાશંકર તરફડી ઊઠ્યા.

પ્રાર્થના મુંબઈ પહોંચી ગયાનો તાર મળી ગયો—

જટાશંકરે બધું સમેટી લઈ, કોઈની કોઈ રકમ બાકી ન રહી જાય એની તકેદારી રાખી, ચુકવણું કરી. નટુભાઈને તાર રવા પોસ્ટ ઑફિસ પહોંચી ગયા—'આવતા ગુરુવારે વડોદરા વાની તૈયારી કરી લીધી છે.'

બીજે દિવસે નટુભાઈનો એક્સપ્રેસ તાર મળ્યો—'ગુરુવારે

સવારે મારો ડ્રાઇવર કાર લઈને આવી પહોંચશે. હું પણ વડોદરા આવી રહીશ.'

જટાશંકર ચાંણોદ છોડે છે એ જાણી જટાશંકરના સ્નેહીઓ, સંબંધીઓ અને પરિચિતો મળવા આની પહોંચ્યા, 'ગામને ભૂલી ન જશો.'

'ગામ સાથે શરીર અને ત્વચા જેટલો અભિન્ન સંબંધ છે. ગામને અને તમને બધાને ભૂલી શકાય ? અઠવાડિયામાં બે-ત્રણ દિવસ આવી જવાનો છું.'

પેલા બે ખણખોદિયા યજમાનગીરીની આડેનો મોટો હરીફ દૂર થશે તેથી મનોમન આનંદ પામતા જટાશંકરને મળવા આવી પહોંચ્યા, 'ગામને તમારી ખોટ લાગશે.' એવી ઔપચારિક વાણી ઉચ્ચારી.

'દુનિયામાં કેટલાય સંતો, મહંતો, પયગંબરો આવ્યા ને ગયા. દુનિયાને કોઈની ખોટ નથી વરતાઈ. હું તો તદ્દન સામાન્ય માણસ છું. તમારો સદ્‌ભાવ આવા શબ્દો ઉચ્ચારવા પ્રેરે છે.'

જટાશંકરનું ખરાબ બોલવા છતાં, જટાશંકરની સજ્જનતાથી પેલા બે ખણખોદિયાઓએ ક્ષોભ અનુભવ્યો.

ગુરુવારે સવારે નટુભાઈની કાર લઈ ડ્રાઇવર આવી પહોંચ્યો—

ગામલોકોની શુભેચ્છાઓ સાથે જટાશંકરે ચાળીસ વર્ષ જે ધરતી પર ગાળ્યાં હતાં, તે ધરતી છોડી, પ્રયાણ આદર્યું.

[૧૬]

જટાશંકરને વડોદરા આવે બે મહિના વીતી ગયા.

બે માસમા જટાશંકર બે વાર ચાંણોદની મુલાકાત લઈ આવ્યા હતા, પણ વડોદરાના નવા વાતાવરણમાં ધીમે ધીમે ગોઠવાયે જતા જટાશંકરને ચાંણોદ પ્રત્યેનો, ક્રિયાકાંડો પ્રત્યેનો અનુરાગ ઓછો થતો જતો હતો. જટાશંકર પોતાના માનસમા થઈ રહેલા પરિવર્તનથી સભાન હતા. વતન પ્રત્યેનો પ્રેમ ઓછો થતો હતો એ વાતનું તેમને દુઃખ પણ હતું. છતાં 'જે જવાબદારી સ્વીકારી છે તેને વફાદાર રહેવાનો મારો ધર્મ છે. પ્રણવ અને પ્રાર્થનાની જે નિષ્ઠાથી જવાબદારી ઉઠાવી છે એવી જ નિષ્ઠાથી બિઝનેસ પ્રત્યે, નટુભાઈ પ્રત્યે પણ ફરજ બજાવવી જોઈએ,' એવા વિચારોથી મનને સજજ કરવા મથામણ કરતા. એમા થોડીઘણી સફળતા પણ મળી હતી, પણ એકતાળીશ વર્ષનો ક્રમ, એકતાળીશ વર્ષથી રૂઢ થયેલુ માનસ નવા સંદર્ભમા, નવા વાતાવરણમાં ગોઠવવુ સહજ નહોતું.

જટાશંકર સંતોષ–અસંતોષની દ્વિવિધ લાગણીના ઝૂલે ઝૂલતા હતા. જૂના જટાશંકરને ભૂંસી નાખી, જટાશંકર પોતાનામાં નવા જટાશંકર ઉપસાવવા ભગીરથ પ્રયત્નો કરવા લાગ્યા, 'જૂના જટાશંકરને ભૂસી નહીં નાખું, તો હું નહીં જૂનો જટાશંકર રહી શકું, નહીં નવો જટાશંકર બની શકું. એકસાથે બે સ્વરૂપે જીવીશ તો મારું અસ્તિત્વ–ખંડ ખંડમાં વિભાજિત થઈ જશે. આઠં મત મારો અ [illegible] ંખ્યા કરશે — જટાશંકર તું

છે ! તારી પિછાણ શી છે ?'

જટાશંકરે નવા વાતાવરણમાં પોતાની જાતને ગોઠવવા પ્રચંડ મથામણ આદરી. વીતતો જતો એક દિવસ જૂના જટાશંકરને ભૂંસતો ચાલ્યો. નવા જટાશંકર જન્મતા ચાલ્યા. જટાશંકર સંસ્કારથી બ્રાહ્મણ હોવાથી દ્વિજ તો હતા જ, પણ હવે ભૌતિક અર્થમાં દ્વિજ બનવા મથી રહ્યા.

આ બે મહિનામાં ઘણુંબધું બની ગયું હતું.

ચાંણોદ છોડી વડોદરાના સયાજીગંજ વિસ્તારની બહુમાળી ઇમારતમાં પાંચમે માળે આવેલા વૈભવશાળી ફ્લેટમાં જટાશંકર જાતને ગોઠવી રહ્યા હતા.

નટુભાઈ વડોદરા આવી, 'N. K. Industries Ltd.'ની બ્રાન્ચ ઑફિસે આવી મિ. ખન્ના અને ઑફિસના કર્મચારીઓને જટાશંકરનો પરિચય પોતાના અંગત માણસ તરીકે કરાવી કંપનીના એક ડાયરેક્ટર મિ. ખન્ના પછી જટાશંકરનું સ્થાન મુકરર કરી ગયા હતા.

માધવી અને મૌલિકનો પરિચય પણ કરાવ્યો હતો. 'જટાશંકરનું માન રાખવા' મૌલિકને અનુરોધ કર્યો હતો. જટાશંકરના ફ્લેટ પર માધવીને બોલાવી જટાશંકરનો વેવાઈ તરીકે, વિશેષ તો હવે મિત્ર તરીકે પરિચય કરાવ્યો હતો અને કોઈ પણ મૂંઝવણ હોય તો જટાશંકર સમક્ષ રજૂ કરી, માર્ગદર્શન મેળવવાની સલાહ આપી હતી.

પ્રાર્થના લગ્ન પછી સિમલા–મનાલી વગેરે સ્થળોએ ફરીને આવી ગયાનો અને પોતે નિસર્ગ સાથે ખૂબ સુખી હોવાની જાણ કરતો ફોન મળી ગયો હતો.

પ્રણવ અને રીના પણ જટાશંકરને મળી ગયા હતાં. નિસર્ગે આનંદ વ્યક્ત કરેલો, 'કાકાબાપુ, તમે અહીં આવી ગયા તે ગમ્યું.'

જટાશંકરને હવે 'કાકાબાપુ' શબ્દ જૂનો લાગ્યો. તેમણે કહેલું, 'પ્રણવ, તું પણ હવે રીનાની જેમ અંકલ કહીશ તો ચાલશે.'

'યસ, અન્કલની વાત ખરી છે. પ્રણવ, તારે હવે 'અન્કલ' કહેવું જોઈએ. ઑફિસના તું એમને 'કાકાબાપુ' કહે તો કેવું ઑકવર્ડ લાગે ?'

જટાશંકરને લાગ્યું, આધુનિકતાને વરેલી રીનાને જટાશંકરનું પરિવર્તન ગમ્યું છે.

પ્રણવ આશ્ચર્યથી જટાશંકરને જોઈ રહ્યો, 'તમને અન્કલ કહીશ તો ગમશે ?'

'સંબોધન બદલાતાં લાગણી ઓછી બદલાય છે ? નવા વાતાવરણમાં જૂનું સંબોધન, ડગલો પહેરેલા મેનેજર જેવું વરવું લાગે.'

'હીઅર...હીઅર...!' રીના તાળીઓ પાડી આનંદથી બોલી ઊઠેલી, 'અન્કલ, ત્યારે તો તમારે હવે પેન્ટ–બુશકોટ, સફારી, સૂટ જેવાં કપડાં પણ પહેરવાં પડશે. રાઇટ ?'

જટાશંકર હસેલા, 'When you are in ROME, be a Roman' અમારા શિક્ષકે સદૃષ્ટાંત શીખવેલી એ કહેવત યાદ છે.'

'કાકાબાપુ ! સોરી, અન્કલ, તમારું અંગ્રેજી આજના અમારા જેવા ગ્રેજ્યુએટ કરતાં ઘણું પાકું છે એ જાણું છું.'

'આજે એવા વિદ્યાર્થીઓ, એવા નિષ્ઠાવાન શિક્ષકો અને એવો અભ્યાસક્રમ ક્યાં રહ્યો છે ? વ્યાકરણ તો ભાષાનો પાયો છે. અમારા વખતમાં ટ્રેનમા બેસી ડભોઈ ભણવા જવું પડતું હતું. શિક્ષકે આપેલું હોમવર્ક સાંજે પાછા ફરી, આપણે ઘેર ત્યારે લાઇટ ન હોવાથી ફાનસને અજવાળે કરવું પડતું. હોમવર્ક ન થાય તો શિક્ષક એમની નેતરની સોટી ખુલ્લા પગ પર વીંઝી સોળ ઉપસાવતા. હજુ યાદ છે કે અમને ફટકાર્યા પછી શિક્ષકની આંખોમાં

આંસુઓ આવી જતાં. 'સોટી વાગે ચમચમ વિદ્યા આવે ધમધમ', એ દિવસો જતા રહ્યા છે. આજે તો શિક્ષક વિદ્યાર્થીને ટપલી મારે તો પણ વાલીઓ ફરિયાદ કરવા આવે છે. કાચાપોચા આચાર્યો શિક્ષક પાસે માફી મગાવે છે. શારીરિક શિક્ષા કરવી તે યોગ્ય છે કે નહીં તેના વિશે બે મતો છે પણ હું તો માનું છું કે, શારીરિક કષ્ટ વગર મનમાં વિદ્યા પ્રવેશતી નથી.' ઘણા સમયે જટાશંકર લાબું બોલી ગયા.

'અમેરિકન સંસ્કૃતિના આપણી સંસ્કૃતિ પરના આક્રમણના અનેક પરિણામોમાંનું આ એક પરિણામ છે. અમેરિકામા પોતાના છોકરાઓને 'ડેડ–મામ' મારી શકતા નથી. જો, મારે તો છોકરાઓ એમના 'ડેડ–મામ' સામે પોલીસમા ફરિયાદ નોધાવી શકે છે.' પ્રણવે દલીલ કરી.

'મારા શિક્ષિકાબહેને મને સ્કૂલમા એક વાર તમાચો મારેલો, પપ્પાએ શિક્ષિકાબહેનનો ઊધડો લઈ નાખેલો અને માફી મગાવેલી. આજના યુગમાં શારીરિક શિક્ષા ન થઈ શકે એમ હુ માનુ છુ.' રીના બોલેલી.

'એટલે જ આજે ગુરુ–શિષ્ય વચ્ચેનો સ્નેહ-સેતુ તૂટી ગયો છે. 'વિદ્યા', 'કેળવણી' જેવા જીવનને ઉચ્ચ ભૂમિકા તરફ દોરી જનાર શબ્દો 'અત્ર લુપ્તા સરસ્વતી'ની જેમ લુપ્ત થતા જાય છે અને એના બદલે આજે શિક્ષણ શબ્દ પ્રચલિત બન્યો છે, છતા સાર્થક નથી બન્યો.'

'અન્કલ, આજે ગુરુ-શિષ્યની ઉજ્જવળ પરંપરાનું ગૌરવ કરતી ગુરુકુળ સંસ્થાઓ પણ ભૂંસાતી જાય છે. પરિવર્તનની સાથે મૂલ્યો બદલાતાં જાય છે.' પ્રણવે કહેલુ.

'સનાતન મૂલ્યો કદી બદલાતાં નથી.' જટાશંકરે કહેલુ.

'અન્કલ, તમે પણ પરિવર્તનની દિશામા આગળ નથી ?' રીનાએ દલીલ કરેલી.

જટાશંકર હચમચી ઊઠેલા, છતા બોલેલા, 'છતાં હું મૂલ્યોથી દૂર નથી જવાનો. જૂની જીવનશૈલીમાંથી નવી હવાનો અનુભવ કરવા આવ્યો છુ છતાં મારાં કર્મોથી પતિત ન થાઉં એ અંગે સભાન રહીશ. મારા હાથે ત્યારે પણ કોઈનું અકલ્યાણ થયું નથી અને આજે પણ ન થાય એ અંગે સાવધ રહીશ. કોઈ પણ યુગના મનુષ્યનું મનુષ્ય પ્રત્યેનું આવુ ઉત્તરદાયિત્વ હોવુ જોઈએ એમ માનું છું.'

પ્રણવ અને રીના જટાશંકરના નિવાસસ્થાને એક રાત રોકાઈને ઑફિસની મુલાકાત લઈ, બીજે દિવસે સાંજે જતાં રહેલા.

રાતે જટાશંકરે મનોમંથન અનુભવેલુ, 'પ્રણવ અને રીનાની વાત ખોટી તો નથી. હુ એક છેડેથી બીજે છેડે આવી પહોચ્યો છુ ધર્મ, ક્રિયાકાંડ અને ગ્રામજીવનની સરળતા અને અર્થલક્ષી વ્યાપારી શહેરી જીવન એ બે વિરોધાભાસો વચ્ચે હું કેટલું સંતુલન સાધી શકું છું, મૂલ્યોનુ જતન કરી જીવવામા કેટલો સફળ બનુ છું એમાં મારા વિત્તની કસોટી છે. જે ક્ષણે મારો પરાજય થશે તે ક્ષણે હુ પાછો હટી જઈશ.'

શરૂઆતમા જટાશંકર ધોતિયું – કફની – ટોપી પહેરી ઑફિસમાં પ્રવેશ્યા હતા. નટુભાઈએ મિ. ખન્ના પછીના જવાબદાર માણસ તરીકે જટાશંકરનો પરિચય કરાવ્યો હોવાથી અને નટુભાઈ સાથેના સંબંધોની જાણ પછી ઑફિસના સ્ત્રી–પુરુષો જટાશંકરનુ માન રાખતા હતાં. જટાશંકર ઑફિસમાં પ્રવેશે ત્યારે બધા કર્મચારીઓ ઊભાં થઈ, ચહેરા મલકાવી, 'ગુડ મોર્નિંગ' કહેતાં.

જટાશંકર પણ 'ગુડ મોર્નિંગ' કહી, એમની અદ્યતન ઍરકન્ડિશન્ડ કેબિનમાં પ્રવેશતા, સ્વિૉલિવંગ ચેરમાં બેસતા અને વિચારતા, 'આ લોકો મારું માન રાખે છે, પણ મારા વસ્ત્રો તરફ આશ્ચર્યથી જુએ છે. મારે વસ્ત્રોમા પરિવર્તન કરવું જોઈએ. આ

ઑફિસ છે, મારું નિવાસસ્થાન નથી. મારા નિવાસસ્થાનમાં હું મારી મરજી મુજબ જીવી શકું. ઑફિસમાં ઑફિસને, હોદ્દાને અનુરૂપ વસ્ત્રો પહેરવાં જોઈએ.'

જટાશંકરે પેન્ટ – બુશ કોટ. સફારી સિવડાવ્યાં. શરૂ શરૂમાં વિચિત્ર લાગ્યું, પણ પછી અનુકૂળ આવતું ગયું. જટાશંકરને લાગ્યું. પોતે આધુનિક વસ્ત્રોમાં વધુ વ્યક્તિત્વશાળી લાગે છે. ઑફિસમાં પેન્ટ – બુશકોટ, સફારી, બૂટ – મોજાં પહેરીને આવતા, લલાટ પરથી ત્રિપુંડ ભૂંસી નાખતા અને સાંજે ઑફિસ છૂટયા પછી નિવાસસ્થાન પર જઈ, સ્નાન કરી, ધોતિયું – કફની પહેરી લેતા. લલાટ પર ત્રિપુંડ તાણી લેતા

રાતે જમવા માટે એક વિધવા બાઈને ત્યાંથી ટિફિન મંગાવી લેવાની વ્યવસ્થા કરી હતી.

બપોરે ચા–બિસ્કિટ ખાઈ લેતા. કયારેક મિ. ખન્નાના આગ્રહથી 'હોટલ એક્સપ્રેસ'ના ડાઇનિંગ હૉલમાં ગુજરાતી ભોજન જમી લેતા. જડ નિયમનો આગ્રહ પડતો મૂકી જટાશંકર વાતાવરણને અનુરૂપ થવા પ્રયત્નો કરતા.

એક વાર મિ. ખન્નાએ કહેલું, 'પંડયા સા'બ, યે ડ્રેસ પર યે ચોટી જમતી નહીં હૈ.'

મિ. ખન્નાની વાત જટાશંકરને યોગ્ય લાગી, પણ શિખાનું મૂંડન કરાવવા માટે મન ન માન્યું. આથી રુંછાવાળી કાશ્મીરી શૈલીની કેપ પાછળ શિખાને વાળી દેવાનો વિચાર યોગ્ય લાગ્યો.

જટાશંકર પ્રસંગોપાત્ત હોટલમાં જમવા લાગ્યા. નવા નવા ડ્રેસ કેપ પર ચડાવી, કારમાં ઑફિસમાં જવા લાગ્યા. રાતે ટી. વી. જોવા લાગ્યા. ગુજરાતી અંગ્રેજી ન્યૂઝપેપર વાચવા લાગ્યા. અંગ્રેજીમાં વાતો કરવા લાગ્યા. ઇન્ટરકોમ ફોન પર વાત કરતાં પણ આવડી ગયું

જટાશંકરને ઓળખનાર પહેલી નજરે ઓળખી

એટલાં આધુનિક જટાશંકર બની ગયા, પણ સવાર-સાંજ બાથ-રૂમમાં શાવરની સરવાણીઓમાં સ્નાન કરતા કરતાં સૂર્યવંદના કરતા, નર્મદા સ્તોત્ર લલકારતા, રાતે ગીતાપાઠ કરતા. શ્રીકૃષ્ણના નામસ્મરણ સાથે ઊંઘતા-જાગતા-એ પુરાણો ક્રમ જટાશંકરે જાળવી રાખ્યો હતો.

માર્ગી પણ નટુભાઈ સાથે વડોદરા ઑફિસની મુલાકાતે આવી ગઈ હતી.

જટાશંકરનું નવું સ્વરૂપ જોઈ આનંદથી બોલી ઊઠેલી, 'મિ. પંડ્યા, તમે આ ડ્રેસમાં હૅન્ડસમ લાગો છો.'

જટાશંકરને માર્ગીના શબ્દો ગમ્યા.

મુગલાઈ ડ્રેસમાં સજ્જ થયેલી માર્ગીને જોઈ તેમને લાગ્યું, આ બોલકી, મુક્ત અને પતિથી ડિવોર્સ લઈ છૂટી થઈ ગયેલી માર્ગીમાં જટાશંકરને શંકરને તપોભંગ કરવા આવેલી રતિ અને વિશ્વામિત્રની કઠોર તપસાધનાનો ભંગ કરવા આવેલી મેનકાનો આભાસ થયો. જટાશંકરે ધ્રુજારી અનુભવી, પણ ઉત્તર આપ્યા વગર એમની ટેવ મુજબ હસેલા.

'તમે ડ્રાઇવિંગ શીખી લો.' માર્ગીએ કહેલું, 'ડ્રાઇવર પર આધાર રાખ્યા વગર તમે ગમે ત્યારે, ગમે તે સ્થળે સ્વતંત્ર રીતે ફરી શકશો.'

જટાશંકરને માર્ગીની વાત યોગ્ય લાગેલી.

માર્ગીના ગયા પછી જટાશંકરને લાગેલું, 'માર્ગીની ઉપ-સ્થિતિ મને અસ્વસ્થ બનાવે છે એ નક્કી. માર્ગીમાં એવું ચુંબકીય આકર્ષણ છે એટલે કે માર્ગીના દેહનું બંધારણ રેવા સાથે સામ્ય ધરાવે છે એટલે કે પછી મારા મનમાં અજ્ઞાત રીતે પડેલી સ્ત્રીની ઝંખના મારા સંયમને ચલિત બનાવ્યા કરે છે?' પોતાનામાંથી ક્યારેક ક્યારેક ઊઠતા પ્રશ્નનો સંતોષકારક ઉત્તર ખુદ જટાશંકર પોતાની જાતને આપી શકતા નહોતા.

જટાશંકરે ડ્રાઇવિંગ સ્કૂલમાં જોડાઈ, ડ્રાઇવિંગ શીખી લઈ લાઇસન્સ પણ મેળવી લીધું. પોતાને કંપની તરફથી ફાળવેલી મારુતિ જાતે ડ્રાઇવ કરીને ઑફિસે જવા–આવવા લાગ્યા.

એક દિવસ પ્રભાતે જટાશંકર રોજના ક્રમ મુજબ જાગી ગયા. સ્નાન, સ્તોત્ર, સૂર્યવંદન અને શ્રીકૃષ્ણના નામસ્મરણ સાથે ધોતિયું – કફની પહેરી તૈયાર થઈ ગયા. રાતના દૂધની ચા બનાવી, પી લઈ, બાલ્કનીમા આવીને ઊભા.

રાતના અંધકારમાં ધૂંધળા બનેલાં દશ્યો પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરી રહ્યાં હતાં.

બપોરે તપતો વાસંતી વાયરો શીતળતા વેરતો હતો.

મહારાજા સયાજીરાવ ગાયકવાડના નામ સાથે સંલગ્ન થયેલી, એમ. એસ. યુનિવર્સિટીના ગેમન અને મુગલાઈ સ્થાપત્યનું સંમિશ્રિત સ્વરૂપ પ્રગટાવતા ગોળાકાર ગુંમજો દેખાતા હતા.

સયાજીગંજનું ટાવર છના ટકોરા રણકાવતું હતું.

રીફાઇનરીના તોતિંગ ભૂંગળાંઓમાંથી વર્ષોથી ભભૂકી ઊઠી હવામાં ભળી જવા ટેવાયેલા ભડકા અજંપપણે ભભૂકી રહ્યા હતા.

રાહદારીઓ અને વાહનોની ચહલપહલ શરૂ થઈ ગઈ હતી.

સ્ત્રીઓ સામેની કેબિન પર ડેરીના દૂધની થેલીઓ લેવા ટોળે વળી હતી.

શ્રમજીવીઓ સાઇકલની ઘંટડી રણકાવતા પૂરપાટ દોડી રહ્યા હતા.

'ગાયકવાડના સમયમા નિવૃત્તોનું નગર ગણાતું શાંત, રમ્ય અને ઘરાળુ વડોદરા ઔદ્યોગિક વિકાસની સાથે ચતુષ્કોણ આકારમાં પ્રસરી કેવું ધમાલિયું, ઘોંઘાટિયું અને વરવું બની ગયું છે! પરિવર્તનના પાયા પર જ વિકાસની ઇમારત ચણાય છે...સ વડોદરા જ શા માટે હું પણ પરિવર્તનના પ્રવાહમાં તણાઈ

નથી?' જટાશંકર વિચારી રહ્યા અને પોતાની જાતનું વિશ્લેષણ થઈ જતાં, એકલા એકલા હસી પડચા.

બેલ બજી ઊઠતા જટાશંકરે બારણું ખોલ્યું.

પંદરેક વરસનો એક છોકરો બે થેલી દૂધ આપી ગયો. જટાશંકરને ખબર હતી કે આ છોકરો સ્કૂલમાં નવમા ધોરણમા ભણે છે. એક થેલી પર દસ પૈસા લઈ, ઘેર ઘેર દૂધ પહોંચાડી, પોતાનો ખર્ચ કાઢવા મથી રહ્યો છે.

છાપાવાળો છાપું નાખી ગયો—

જટાશંકર બાલ્કનીમાં ઢાળેલી આરામખુરશી પર બેસી છાપા પર નજર ફેરવવા માંડચા.

'આતંકવાદીઓની ગોળીઓથી ઠાર થયેલા દસ માણસો...બે છોકરાંની મા પ્રેમી સાથે પલાયન ..પરણેતરને જલાવી દેતો દહેજ-પ્રેમી પતિ...ત્રાટકેલી બુકાનીધારીઓની ટોળકી...ગમખ્વાર રેલ અકસ્માત...બે વર્ષની માસૂમ બાળકી પર અત્યાચાર...પ્લેન અક-સ્માતમા પાયલોટ, એર હોસ્ટેસ સહિત માર્યા ગયેલા એકસો પાંત્રીસ મુસાફરો...પરીક્ષા પાછી ઠેલવા યુનિવર્સિટી પર પથ્થર-મારો...ઉપકુલપતિને ઘેરાવો...' મોઘવારીના પ્રશ્ને વિરોધ પક્ષ સરકારને ભીંસમાં મૂકશે? ઉત્તર ન આપી શકતા શિક્ષણમંત્રી કફોડી દશામાં...શેરબજારમા ફૂલગુલાબી તેજી...'

જટાશંકરના મનમા ગ્લાનિ જન્મી, 'આગ, ખૂન, બળાત્કાર, લાંચરુશવત, મોઘવારી, ન નાથી શકાતો આતંકવાદ, કોમ કોમ વચ્ચે ઘર્ષણ, વિદ્યાર્થીઓના તોફાનો, અકસ્માતો...આ બધા જીવન અને મૃત્યુની જેમ સહજ બની ગયા છે. લોકો પણ રોજબરોજની આવી ઘટનાઓથી એવા ટેવાઈ ગયા છે કે, કોઈનું રુંવાડુંય ફરકતુ નથી. કયા જઈને અટકશે આ બધું? એનીય પરાકાષ્ઠા આવશે. પરાકાષ્ઠાની પરાકાષ્ઠા હોતી નથી.'

જટાશંકરની આંખો છાપા પર ફરતી હતી, પણ મન

બોલતું હતું.

અચાનક મોટા હેડિંગ પર નજર પડતાં ચમક્યા.

'અમદાવાદના જાણીતા ઉદ્યોગપતિના શાહીબાગના વૈભવશાળી બંગલા અને સી. જી. રોડ પરની ઑફિસ પર આવકવેરા અધિકારીઓએ પાડેલી રેડ...છુપાવેલી દસ લાખની બિનહિસાબી નોટો અને પંદરેક લાખનું ઝવેરાત જપ્ત... હજુ તપાસ ચાલુ છે...'

'સમાચારમાં નામ નથી, પણ નટુભાઈનો બંગલો શાહીબાગમાં છે, ઑફિસ સી. જી. રોડ પર છે. નટુભાઈ હોઈ શકે? ફોન કરવો જોઈએ? નટુભાઈની જગ્યાએ બીજો કોઈ હોય તો? શાહીબાગમાં બંગલો અને સી. જી. રોડ પર ઑફિસ ધરાવનાર બીજા ઉદ્યોગપતિ ન હોઈ શકે? આવા સમાચારો પ્રગટ કરે છે તો પછી નામ પ્રગટ કરવાની આચાર–સંહિતાનું પાલન છાપાંઓ કેમ કરતાં નહીં હોય? શ્રીમંતોને શ્રીમંતોની શેહશરમ નડતી હશે?'

જટાશંકરે વિચાર્યું, 'ફોન કરવો જોઈએ. આ બહાને ખબરઅંતર પુછાશે. માધવીનો સંદેશો પણ પહોંચાડાશે.'

જટાશંકરે અમદાવાદ ફોન જોડ્યો.

'હલ્લો! નટુભાઈ સ્પીકિંગ...'

'જટાશંકર બોલું છું.'

'સુપ્રભાતમ્...તમને સુપ્રભાતમ્ કહેવું જોઈએ ને?'

નટુભાઈના અવાજની હળવાશનો અનુભવ થતા જટાશંકરને લાગ્યું, 'રેડ પડી હોય તો નટુભાઈના અવાજમાં આટલી સ્વસ્થતા ન હોય...' જટાશંકરે કહ્યું, 'ગુડ મોર્નિંગ કહેશો તો પણ ગમશે.'

'છાપાના સમાચાર વાંચી ફોન કર્યો?'

જટાશંકર ચમક્યા. જૂઠું ન બોલી શક્યા, 'એક કારણ એ પણ ખરું.'

'તમારી કલ્પના સાચી છે. ગઈ કાલે સવારથી સાંજ સુધી

આપણા બંગલે અને ઑફિસે રેડનું કામ ચાલુ હતું.'

'શું !' જટાશંકરે કંપારી અનુભવી, 'છતાં તમે આટલા સ્વસ્થ રહી શકો છો ?'

'જુઓ, જટાશંકરભાઈ, તમે તો કર્મફળમાં માનો છો. જૂઠું મોડું વહેલુ બહાર આવે છે જ. મેં આવક છુપાવેલી એ હકીકત છે. એક દિવસ પકડાઈ જવાશે એમ માનતો હતો. એ અંગની માનસિક તૈયારી હતી. એ દિવસ આવી પહોંચ્યો. મને કોઈ આઘાત નથી લાગ્યો. હા, મંજુલા અસ્વસ્થ બની ગઈ હતી. એ તમારા જેવી પાપભીરુ છે. ગાર્ગી અને ગગનના ચહેરા પર મિલકત ઓછી થયાનો અફસોસ હતો. માર્ગીમાં મારી પ્રકૃતિ ઊતરી છે. એ કોઈ પણ અસરથી મુક્ત હતી. રીના–પ્રણવ આપણી કંપનીના સહયોગથી સ્થપાનાર નવી કંપનીની અરજી 'સેબી'માં ફાઈલ કરવા કંપની સેક્રેટરી સાથે બે દિવસથી મુંબઈ ગયાં છે'

'પણ બીજી કોઈ મુશ્કેલી તો નથી થઈને ? દંડ, સજા ?' જટાશંકરના ચહેરા પર ચિંતાની કરચલીઓ વળી.

નટુભાઈનું હાસ્ય સંભળાયું, 'છુપાવેલી આવક જાહેર કરી દીધી. ટેક્સ ભરાવી દઈશું. એમ સમજો ને, બધું પતી ગયું છે.'

'બધાં મઝામાં ને ?'

'હા.'

'માધવી યાદ કરતી હતી.' જટાશંકર બબડતા હોય એમ બોલ્યા...'

'હમણાં નીકળાય એમ નથી. કચડાયેલો હાથ સિફતથી બહાર કાઢવાનો છે, નવી કંપની ઊભી કરવાનું અન્ડર રાઇટર્સ અને લીડ મેનેજર ટુ ઈસ્યૂ નક્કી કરવાનું કામ ધમધોકાર ચાલી રહ્યુ છે. થોડા દિવસ પછી આવી શકીશ. ગુમાવેલી રકમ પાછી પેદા કરવી પડશે ને ? તમો ચિંતા ન કરશો. માધવીને કોઈ મુશ્કેલી હોય તો મદદ

'માધવીએ માત્ર એટલું જ કહ્યું હતું કે સર આવે તો મને મળે. ઑફિસમાંથી સીધા જતા ન રહે, મારે કામ છે. શું કામ છે એ પૂછવું ઠીક ન લાગ્યું. કોઈ મૂંઝવણ, કોઈ મુશ્કેલીની મને વાત કરશે તો જરૂર સહાયભૂત થઈશ. મંજુલાબહેનની સંભાળ રાખશો.

સામે સોફામાં મંજુલાબહેનને બેઠેલાં જોઈ નટુભાઈએ કહ્યું, 'લ્યો, મંજુ સાથે વાત કરો.'

'કેમ છો જટાશંકરભાઈ?' મંજુલાબહેનના સ્વરમાં જટાશંકરને ઢીલાશ વરતાઈ.

'મઝામાં. તમે કેમ છો?'

'ઇન્કમટેક્સના ફંદામાંથી માંડ છૂટયાં છીએ. એમને ઘણીવાર કહું છું કે ઈશ્વરે ઘણું આપ્યું છે. એ ટકી રહે તો પણ બસ છે. વધુ કમાવા માટે ખોટું કરવું રહેવા દો, પણ એ કહે છે, ખૂબ કમાઈને ખૂબ વાપરવામાં જીવનની મઝા છે. હવે તો એ વડોદરા કંપનીના કામે વારંવાર આવે છે. તમને મળે છે. તમે એમને સંતોષનો મંત્ર શીખવો. ભૈસા'બ, મને તો આ બધું ગમતું નથી.'

'મંજુલાબહેન, (માણસજાત પર કોઈના બોધની અસર થતી નથી. એને અનુકૂળ આવે એ વાત જ સ્વીકારે છે. સંજોગો મોટો શિક્ષક બની રહે છે.)

ફોન મુકાઈ ગયો—

જટાશંકરના ચિત્તનો ચરખો ચાલવા લાગ્યો, 'મંજુલાબહેન જેવી ધર્મભીરુ સ્ત્રીને, નટુભાઈ માધવી પ્રત્યે પણ વફાદારી રાખવા છતાં નૈતિક દૃષ્ટિએ અન્યાય નથી કરતા? કૃતકર્મ બજાવી હું પણ એ અન્યાયનો ભાગીદાર નથી બનતો?'

જટાશંકરે વિચારનું સુકાન ફેરવ્યું, 'નટુભાઈને કાનૂનનો દ્રોહ કરવાનું ફળ મળી ગયું, પણ નટુભાઈ આ બનાવ પરથી [illegible] લઈ આટલેથી જ અટકશે કે પછી ગુમાવેલી રકમ પા[illegible]

'હલ્લો !' જટાશંકર સામેનો અવાજ સાંભળવા અધીર બન્યા.

'કાકાબાપુ, હું પ્રાર્થના બોલુ છુ.'

પ્રાર્થનાનો સ્વર સાંભળી જટાશંકરને આનંદ થયો. 'પ્રણવ અને રીનાની જેમ તું પણ અન્કલ કહીશ તો ચાલશે.' કહેવાનું મન થઈ આવ્યું, પણ પ્રાર્થના જેવી સરળ અને સંસ્કારી છોકરીને એમ કહી ન શક્યા, 'બોલ, બેટી !'

'તમે મઝામાં ને ?'

'હા. તમે બન્ને મઝામાં છો ને ? મનોજકુમાર અને મલ્લિકા કેમ છે ? નવા ઘરમાં બરાબર ગોઠવાઈ ગઈ ને ?'

'કાકાબાપુ, બધા ખૂબ સારાં માણસો છે. તમારા સંસ્કારોથી ઘડાયેલી છું એટલે બધાં સાથે સાકર–પાણીના ન્યાયે ભળી ગઈ છું. ખૂબ સુખી છું. મારી ચિંતા ન કરશો. તમને નવુ વાતાવરણ માફક આવી ગયું ને ? કે પછી 'હોમ–સિકનેસ' અનુભવો છો ?'

'માફક આવતું જાય છે. હું એટલો મોડર્ન બની ગયો છું કે તું મને જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જઈશ. હું પેન્ટ–બુશકોટ સફારી–સૂટ–બૂટ–ટાઈ પહેરીને ઑફિસે જાઉં છું. મારુતિ ડ્રાઇવ કરું છું. તને કાકાબાપુને બદલે 'અન્કલ' કહેવાનુ મન થાય એટલો મોડર્ન બની ગયો છું.' જટાશંકર ધીમુ ધીમુ હસ્યા.

પ્રાર્થના ખડખડાટ હસી, 'તો પછી તમને જોવા ખાસ આવવું પડશે. જો કે, તમે ગમે તેટલા મોડર્ન બનો, ગમે તેટલા ઉચ્ચ હોદ્દા પર પહોંચો તો પણ મારી નજરમાં તો તમે 'કાકા રહ્યા છો અને રહેશો. મારી જીભ તમને 'અન્કલ' નહીં કા

'બેટી, તારા મુખેથી કોઈ પણ સંબોધન ગમશે. હવે તારો સુખી ચહેરો તારા કાકાબાપુને બતાવવા નિસર્ગ સાથે ક્યારે વડોદરા આવે છે ?'

'મને પણ કાકાબાપુને જોવાનુ મન થયું છે. નિસર્ગને બિઝ-નેસનું થોડું કામ છે એ નિમિત્તે અમે એકાદ અઠવાડિયામાં વડોદરા આવીશું. આવતાં પહેલાં ફોન કરીશ.'

'જરૂર આવજો. રાહ જોઈશ.'

'ફોન મૂકું છું,'

'ભલે.'

પ્રાર્થનાના સુખ–સમાચાર અને પ્રાર્થના–નિસર્ગ અઠવાડિયામાં આવશે એ જાણી જટાશંકરે ચાંણોદ છોડચા પછી પહેલી જ વાર આનંદ અને પરિતોષની લાગણી અનુભવી.

જટાશંકર મારુતિ ડ્રાઇવ કરી ઓફિસે આવ્યા.

'ગુડ મોર્નિંગ સર...!' બધાં કર્મચારીઓએ જટાશંકરને 'ગુડમોર્નિંગ' કર્યાં.

જટાશંકર પણ હસતા ચહેરે 'ગુડ મોર્નિંગ'નો પ્રતિભાવ પાઠી પોતાની ચેમ્બરમાં પ્રવેશ્યા.

ઓફિસના કર્મચારીઓમાં મિ. ખન્ના એમના તોછડા સ્વભાવ-ને કારણે અપ્રિય હતા. દિલ્હીની ગાદી પર બેસનાર કરતાંય એક નાનકડી સત્તાના તોરમાં કર્મચારીઓ સાથે તુમાખીથી વર્તતા. કેપિટલ I – હુંપદના વર્તુળમાં અટવાતા. બધા સાથે સત્તાવાહી સ્વરે વાત કરતા. માણસ અને માણસાઈની ભાષા ભૂલીને, 'મને આ પસંદ નથી. મને આ પસંદ છે. એક મિનિટમાં સર્વિસમાથી આઉટ થઈ જશો. જાણો છો હું કોણ છું ?' એવો તુમાખીભર્યો વ્યવહાર, નોકરી કરવા આવેલા નવા અને જૂની નોકરી છોડી આ ઓફિસમાં નોકરી કરવા આવેલા કર્મચારીઓ મજબૂરીથી આવો વ્યવહાર સાંખી લેતા. પીઠ પાછળ ટીકા–નિંદા કરતા. સૌ કર્મ-

ચારીઓ તો મિ. ખન્નાની જાડા ગ્લાસના ચશ્માંમાંથી ચકળવકળ ફરતી આંખો જોઈ મનોમન ઘૃણા વરસાવતી.

જટાશંકરનો માનવતાભર્યો વ્યવહાર, આંખોમાં ચમકતી સફેદાઈ અને સંયમશીલ વર્તનથી બધાં કર્મચારીઓને જટાશંકર માટે માન હતું. જટાશંકરે ભાગ્યે જ કોઈ સ્ત્રી કર્મચારીને કેબિનમાં બોલાવી હતી. આડીઅવળી વાતો કરી હતી. કામ પૂરતી વાત કરી હતી તે પણ નીચી નજરે અને ટૂંકીટચ. બધાં જટાશંકરને આદરની નજરે જોતાં છતાં બધાંને એમના જીવન વિશે ઉત્સુકતા હતી, 'આવો સરળ માણસ દાવપેચથી ખદબદતા વ્યાપારના વાતાવરણમાં ચાલી શકશે?' એવો પ્રશ્ન બધાંના મનમાં ઊઠતો, છતાં જટાશંકર જેવો માણસ ઑફિસમાં હોવો જોઈએ એવું બધાં મનોમન ઇચ્છતાં હતાં.

મિ. ખન્નાને જટાશંકરના આગમન પછી એમના સામ્રાજ્યના ટુકડા થતા જાય છે એની પ્રતીતિ થતાં જટાશંકરનું અસ્તિત્વ ખૂંચતું હતું, પણ નટુભાઈના અંગત માણસ અને તેમાંય વેવાઈ એટલે કશું બોલી ન શકવા છતાં મનોમન પીડાતા હતા. મનમાં સળવળતી ઈર્ષ્યા નટુભાઈ ઑફિસની મુલાકાતે આવ્યા ત્યારે પ્રગટ કરેલી, 'મિ. પંડ્યા આમ તો સારા માણસ છે, પણ આપણા ધંધા માટે 'અન ઇફેક્ટિવ' અને 'અન પ્રોડક્ટિવ' કહેવાય, એવી મારી ફીલિંગ્સ છે. બાકી, તમે બૉસ છો. ડીસાઇડિંગ ઑથોરિટી છો.'

નટુભાઈ સમજી શકતા હતા કે જટાશંકરનો ઑફિસપ્રવેશ મિ. ખન્ના માટે 'ચેકપોસ્ટ' સમાન છે. ઑફિસમાં નટુભાઈને ઑફિસના અંગત માણસો દ્વારા અગાઉ અને છેલ્લે છેલ્લે સાધવી દ્વારા મિ. ખન્નાની ઉદ્ધત વર્તણૂક, ખરીદીમાં ખાઈકી અને સ્ત્રી-કર્મચારીઓમાં પ્રવર્તતા કચવાટ વિશે અભિપ્રાય મળી ચૂક્યા હતા. દરેક ઔદ્યોગિક ગૃહોમાં મૅનેજિંગ ડિરેક્ટર અને ચૅરમૅન પોતાના અંગત માણસો રાખતા હોય છે. નટુભાઈએ પણ એમ કર્યું હતું.

જટાશંકરને રાખી બે ઉદ્દેશો સર કર્યા હતા.

મિ. ખન્નાની શબ્દો દ્વારા ઈર્ષ્યાનો પડઘો સાભળી નટુભાઈ સ્વસ્થતાથી હસેલા, 'મિ. ખન્ના, તમે એમ ઇચ્છો છો કે જટાશંકરભાઈને ઓફિસમાંથી દૂર કરવા ? એક ડિરેકટર તરીકે તમે અભિપ્રાય આપી શકો છો.'

'સર, નિર્ણય તમે લઈ શકો છો. હુ તો બિઝનેસમા 'Pay For Productivity'ની ફોર્મ્યુલામાં માનુ છું.'

'મિ. ખન્ના, દરેક (વ્યક્તિને કેવળ જરૂરિયાતના ધોરણે ન માપી શકાય. વ્યક્તિ એ Product નથી. કેટલીક વ્યક્તિની હાજરી પણ ઉપયોગી બને છે એમ હું દઢતાથી માનું છું. બીજું, જટાશંકરભાઈને એમના વ્યવસાયમાંથી હુ પરાણે લઈ આવ્યો છું. જટાશંકરભાઈએ જાતે અહીં આવવાનું પ્રલોભન દર્શાવ્યું નથી. મિ. ખન્ના, તમે જાણો છો ને કે આપણે વાતાવરણને પ્રફુલ્લિત બનાવવા અગરબત્તીનો ઉપયોગ કરીએ છીએ તેમ ઈર્ષ્યા, ખટપટ અને ખાઈકીથી ખદબદતા ઔદ્યોગિક વાતાવરણમાં શુદ્ધ વ્યક્તિઓની ઉપસ્થિતિને પણ એટલી જ જરૂરી માનુ છું. અનુભવ કાર્યદક્ષતા આપી શકે છે, સંસ્કાર જન્માવી શકતા નથી.) એ પણ જાણી લો કે મારી સમક્ષ એમણે કદી તમારી વિરુદ્ધ એક શબ્દ પણ ફરિયાદ રૂપે ઉચ્ચાર્યો નથી, ભલે બીજા કર્મચારીઓ દ્વારા તમારા વિશે ઘણી ફરિયાદો મળી હોય. મેં તમારું આ અંગે કદી ધ્યાન દોર્યું છે ? મારે મન તમારી 'Productive value' છે. જટાશંકરભાઈની Human value' છે, છતાં તમને એમની સામે બીજો કોઈ વાંધો હોય તો બોલો.'

'નો, નો, મેં તો મારો ઓપિનિયન આપ્યો. બાકી બેઝિકલી હી ઈઝ એ ગુડ મેન.' મિ. ખન્ના નટુભાઈના શબ્દોમાં એમના પ્રત્યેની ફરિયાદનો અને જટાશંકરના પરોક્ષ બચાવનો સૂર સાભળી, સાવધાન બની ગયેલા, 'યુ આર રાઇટ.'

મિ. ખન્ના વરસોથી ગુજરાતમાં રહીને ગુજરાતી બોલતાં, સમજતાં શીખી ગયેલા, છતા એમની ભાષામાં હિન્દી, ઉર્દૂ, અંગ્રેજી શબ્દો અનાયાસે આવી જતા. જન્મભૂમિ ગુજરાતના આજન્મ વતની અને રહેવાસી ગુજરાતીઓ તો ઠીક પણ ભાષાના વિદ્વાનો પણ સંમિશ્રિત ભાષા બોલતા હોય તો મિ. ખન્નાના પક્ષે તો એ અત્યંત સ્વાભાવિક લેખાય.

ત્યાર બાદ મિ. ખન્નાએ જટાશંકર માટે શબ્દો દ્વારા ફરિયાદ પ્રગટ કરી નહોતી, છતાં જટાશંકરની ગિલ્લી કેમ ઉડાડવી એની સતત પેરવીમા રહેતા.

જટાશંકર એમની કેબિનમાં બેઠા હતા.

મિ. ખન્ના કંપનીના કામે સવારના પ્લેનમાં મુંબઈ ગયા હતા.

ઇન્ટરકોમ ટ્રૈં ટ્રૈં ટ્રૈં કરી ઊઠ્યું.

'હલ્લો !'

'હલ્લો ! પંડ્યા સાહેબ, હું માધવી બોલુ છું. તમે ફ્રી છો?'

'હા.'

'હું તમારો થોડો સમય લઈ શકું છું ?'

'જરૂર આવો.'

'આવુ છું.'

જટાશંકરને શરૂશરૂમા 'પંડ્યા સાહેબ'નુ સંબોધન વિચિત્ર લાગતું. જટાશંકરના કાન રેવતીના 'પંડ્યા !' સંબોધનથી ટેવાઈ ગયા હતા. પ્રણવની છૂટાછેડા લીધેલી, ખૂબ મુક્ત અને મિલનસાર સ્વભાવની સાળી માર્ગી 'મિ. પંડ્યા !' કહી સંબોધતી ત્યારે પણ કોઈ પોતાને નહીં, અન્યને સંબોધી રહ્યાની, અપરિચિતતાની ભ્રાંતિ જન્મતી, પછી એ સંબોધન પણ સ્વાભાવિક બની ગયું.

જીવનક્રમના પરિવર્તન સાથે જટાશંકર 'પંડ્યા'માંથી મિ. પંડ્યા' અને ઓફિસના 'પંડ્યા સાહેબ' બની ગયા. આમ છતા, આધુનિક પરિવેશમા સહજ થયેલા, ભૌતિક વૈભવથી ઘેરાયેલા

જટાશંકરના દેહમાં વસતો મૂલ્યનો ઉપાસક આત્મા કોણ જાણે કેમ પણ નવી પરિસ્થિતિ સાથે સમાધાન સાધી શકતો નહોતો. આત્માની અતૃપ્તિ જટાશંકરમાં અકળ બેચેની જન્માવતી હતી.

કેબિનનું બારણું ખૂલ્યું.

જટાશંકરે જોયું તો આછા ગુલાબી રંગની સાડીમાં સજ્જ માધવી દરવાજે ઊભી રહી પૂછતી હતી, 'મે આઇ કમ ઇન સર!'

'આવો આવો.'

જટાશંકરને નટુભાઈના મુખેથી માધવી સાથેના સંબંધની વાત સાંભળી, પ્રેમ ખાતર જીવનને હોડમાં મૂકનાર માધવી માટે અનુકંપા જન્મી હતી. ઑફિસમાં જોડાયા પછી માધવીનો પ્રત્યક્ષ પરિચય થતાં, માધવીનાં મર્યાદાશીલ વસ્ત્રો અને વર્તનને લીધે માધવી માટે માન જન્મ્યું હતું, 'માધવીને નટુભાઈની સામાજિક પત્નીની પિછાણ ન મળવા છતાં માધવી નટુભાઈને નિષ્ઠાથી કેવી વળગી રહી છે! કાનૂનના રક્ષણ સિવાયના સંબંધોની ઉષ્માને અજવાળે કેવી અડોલ શ્રદ્ધાથી જીવી રહી છે! તો બીજી બાજુ વિપથગામી બનેલ પુત્રના જીવનને થાળે પાડવા એક માતા તરીકે કેવી મથામણ આદરી રહી છે!'

પત્નીત્વ અને માતૃત્વ ઉભયની સમતુલા જાળવવા એક સ્ત્રી તરીકે એકલા હાથે જીવનની વિષમતા સામે ઝઝૂમી રહેલી માધવી માટે જટાશંકરને માન હતું.

માધવી જટાશંકરના ટેબલ આગળ આવીને ઊભી રહી.

'બેસો.'

માધવી બેઠી.

'બોલો.'

'પછી એમનો સંપર્ક થયો હતો ?'

'હા. હમણાં નવી કંપની ઊભી કરવાના કામમાં પડ્યા છે. તમારો સંદેશો કહ્યો હતો. થોડા દિવસ પછી આવશે એમ

કહ્યું હતું.'

માધવીના ચહેરા પર અંકાયેલી ચિંતાની લિપિ જટાશંકર ઉકેલી શકયા.

'કોઈ મૂંઝવણ છે?'

'હા'

'વાંધો ન હોય તો કહો. કોઈ મુશ્કેલી હોય તો હલ કરવાનું નટુભાઈએ મને કહ્યું છે. થોડા દિવસથી તમારી અસ્વસ્થતા જોઈ શકું છું.'

'આપને કહેવામાં વાંધો નથી. હું જાણું છું કે સરે અમારી સંભાળનું કામ તમને સોંપ્યું છે. અમારા સંબંધો વચ્ચે તમે તો કડીરૂપ છો. તમારું નિવાસસ્થાન તો અમારું મિલનસ્થાન છે. તમને કહેવામા શો વાંધો હોય?'

'શી ચિંતા તમારા કાળજાને કોર્યા કરે છે?'

'મૌલિકની...'

'હમણાં હમણાં એનું વર્તન વિચિત્ર બનતુ જાય છે. ઑફિસમાંથી પણ ગમે ત્યારે જતો રહે છે.'

'મૌલિક લાઇન પર આવે એટલા માટે તો મેં લખનૌ છોડયું હતું, પણ પરિણામ એનું એ જ છે.'

'એટલે?'

'વડોદરાના નવા વાતાવરણમા થોડો સમય સીધો રહ્યો, પણ એની જૂની આદતો છૂટી નથી. પાકો શરાબના રવાડે ચડી ગયો છે. આકડા રમે છે. મોડી રાતે ઘેર પાછો ફરે છે. પૈસા ખૂટી જાય છે ત્યારે અડધી રાતે તોફાન મચાવી મૂકે છે અને...' માધવીનો કંઠ ભીનો બન્યો, 'બે દિવસ પહેલાં, મને કહેતાં શરમ આવે છે, મારું મંગલસૂત્ર ચોરી ગયો, વેચી દીધું અને પૈસા જુગાર-શરાબમાં ઉડાડી દીધા. ગઈ રાતે પૈસા માટે ખૂબ ધાંધલ કર્યું. હું કેટલા પૈસા આપું? પૈસાથી તો એ સુધરવાને બદલે બગડતો જાય છે.

હું શું કરું ?' માધવીએ આંખો ઝુકાવી દીધી.

માધવીની ઝૂકેલી પાંપણો પર ભીનાશ જોઈ જટાશંકરનું અંતર દ્રવી ઊઠ્યું, 'માધવીબહેન, એક માતા તરીકે તમારા દુઃખની કલ્પના કરી શકું છું. જૂની આદતો સુધરવી સહેજ નથી. બોધ-ઉપદેશ-ઉપાલંભ કરતાય વ્યક્તિ પોતાને કોઈ આઘાત લાગે કે એના જીવનમા કોઈ આકસ્મિક ઘટના બને જે એના અંતર પર કોઈ સજ્જડ અસર મૂકી જાય ત્યારે વ્યક્તિને સ્વયં વ્યસનોથી મુક્ત બની જાય છે. સત્સંગ, સંત-સમાગમ અને ધર્મોપદેશથી પણ વ્યક્તિના જીવનની દિશા બદલાયાનાં અનેક દૃષ્ટાંતો નોંધાયાં છે.'

'મારે શું કરવું ?' માધવીએ પાંપણો પર રૂમાલ ફેરવી જટાશંકર સામે જોયું.

જટાશંકરને માધવી પ્રત્યે અનુકંપા જન્મી, 'આંતર-પરિવર્તનનો કોઈ ઇલમ મારી પાસે નથી, છતાં તમે મૌલિકને મારી પાસે મોકલી આપો. હું એની સાથે વાત કરી જોઈશ.'

'ક્યારે મોકલુ ?' માધવીએ ઊભા થતા પૂછ્યું.

'લંચ અવરમાં.'

માધવીએ મંથર પગલે કેબિન છોડી.

જટાશંકર મૌલિકના વિચારે ચડી ગયા, 'માત્ર મૌલિક જ નહીં, આજનાં કેટલાય યુવક-યુવતીઓ વ્યસનના રવાડે ચડી ગયાં છે. વ્યસન ફેશન બની ગઈ છે. અમદાવાદ, વડોદરા અને ભારતનાં અનેક શહેરોમાં લટ્ટાકાડ સર્જાય છે. કેટલીય વ્યક્તિઓ જીવનથી હાથ ધોઈ નાખે છે. જીવલેણ ડ્રગ્સનો શિકાર યુવાનો તો ઠીક, યુવતીઓ પણ બનતી જાય છે. પંજાબ, કાશ્મીર અને આસામના વણઉકલ્યા પ્રશ્નની જેમ ડ્રગ્સની બદી પણ ભારત માટે જટિલ સમસ્યા બનતી જાય છે.'

ફોનની ઘંટડી બજી ઊઠી.

જટાશંકરની વિચારધારા તૂટી.

'પણ ?'

'ઑફિસમાં સર્વિસ કરતી હોત તો કદાચ બોલી ન શકત, પણ હવે સર્વિસ છોડવી જ છે તો પછી શરમ નહીં નડે. હું મિ. ખન્નાને લીધે ઑફિસ છોડું છું.'

'એટલે ?'

'મિ. ખન્નાની દાનત સારી નહોતી. મને વારંવાર બંગલે આવવાની અને લિફ્ટ પ્રોમોશન આપવાની વાત કરતા હતા. મને એમની દાનતનો ખ્યાલ આવી ગયો હતો. સર્વિસ કરનાર બધી જ છોકરીઓ ખરાબ હોતી નથી. મને મારી સર્વિસ જોખમમા લાગી. મેં બીજા પ્રયત્નો કરવા માંડયા. મિ. ખન્નાની સતામણી વધતી ચાલી. સર્વિસ ન મળી હોત તો પણ હું સર્વિસ છોડવાની હતી. આપ તો ખૂબ સરળ માણસ છો કોઈને તમારી કેબિનમાં કદી બોલાવતા નથી. હમેશાં નીચી નજરે વાત કરો છો એટલે ઑફિસ-ની ઘણી છોકરીઓને મિ. ખન્ના માટે માન નથી એ આપ જાણતા નહીં હોય. સર, ઑફિસની એક વર્ષની સર્વિસ છોડતાં મને દુ:ખ થાય છે, પણ મારી ઇજ્જતને સર્વિસ કરતા હુ વધુ મૂલ્યવાન ગણું છું.'

'તમારા આત્મગૌરવ માટે મને માન છે. તમારી વાત સાભળી આગ્રહ નહીં કરું. વિશ યુ બેસ્ટ ઑફ લક.'

'થેન્ક યુ સર.'

'નીતિ, અમદાવાદ ઑફિસે તરત ફોન જોડી આપશો ?'

'ઓ.કે. સર.'

નીતિ ચાલી ગઈ–

જટાશંકરે અમદાવાદ ઑફિસે નકુભાઈ સાથે નીતિ અંગે વાત કરી, સલાહ પૂછી.

'ખન્નાની ઘણી ફરિયાદો મળી છે. એ અંગે પછી વિચારી . નીતિ સ્માર્ટ અને ઇન્ટેલિજન્ટ છોકરી છે. એનુ રાજીનામુ

મંજૂર કરી દઈ, આપણી એડવર્ટાઇઝિંગ એજન્સીને રીસેપ્સનિસ્ટ તરીકેની જાહેરખબર તરત આપી દેવા સૂચના આપી દેશો. પર્સનલ ઇન્ટરવ્યૂ માટે આવેલી છોકરીઓમાંથી તમે કોઈને પસંદ કરી ઓર્ડર આપી દેશો.'

નીતિ જેવી સારી છોકરી, મિ. ખન્નાની સતામણીથી ઓફિસ છોડતી હતી એનું જટાશંકરને દુઃખ હતું.

લંચ અવરમાં મૌલિક કેબિનમાં પ્રવેશ્યો.

મૌલિકે એશ કલરનું જીન્સનુ પેન્ટ, લાલ શર્ટ, સ્પાર્ટ્સ શુઝ, હાથમાં કડું પહેર્યાં હતાં. શર્ટના ખુલ્લાં બટનમાંથી તેની ભરાવદાર છાતી દેખાતી હતી. વાળ વિખરાયેલા હતા.

'સર, તમે મને બોલાવ્યો ?' મૌલિકે લુખ્ખા અવાજે પૂછ્યું.

'હા. મારે તારું અંગત કામ છે.'

'બોલો.'

'નિરાંતે વાત કરવાની છે. સાંજે ઓફિસ છૂટયા પછી મારી સાથે, મારી કારમાં, મારા ફ્લેટ પર આવીશ ?'

'ઓફિસ સમય પછી હું તમારી સાથે આવવા બંધાયેલો નથી, છતાં મને તમારા માટે માન છે એટલે પહેલીવાર ના નથી પાડતો. વારંવાર માન રાખવાની મને આદત નથી.'

'મારું માન રાખ્યું તેથી આનંદ થયો. મૌલિક, આ ઓફિસ છે. શર્ટના બટન ખુલ્લાં રાખી ઓફિસમાં આવવું ઠીક લાગે છે ?'

'સોરી.' મૌલિકે બટન બંધ કરી દીધાં, 'હવે જઈ શકું છું ?'

'સાંજે મારી સાથે આવવાનું છે તે યાદ રાખજે.'

મૌલિક સડસડાટ કેબિનની બહાર નીકળી ગયો.

જટાશંકર મૌલિક સાથે શી વાત કરવી એ અંગે વિચારવા લાગ્યા.

સાંજે જટાશંકર મૌલિકને એમની કારમાં ફ્લેટ પર લઈ આવ્યા.

'હું વસ્ત્રો બદલી લઉં. તુ આરામથી બેસ.'

જટાશંકર ધોતિયું–કફની પહેરી, ત્રિપુંડ તાણી બહાર આવ્યા. મૌલિક આશ્ચર્યથી જટાશંકરનાં વસ્ત્રો અને શિખાને જોઈ રહ્યો.

'આશ્ચર્ય થાય છે ?' જટાશંકરે પૂછ્યું.

'હા.'

'તારા જેવા યુવાનને આશ્ચર્ય ન થાય તો આશ્ચર્ય કહેવાય. તારી સચ્ચાઈ ગમી.'

'મને કેમ બોલાવ્યો છે ?'

'થોડો ઠપકો, થોડો ઉપદેશ આપવા.'

'બોલો.'

'ઑફિસમાં તું ગમે ત્યારે આવે છે, ગમે ત્યારે જતો રહે છે એવી ફરિયાદ મળી છે.'

'સાચી વાત છે. મારું ચિત્ત ભમ્યા કરે છે.'

'મૌલિક, તું વ્યક્તિત્વશાળી છે; તારામાં સચ્ચાઈ છે, પણ વ્યસનોએ તારી વિચારશક્તિ હણી લીધી છે. સારાસારનો વિવેક તું ભૂલી જાય છે. એટલુ તો વિચાર, તારી બાએ તારા માટે કેટલો ભોગ આપ્યો છે ?'

'મારા માટે કે મારા પિતા નામના પુરુષ માટે ?' મૌલિક ચિત્કારી ઊઠ્યો.

જટાશંકરે ધ્રુજારી અનુભવી.

'હું જાણું છું કે મારા પિતા હયાત છે. કુંવારી માતાનુ હુ સંતાન છું. મારી માતા અને કાશીબાનાં વચ્ચે થતી ગુસપુસ મેં સાંભળી છે. વારંવાર પૂછવા છતા મારી માતાએ કે કાશીબાએ મને એ પુરુષનુ નામ જણાવ્યું નથી. બાળપણથી એ પ્રશ્ને મને જંપવા દીધો નથી. ચિત્ત ક્યાંય ચોંટતું નહોતું. અભ્યાસ પણ ન કરી શક્યો. ખોટી સોબતમાં ફસાઈ ગયો. જુગાર–શરાબનાં વ્યસનોનો ભોગ બન્યો. હુ જાણું છું કે હુ સારું નથી કરતો, પણ

સ્થળ બદલાતાં આદતો ઓછી બદલાય છે? લખનૌ છોડી વડોદરા આવ્યો, પણ મારામાં કોઈ પરિવર્તન ન આવ્યું. હું મારી માતાના પૈસા અને દાગીના પણ ચોરી ગયો છું. છેલ્લે છેલ્લે મંગલસૂત્ર પણ ચોરી ગયો છું. હું સારો માણસ નથી. તમે મને નોકરીમાંથી દૂર કરી શકો છો.'

'મૌલિક, બેટા...!'

'મને બેટા ન કહેશો.' મૌલિકે ચીસ પાડી, 'તમે મારા પિતા છો?'

'ના. માત્ર વડીલ હોવાના દાવે એ સંબોધન કર્યું હતું. તને ન ગમતું હોય તો હવે એ સંબોધન નહીં કરું. દિલગીર છું બસ?'

'ના, ના, આવા શબ્દો બોલી મને શરમાવશો નહીં. મારા મન પરથી હું કાબૂ ગુમાવી બેઠો.' મૌલિકે કહ્યું, 'મને માફ કરશો.'

'મૌલિક, તારામાં જે સારપ છે તેના પર તારાં વ્યસનો છવાઈ જાય છે. તને નોકરીમાંથી દૂર કરવાથી તારાં વ્યસનો છૂટી જશે? તું વધુ ને વધુ વિપથગામી બની જઈશ. તારી બાને વધુ ત્રાસ આપીશ.'

'તો તમો શું ઇચ્છો છો મારી પાસેથી?'

'તું એક સારો યુવાન બની રહે.'

'હું પણ ઇચ્છું છું, પણ મારા હાથની વાત નથી રહી.'

'પ્રયત્નો કરી જો. માણસમાં ઘણાં પરિવર્તનો આવી શકે છે.'

'હું જાઉં?'

'તારે માટે ચા બનાવું?'

'ના' મૌલિકે ઊભાં થતાં પૂછ્યું, 'તમે મારા પિતાનું નામ જાણો છો?'

જટાશંકર હચમચી ઊઠ્યા. સત્ય બોલી શકે એમ ન 'નરો વા કુંજરો વા' કહેનારા યુધિષ્ઠિરનું સ્મરણ થયું.

કારી અસત્ય ઉચ્ચારવાના બદલે એકીટશે મૌલિક સામે જોઈ રહ્યા.

'તમે જાણો છો કે નહીં એ જાણતો નથી, પણ જાણતા હશો તો પણ કહી નહીં શકો એ જાણું છું.'

જટાશંકરે મનોમન સ્વીકાર્યું, 'મૌલિકની વાત સાચી છે,' અને મૌલિક માટે બપોરે વિચારી રાખેલો વિકલ્પ રજૂ કર્યો, 'મૌલિક, અમદાવાદની રજિસ્ટર્ડ ઑફિસે તારી બદલી કરવામાં આવે તો જવા તું તૈયાર છે?'

'મને કોઈ જગ્યા પ્રત્યે લગાવ નથી. મારી માતાથી છૂટો પડવાથી હું સુધરીશ એમ લાગતું હોય તો મને વાંધો નથી. જો કે મારી માતાને પણ વાંધો નહીં હોય. હું હવે એની આંગળી પકડી ચાલતો કહ્યાગરો બાળક નથી રહ્યો. હવે તો એને ટેન્શન જન્માવતો બગડેલો યુવાન બની ગયો છું. એને રાહત થશે. મને કોઈ ફેર નહીં પડે. ગમે ત્યાં જવા તૈયાર છું. કમ સે કમ એટલુ સુખ તો મારી માતાને આપી શકીશ.'

'મૌલિક, હજુ તારામા સારપ જીવે છે. મને શ્રદ્ધા છે એક દિવસ તું લાયક યુવાન જરૂર બનીશ. હું ખરાબ છું એવી લઘુતાગ્રંથિ કાઢી નાખી, વ્યસનોને ગળે લગાડ્યાં છે એમ વ્યસનો સામે પૂરી તાકાતથી લડજે. વ્યસનો છૂટી જતાં તું સારો માણસ જરૂર બની રહીશ.'

મૌલિક સડસડાટ ચાલી ગયો.

'મૌલિકને માધવીથી છૂટો પાડવાનું મેં પાપ કર્યું છે કે પુણ્ય?' વિચારતા જટાશંકર મૌલિકની અદૃશ્ય થતી ટટ્ટાર પીઠને તાકી રહી બબડ્યા, 'મારા ઇષ્ટદેવ, મૌલિકનું કલ્યાણ કરજો.'

*

ચાંણોદ છોડી મુબઈ આવેલી પ્રાર્થના એની નવી દુનિયામાં ધીમે ધીમે ગોઠવાતી જતી હતી.

પ્રાર્થનાએ નોકર-ચાકર-રસોઇયા પર નિર્ભર રહેતા મનોજકુમાર, નિસર્ગ અને મલ્લિકાની અને બંગલાની વ્યવસ્થાને સંભાળી લીધી હતી.

મનોજકુમાર અને પ્રણવ સવારના નીકળી જતા તે રાતે ઘેર પાછા ફરતા હતા.

મલ્લિકા ખૂબ લાડકોડમાં ઊછરી હતી. કોલેજમાં ફેશનેબલ વસ્ત્રો પહેરી, ફિયાટમાં જવું. બિન્દાસ રીતે વર્તવું. મિત્રોની સાથે કેન્ટિનમાં બેસવુ, ફિલ્મો જોવા પિકનિક પર જવું. પાર્ટીઓ આપવી અને પાર્ટીઓ માણવી. રસોઈ કરતાં આવડતી નહોતી અને ઘરકામમાં રસ નહોતો.

મનોજકુમારે પત્નીના મૃત્યુ પછી નિસર્ગ અને મલ્લિકાને 'ઓરમાયાપણાનુ દુઃખ ન પડે' એવી સંભાવના વિચારી, બીજા લગ્ન માટે આવેલી અનેક તકો ટાળી હતી અને બન્નેને માતાની ઊણપ ન વરતાય એટલાં પ્રેમ અને સ્વતંત્રતા આપી એમની રીતે વિકસવા દીધા હતા.

થોડા દિવસોમાં પ્રાર્થનાએ બધાંનો જીવનક્રમ જોઈ લીધો હતો. 'માણસજાતને ઓળખવી મુશ્કેલ છે', એ હકીકત જાણવા છતાં પ્રાર્થનાએ મથામણ કરી દરેકના માનસનો થોડો ઘણો પરિચય કેળવી લીધો હતો.

મનોજકુમાર સજ્જન પુરુષ હતા. સંતાનોના સુખ માટે ઝંખતા હતા. તેમની ફિલસૂફી હતી, 'સુખ ભલે આંતરિક સમૃદ્ધિ હોય છતાં સુખ માટે પૈસો મહત્ત્વની ચીજ છે. મુશ્કેલીમાં માત્ર સજ્જનતા કામમાં આવતી નથી. કેટલાક શારીરિક દુઃખો દૂર કરવા પૈસા જરૂરી છે. કમાવ અને લહેરથી રહો.'

પત્નીના મૃત્યુ પછી મનોજકુમાર પૈસાથી ખરીદી શકાય એ તમામ ચીજ–વસ્તુઓ, શારીરિક સુખ માટે વેચાતાં સુંદર સ્ત્રી શરીરો પણ ખરીદી શકે એમ હોવા છતાં એમણે ચારિત્ર્યને જાળવ્યું હતું. હા, રાતે સૂતા પહેલાં વ્હિસ્કીના એકાદ–બે પેગ પીતા. 'મેડિકલ ગ્રાઉન્ડ પર એ જરૂરી છે', એવો બચાવ કરતા.

નિસર્ગની સાથે સહજીવન શરૂ કર્યા પછી પ્રાર્થનાએ જોયું કે નિસર્ગમાં પણ પિતાનુ પૈસા પાછળની દોટ અને શરાબનું વ્યસન ઊતર્યું છે. બે વારની મુલાકાતમાં પ્રાર્થનાને નિસર્ગના પ્રેમાળ અને સંયમશીલ વર્તનનો પરિચય થયો હતો. સહજીવન શરૂ કર્યા પછી પ્રાર્થનાએ અનુભવ્યું હતું કે નિસર્ગ ખૂબ પ્રેમાળ છે, એને ખૂબ જાળવે છે, પણ નિસર્ગનું શરાબનું વર્તન એને ખૂબ ખૂંચતું હતું. 'ભદ્રસમાજમાં શરાબ એક ફેશન ગણાય છે. માત્ર પુરુષો જ નહીં, સ્ત્રીઓ પણ પાર્ટીમાં, બંગલામાં મિત્રવર્તુળ સાથે ખુમારીથી જામ ટકરાવે છે, 'ચીઅર્સ...' અને શરાબને નિઃસંકોચ ગટગટાવે છે. કદાચ, સંકુચિત વર્તુળમા ઘડાયેલુ મારું જૂનવાણી માનસ અને ધર્મસંસ્કારથી ઘડાયેલુ કલેવર આ ફેશનને પચાવી શકતું ન હોય એમ ન બને ?' પ્રાર્થનાએ મનોમંથન અનુભવેલુ, 'મારે પ્રેમથી પપ્પાને અને નિસર્ગને સમજાવી વ્યસનમાંથી મુક્ત કરવાના પ્રયત્નો કરવા જોઈએ. પ્રેમ તો પારસમણિ છે.'

પ્રાર્થનાએ લગ્ન પછી નિસર્ગ સાથે કૂલુ, મનાલી, સિમલા જેવા પ્રાકૃતિક સ્થળોએ ફરી આવીને, ઘરનું સૂત્ર સંચાલન સંભાળી

પ્રાર્થનાના આગમન પહેલાં બંગલામાં સામ્રાજ્ય સ્થાપી બેઠેલા નોકરો, માળી અને રસોઇયાનું સામ્રાજ્ય તૂટી જતાં, એમના પર ઘરની માલિક પ્રાર્થનાની બે આંખો ફરે છે એની ખાતરી થતાં, શરૂ શરૂમાં બધાંએ કચવાટ અનુભવ્યો, પણ પ્રાર્થનાના પ્રેમાળ વર્તનથી બધાંએ સંતોષ અનુભવ્યો. પ્રાર્થના ઘરની સર્વેસર્વા છે એની પ્રતીતિ થતાં, બધાં 'જી, બહેન! જી, બહેન!' કહી પ્રાર્થનાની સૂચના મુજબ કામ કરવા લાગ્યા.

પ્રાર્થનાએ સાચા અર્થમાં બંગલાને ઘરના વાતાવરણમાં ફેરવી નાખ્યો હતો.

પ્રાર્થના મલ્લિકા સાથે ભાભી તરીકે નહીં, મિત્ર તરીકે વર્તવા લાગી. મલ્લિકાને પણ પ્રાર્થનામાં સાચી મિત્રનાં દર્શન થયાં. મલ્લિકા મુક્ત મને પ્રાર્થના સાથે કૉલેજની, હોટલોની, ફિલ્મોની, પિકનિકની, મિત્રોની વાત કરવા લાગી. સાંજે પ્રાર્થના સાથે દરિયાકિનારે ફરવા લાગી — દરિયો દૂર નહોતો, બંગલાની સામે જ હતો. બંગલામાંથી દરિયો દેખાતો નહોતો, છતાં દરિયાના અસ્તિત્વની પ્રતીતિ કરાવતો ઘૂઘવાટ સતત સંભળાતો હતો.

એક ઢળતી સાંજે દરિયાની પાલવ-કિનારી પર સંધ્યા આથમી રહી હતી.

પ્રાર્થના અને મલ્લિકા કિનારા પરની રેતીમાં બેઠાં હતાં.

પ્રાર્થના સંધ્યાના ઓલવાતા રંગો અને મોજાં પર દૂર દૂર સફર કરતી સ્ટીમરો અને ઊછળતાં હોડકાંઓને જોઈ રહી હતી.

મલ્લિકા રેતીમાંથી ઘર બનાવતી હતી. દરવાજા પાડતી હતી, માળ ચણતી હતી.

વૈશાખી બાફ ઓગાળતી હવા રેતી પર, મોજાંઓ પર, વાતાવરણ પર દોડી રહી હતી.

'મલ્લિકાબહેન, શું કરો છો ?' પ્રાર્થનાએ સસ્મિત પૂછ્યું.

'ઘર બનાવું છું.' મલ્લિકા ખડખડાટ હસી.

'સરસ. ઘર બનાવવું એ સ્ત્રીનો જન્મસિદ્ધ અધિકાર છે. તમારે પણ ઘર વસાવવાનું જ ભવિષ્યમાં છે. પ્રેક્ટિસ કરી લો, પણ...'

'પણ શું, ભાભી ?'

'મલ્લિકાબહેન, આપણા સંબંધો માત્ર નણંદ–ભોજાઈના જ નથી, આપણે મિત્રો પણ બની રહ્યાં છીએ એટલે જ આપણા સંબંધોમાં ઉષ્મા છે, નિખાલસતા છે. હું 'કંઈક' કહું તો માઠું નહીં લગાડો ને ?'

'તમારો અધિકાર છે.'

'મલ્લિકાબહેન, ઘર બનાવવા આદર્શ ગૃહિણી પણ બનવું જરૂરી છે. સ્ત્રી જ બંગલા કે મકાનને ઘરમાં ફેરવી શકે છે. માત્ર શારીરિક ઉપસ્થિતિથી જ નહીં, પણ આચાર–વિચારથી...'

'એટલે ?'

'એક સ્ત્રી તરીકે તમારે રસોઈ શીખી લેવી જોઈએ. ઘરને વ્યવસ્થિત બનાવવામાં રસ લેવો જોઈએ.'

'હું કોઈ મુફલિસ સાથે લગ્ન નહીં કરું. રસોઇયો, નોકર-ચાકર, બંગલો, કાર ધરાવનાર સાથે લગ્ન કરીશ. પછી રસોઈ કે વ્યવસ્થાનો પ્રશ્ન જ કયાં રહ્યો ?'

'ધારો કે, રસોઇયો માંદો પડયો, રજા પર ગયો અને નોકરો નું પણ એમ જ થયું તો ?'

'મુંબઈમાં કે કોઈ પણ શહેરમાં હોટલો તો છે જ.'

'છતાં રસોઈ કરતાં તો આવડવી જ જોઈએ. અત્યાર સુધી તમે લાડકોડમાં જે રીતે ઊછર્યાં છો એ જોતાં તમે રસ ન લીધો હોય એ સ્વાભાવિક છે. હવે તમે યુવાન બન્યાં છો, આવતી કાલે લગ્ન પછી સ્ત્રી બનશો. માત્ર રસોઇયા, નોકર–ચાકરના હવાલે જ ઘર બનતું નથી. તમે જાતે કાર ડ્રાઇવ કરો છો એટલે શોફર ન

તો પણ લાચારી અનુભવતાં નથી. ગૃહસંચાલનનું પણ એવું

જ છે, ગમે તેટલી સમૃદ્ધિ હોય છતાં…'

'પણ મને તો કશું આવડતું નથી.'

'મારી સાથે થોડો સમય રસોડામાં ગાળશો તો હું અને આપણો રસોઇયો રામપ્રસાદ તમને શીખવી દઈશું. હજુ મોડું નથી થયું. તમે રસ લેશો તો બધું જ આવડી જશે.'

'ભલે, હવે ખુશ ને?'

'ખૂબ ખુશ થઈ છું. હવે તમને ન ગમે એવી બીજી વાત કહું…?'

'કહો.'

'મલ્લિકાબહેન, મેં જોયું છું કે તમે વધુ પડતાં મુક્ત છો. સ્વચ્છંદતા ગણાય એટલી હદે સ્વતંત્રતાથી જીવો છો.' પ્રાર્થનાએ મલ્લિકાના ચહેરા પર દૃષ્ટિ ઠેરવી.

મલ્લિકાના ચહેરા પર સખ્તાઈ તરી આવી, 'ભાભી, તમે વધુ પડતાં જૂનવાણી છો. તમે શહેરની રહેણીકરણી જોઈ નથી. મારું જીવન હું મારી રીતે ન જીવી શકું? હું શું ખોટું કરું છું?'

'માત્ર આપણે આપણી દૃષ્ટિએ સાચાં હોઈએ, નિર્દોષ હોઈએ એટલું પૂરતું નથી. આપણે સમાજની વચ્ચે જીવવાનું છે અને સમાજની નજર આજ સુધી સ્ત્રીઓના ચારિત્ર્યનો હિસાબ માગતી આવ્યો છે.'

'એટલે?'

'મોજશોખનો તમને અધિકાર છે, પણ બધી જ વસ્તુઓ મર્યાદામાં શોભે. હું ગામડાની છું, શહેરના મુક્ત વાતાવરણનો પૂરતો પરિચય નથી, છતાં અણસાર તો છે. હું પણ કોલેજનાં પગથિયાં ચડી છું. મારો હેતુ એ છે કે શહેરોની હોય કે ગામડાંઓની હોય — સ્ત્રી એ સ્ત્રી છે. બદનામીનો ડાઘ નિર્દોષતાને ગળી જાય છે.'

'એટલે તમને મારા ચારિત્ર્ય પર શંકા છે?'

'ના, ના, હું તો કેવળ તમારા મુક્ત વર્તન પ્રત્યે અંગુલિનિર્દેશ કરું છું. તમારી નિર્દોષતા કલંકિત ન બને એ અંગે ધ્યાન દોરું છું. તમને ખરાબ લાગ્યું હોય તો દિલગીર છું.'

પવનનો એક જોરદાર સુસવાટો આવ્યો.

મલ્લિકાએ બાંધેલું રેતીનું ઘર રેતીમાં ભળી ગયું. મલ્લિકા અને પ્રાર્થના નામશેષ થતા ઘરને જોઈ રહ્યાં. બન્નેની દૃષ્ટિમાં વિષાદ તરવરતો હતો.

'ચાલો, જઈશું ?' મલ્લિકાએ કહ્યું.

'ચાલો.'

રંગબેરંગી રોશની ઝળહળી ઊઠી હતી.

'મારી નિખાલસ વાત આપણી મિત્રતા વચ્ચે દીવાલ ન સર્જે એમ હું ઇચ્છું છું. તમારો ચહેરો કહે છે કે તમને માઠું લાગ્યું છે.'

'મેં આ રીતે કદી વિચાર્યું નહોતું એટલે થોડી ક્ષણો પૂરતું માઠું લાગ્યું હતું, પણ તમારી લાગણી અનુભવી શકી છું એટલે માઠું નહીં લગાડું. તમારા શબ્દોએ મને ગંભીર જરૂર બનાવી દીધી છે. મને માઠું લાગ્યું છે, માની તમે માઠું લગાડી, કેવળ ભાભી ન બની રહેશો. મારે તમારી મિત્રતા પણ જોઈએ છે. બાળપણથી મમ્મી ગુમાવ્યા પછી પપ્પા અને નિસર્ગે મને મારી રીતે જીવવા દીધી છે. કોઈએ મને બે શબ્દો સુધ્ધાં ઊંચા સાદે કહ્યા નથી, પણ તમે તમારો અધિકાર પાછો ન ખેંચી લેશો. તમે મારું હિત ઇચ્છો છો એ અનુભવી શકી છું. તમારા આવ્યા પછી તો ઘર ઘર લાગે છે. નિસર્ગ અને પપ્પા પણ ખૂબ આનંદમાં રહે છે. માત્ર પૈસાથી જ નહીં, તમારી વ્યવસ્થાથી ઘરની જાણે કાયાપલટ થઈ ગઈ છે. બાકી, બધું જ એનું એ છે, છતાં કંઈક વિશિષ્ટ લાગે છે.'

'મલ્લિકાબહેન, આ તૂટી પડેલું રેતીનું ઘર જોયું ને ?'

'હા.'

'રેતીનું સ્થૂળ ઘર તો રોજ રોજ બનાવી શકાય છે, પણ જીવનનું ઘર બનાવતાં પહેલાં સ્ત્રીએ શરીરથી જ નહીં, પણ સૂક્ષ્મ અર્થમાં સ્ત્રી તરીકેની માનસિક સજ્જતા પણ કેળવવી પડે છે, જેથી રેતીના ઘરની જેમ જીવનનું ઘર તૂટી ન પડે. જીવનનું ઘર વારંવાર બનાવી શકાતું નથી.'

મલ્લિકા અને પ્રાર્થના ઘેર આવ્યાં—

ડ્રોઇંગરૂમમાં પ્રણવ અને મનોજકુમાર બન્નેની રાહ જોતા હતા. ..

'બન્ને મિત્રોની રાહ જોઈએ છીએ. રોજ કરતા ઘણું મોડું કર્યું ? ભૂખ લાગી છે.' નિસર્ગ બોલ્યો.

'અમે ખૂબ ખૂબ વાતો કરી. વાતોમાં સમયનું સ્મરણ ન રહ્યું.' પ્રાર્થનાએ ઉત્તર આપ્યો.

સવારે તો બધાંનો ક્રમ જુદો જુદો હોવાથી સાથે જમી શકાતું નહોતું, પણ રાતે સામાન્ય રીતે સાથે જમવું, વાતો કરવી એવો મનોજકુમારનો આગ્રહ હતો. પ્રાર્થનાના આગમન પછી એ ક્રમ જળવાતો હતો. ઘરમાં નવી ચેતનાનો આવિષ્કાર થયો હતો, સ્ત્રી વગરના ઘરમાં એકલી પડી ગયેલી મલ્લિકાને પ્રાર્થનાનો સંસ્કારી સહવાસ સાંપડ્યો હતો તેથી નિસર્ગ અને મનોજકુમાર પરિતોષની લાગણી અનુભવતા હતા.

જમી લીધા પછી નિસર્ગ—પ્રાર્થના, મનોજકુમાર અને મલ્લિકા પોતપોતાના રૂમમાં ચાલ્યાં ગયા. પ્રત્યેકનો રૂમ નાનકડા એપાર્ટમેન્ટ જેટલો અદ્યતન સુવિધાઓથી સુસજ્જ અને સ્વતંત્ર હતો.

વસ્ત્રો બદલી નિસર્ગ અને પ્રાર્થના બાલ્કનીમાં બેઠાં.

'નિસર્ગ, કાકાબાપુ હવે વડોદરા આવી ગયા છે. એમને મળવા જવાનું મન થયું છે.'

'મારે વડોદરા ધંધાનું પણ કામ છે. થોડા દિવસમાં જ

હું નક્કી કરીને કહીશ. અહીંનું કામ પતાવી દઈ, પ્લેન અને હોટલનું રીઝર્વેશન કરાવી તને તારીખ અને સમય જણાવી દઈશ. તું ફોન કરી દેજે.'

'આપણે હોટલમાં ઊતરવાનું? કાકાબાપુને ખરાબ લાગશે.' પ્રાર્થનાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું, 'કાકાબાપુનું મકાન છે છતાં?'

'પ્રાર્થના, તું તો જાણે છે કે મને શરાબનું વ્યસન છે. કાકાબાપુ માટે મને માન છે. એ સરળ માણસને મારું વ્યસન જાણી આઘાત લાગશે અને એટલા પૂરતું એમની ભત્રીજી–દીકરી દુઃખી થઈને જીવતી હશે, જીવતી રહેશે અને મને દુષ્ટ માની દુઃખી દુઃખી થઈ જશે. માટે એમને અજ્ઞાનતાનું સુખ આપવા માટે આપણે હોટલમાં ઊતરીશું. આમેય વર્ષોથી હોટલમાં ઊતરવા ટેવાઈ ગયો છું.'

'નિસર્ગ, તમારું આ વ્યસન ન છોડી શકો?'

'તારે મારી આટલી નિર્બળતા માફ કરી દેવી પડશે. બીજી કોઈ રીતે તને અન્યાય નથી કરતો. મારે તને આ વાત પહેલેથી કરી દેવી જોઈતી હતી. જોકે, મારે મન એ સામાન્ય વાત હતી, કોઈ એબ નહોતી એટલે સ્મરણ ન રહ્યું. છુપાવવાનો કે છેતરવાનો વિચાર સુધ્ધાં નહોતો આવ્યો.'

'એ હું અનુભવી શકી છું. કોઈ સ્ત્રી માટે તમે મને અન્યાય નથી કરતા, છતાં તમારી નિર્બળતા માત્ર તમારી જ નથી, હવે મારી પણ નિર્બળતા બની રહે છે.'

'જાણું છું, પણ વર્ષોનું વ્યાસન છોડી શકતો નથી. પ્રાર્થના, હું જોઈ શક્યો છું કે હું હોઠે ગ્લાસ અડાડું છું ને તારી આંખોમાં અવ્યક્ત વિષાદ તરવરી ઊઠે છે.'

'મારો વિષાદ તમારો વિષાદ ન બની શકે? એકબીજાના સુખ માટે મથવાનો આપણો ધર્મ નથી?'

'મમ્મીના મૃત્યુ પછી હું અને પપ્પા ખૂબ દુઃખી થઈ ગયેલા. થોડી ક્ષણોની રાહત માટે અમે આ વ્યસન તરફ વળ્યા. શરૂ

શરૂમાં અમે પોતપોતાના રૂમમાં પીતા હતા, પણ એક વાર પાર્ટીમાં મર્યાદાની સીમારેખા તૂટી ગઈ. પછી તો અમે સાથે ચીઅર્સ કરવા લાગ્યા. મુંબઈના વાતાવરણમાં એ વ્યસન સહજ હતું. બિઝનેસ મેળવવા માટેનું એ માધ્યમ બની રહ્યું. ફાઈવસ્ટાર હોટલોમા 'ડ્રિંક્સ એન્ડ ડાઈન'ની પાર્ટીઓ આપી કરોડોનો બિઝનેસ મેળવાતો. આમ આદત સહજ બની ગઈ. આવી પાર્ટીઓમાં ખાવા કરતાં પીવાનું મહત્ત્વ વધુ હોય છે.'

'સ્ત્રીઓ પણ બિઝનેસ મેળવવાનું અસરકારક માધ્યમ હોય છે એવું મેં વાચ્યું છે. તો તો તમે પૈસા માટે...'

'પ્રાર્થના, પ્લીઝ ! અમે લોકો એનાથી દૂર રહ્યા છીએ. કોઈ સ્ત્રી પ્રત્યે કદી લગાવ જન્મ્યો નથી. એ સંયમની પાળ કદી તોડી નથી. બિઝનેસ મેળવવા કદી સ્ત્રીઓને માધ્યમ બનાવી નથી. બિઝનેસ મેળવવા કમિશન આપ્યું હશે, ડ્રિંક્સ પાર્ટીઓ આપી હશે, પણ એવો માર્ગ અપનાવ્યો નથી.'

પ્રાર્થનાએ નિસર્ગના ચહેરા પર અબોલ દૃષ્ટિ ફેરવી.

'પ્રાર્થના, મને એટલો બધો ખરાબ માણસ માને છે?'

('માણસ આખો કદી ખરાબ હોતો નથી. તમારા માટે મને માન છે, પ્રેમ છે, શ્રદ્ધા છે. પ્રથમ મુલાકાતે જ હું તમારાથી જિતાઈ ગઈ હતી. તમારામાં ખરાબ અંશનો એક ટુકડો છે એને કાપીને ફેંકી દો તો મને ખૂબ સંતોષ થશે. હું પણ સંપૂર્ણ નથી. મારામાં પણ મારી જાણ બહાર તમને ન ગમે એવી ખામીઓ હશે. તે તમે સૂચવો તો હું દૂર કરવા મથીશ. માત્ર નિર્બળતા સ્વીકારી બેસી નહીં રહું. પ્રયત્નો વગરનો નિર્બળતાનો સ્વીકાર એ અકર્મણ્યતા છે.)

'પ્રાર્થના, તારા પક્ષે સૂચન કરવાનો કે ફરિયાદ કરવાનો એક પણ મુદ્દો નથી. તારા આવ્યા પછી તો ઘરમા સ્વર્ગ ઊતર્યું. પપ્પા પણ તારી પ્રશંસા કરતાં ધરાતા નથી.'

'મને પણ બધાંથી સંતોષ છે. માત્ર તમારું અને પપ્પાનું આ વ્યસન મને ખૂંચે છે. આગ્રહ કે દબાણથી વ્યસનો છૂટતાં નથી એ જાણું છું. હું વિનંતી કરું છું, તમે પ્રયત્નો કરજો.'

'હું પ્રયત્નો કરીશ, બસ?'

'મક્કમ મનોબળથી નિર્ધાર કરશો તો જરૂર સફળ બનશો એની મને શ્રદ્ધા છે. મને ડર છે કે તમારા વ્યસનની મલ્લિકાબહેનના વર્તન પર વિપરીત અસર ન પડે. આ ઘરમાં કોઈ કોઈને કહેનાર નથી.'

'તારી વાત સાચી છે. મલ્લિકા હવે યુવાન બની છે. ધંધામા અમે એટલા મશગૂલ બની ગયા છીએ કે મલ્લિકા પર ધ્યાન અપાયું નથી. મલ્લિકાનું બિન્દાસ વર્તન જોઈ કયારેક ડર લાગે છે. હું કે પપ્પા યુવાન બનેલી મલ્લિકાને કશું કહી શકતા નથી. તારે મલ્લિકાને સંભાળી લેવાની છે. મલ્લિકાની મિત્ર બની તું એને સંભાળી લે છે એ વાતનો પણ મને અને પપ્પાને સંતોષ છે.'

'મલ્લિકાબહેનની હુ ભાભી જ નહીં, મિત્ર પણ બની ગઈ છું. મલ્લિકાબહેન સાથે ખૂબ બને છે. એમની ચિંતા હું કરીશ. માત્ર શરાબ છોડી તમે મને ચિંતામુક્ત કરો.' પ્રાર્થના હસી.

'પ્રાર્થના, તારા સંસ્કારથી તો અમે બધાં જિતાઈ ગયાં છીએ. તારા જેવી જીવનસાથી મેળવીને હું મારી જાતને સદ્દભાગી માનું છું. હું તને સુખ આપવાનો પ્રયત્ન કરીશ.'

'વચન?' પ્રાર્થનાએ હાથ લંબાવ્યો.

'વચન' નિસર્ગે પ્રાર્થનાના હાથમાં હાથ મૂકી દીધો.

*

એક સાંજે —

જટાશંકરના સયાજીગંજના ફ્લેટ પર જટાશંકર, નટુભાઈ અને માધવી બેઠા હતાં.

જટાશંકરે મૌલિકની વાત કરી, 'મૌલિકને અમદાવાદ ઑફિસે મોકલવાનું વિચાર્યું છે. માધવીબહેનથી એને છૂટો પાડવાનો પ્રયોગ કરવો જોઈએ. મૌલિકે ગમે ત્યાં જવાની તૈયારી બતાવી છે.'

નટુભાઈ વિચારમા ડૂબી ગયા.

'મૌલિકનો ત્રાસ વધતો જાય છે. મારાથી સહન થતું નથી.' માધવીએ કહ્યું.

'મૌલિકના પિતા હયાત છે એની એને જાણ છે. માત્ર નામ ખબર નથી. એ વાતે એનામા હતાશા જન્માવી છે. હતાશાએ ઝનૂન પ્રગટાવ્યું છે, આક્રોશ પ્રગટાવ્યો છે. નામ જાણવાનું એનામાં ખુન્નસ પ્રગટયું છે. મને પણ પૂછતો હતો—'તમે મારા પિતાનું નામ જાણો છો? મારા પર મહેરબાની રાખવાનું કારણ શું? તમે મારા પિતા છો?' માતૃવાત્સલ્યથી દૂર કરવાથી કદાચ, એનામાં પરિવર્તન આવી શકે, બાકી, બીજી રીતે ખૂબ હોશિયાર છે. માત્ર આ એક પ્રશ્ને જ એના જીવનને અસ્તવ્યસ્ત બનાવી દીધું છે.'

'એ પ્રશ્ન અમારાં બધા માટે પણ એટલો જ મહત્ત્વનો છે. એ પ્રશ્ન પર પૂર્ણવિરામ મુકાશે તે દિવસે એક વિસ્ફોટ સર્જાશે. ઘણાંબધાના જીવન ધ્રૂજી જશે. અમદાવાદ લાવવામા વાંધો નથી પણ મૌલિક એના પ્રશ્નનો તાળો મેળવવા મથશે એની ભીતિ છે.' નટુભાઈના અવાજમાં ચિંતા હતી.

'મૌલિક યુવાન બન્યો છે. એ ગમે ત્યાં હશે એના વણઉકલ્યા પ્રશ્નનો ઉત્તર મેળવવા મથશે જ. એને સ્થળ સાથે સબંધ નહીં હોય.' માધવી બોલી, 'તો પછી તમે કહો ત્યા હું એને લઈ જાઉં. હું નથી ઇચ્છતી કે તમારાં બધાંનાં જીવન અસ્તવ્યસ્ત બને.'

'મૌલિક અમદાવાદ આવે તે ઠીક કહેવાય કે નહીં એ શકયતા ચકાસતો હતો. તારાથી એ છૂટો પડશે તે તને ગમશે?'

'એનુ જીવન સુધરતું હોય તો મને વાંધો નથી. તમ

ન હોય તો ભલે એ અમદાવાદ આવે. એને ખાસ સુખ-સગવડ આપી પક્ષપાત કરવાની જરૂર નથી. એના પગારમાંથી રૂમનું ભાડું, હોટલમાં જમવાનો અને વાહનખર્ચ કરવા દો. આર્થિક ભીંસ ભોગવવા દો. ત્યાં કોની મમતાનો લાભ ઉઠાવવાનો છે? ભલે, એને મુશ્કેલી પડે. શક્ય છે કે મુશ્કેલીઓ એની આંખો ઉઘાડી દે.'

'મુશ્કેલીઓ એને કાં તો સુધારા તરફ દોરી જશે, કાં તો બીજા છેડા તરફ દોરી જશે.' નટુભાઈએ કહ્યું, 'પછી તારી મમતા મારી સામે ફરિયાદ ન કરે.'

'બીજા છેડા તરફ પહોંચવામાં હવે માડ વેંતનું અંતર રહ્યું છે. પ્રયોગ કરવા દો. આમેય એનાથી કદી સુખ મળ્યું નથી. દુઃખોથી ટેવાઈ ગઈ છું, છતાં એની મા છું ને એટલે આશાનાં ઝાંઝવા પાછળ દોડવાનું પ્રલોભન પણ છોડી શકતી નથી.'

'ભલે, મૌલિકને અમદાવાદ ઓફિસે ટ્રાન્સફર કરવાનો ઓર્ડર આપી દેશો. જટાશંકરભાઈ, તમને શું લાગે છે?'

'પ્રયત્નો કરી જોઈએ. પછી તો પ્રત્યેક વ્યક્તિ પોતાનું ભાગ્ય લઈને જન્મે છે, કર્મોનો હિસાબ ચૂકવે છે એવું આશ્વાસન લેવું રહ્યું.'

ફોનની ઘંટડી રણકી રહી—જટાશંકરે રિસીવર ઉઠાવ્યું.

'હલ્લો! જટાશંકર સ્પીકિંગ.'

'કાકાબાપુ, હું પ્રાર્થના બોલું છું.'

'બોલ બેટી.'

'અમે વડોદરા આવી ગયાં છીએ. હોટલ એક્સપ્રેસમાં ઊતર્યાં છીએ.'

'હોટલમાં? તારા કાકાબાપુ હજુ જીવે છે.'

'ખરાબ ન લગાડશો. તમે આવો છો કે અમે આવીએ?'

નટુભાઈ અને માધવીની ઉપસ્થિતિમાં પ્રાર્થના અને નિસર્ગ આવે તે જટાશંકરને યોગ્ય ન લાગ્યું.

'હું જ આવું છું.'

રિસીવર મૂકી દઈ, જટાશંકરે કહ્યું, 'પ્રાર્થના અને નિસર્ગ આવ્યાં છે. હોટલમાં ઊતર્યાં છે. હું મળવા જાઉં છું.'

'ભલે.'

નટુભાઈ અને માધવીને એકાંત આપવા જટાશંકર તૈયાર થઈ, કાર લઈ, પ્રાર્થના અને નિસર્ગને મળવા ચાલી નીકળ્યા.

નટુભાઈ અને માધવી એકબીજા તરફ પ્રેમસરી દૃષ્ટિએ તાકી રહ્યાં. બન્નેના ચહેરા પર પરિતોષની રેખાઓ અંકાઈ ગઈ.

*

જટાશંકર પ્રાર્થના અને નિસર્ગને મળવા 'હોટલ એક્સપ્રેસ' પર જવા રવાના થયા.

એકલા પડેલાં માધવી અને નટુભાઈ પરસ્પરની સામે જોઈ રહ્યા.

'માધવી, મારે લીધે તેં ખૂબ સહન કર્યું છે. ઘણીવાર તારો વિચાર આવી જાય છે ત્યારે હું મારી જાતને તારો અપરાધી માનું છું. તું ક્યાં હતી? હું તને ક્યાં લઈ ગયો? વીસ વર્ષથી પ્રેમાળ યુવતીમાંથી ચાળીસ વર્ષની આધેડ વયે પહોંચતાં—એક સ્ત્રી તરીકે જીવનનાં જીવવાં જેવાં ખરાં વીસ વર્ષ એક કુંવારી માતા તરીકે તેં કેમ કેમ વિતાવ્યાં એની કલ્પનાં કરું છું અને ધ્રૂજી ઊઠું છું. તેમાંય મારો સહારો નહીં અને મૌલિક જેવા પ્રથભ્રષ્ટ બનેલા પુત્રનું ભારણ. અમદાવાદ છોડી લખનૌ ગઈ. લખનૌથી વડોદરા...'

'બસ, સર, બસ. મેં તેમને વારંવાર કહ્યું છે કે પૂર્વજન્મનો ઋણાનુબંધ હોય કે-ગમે તેમ પણ મેં સ્વયં આત્મસમર્પણ કર્યું છે. તમે તમારી જાતને દોષિત માની શા માટે દુઃખી થાવ છો? તમારી સામે મારી કોઈ ફરિયાદ નથી. તમે તમારા સંજોગોને વફાદાર રહી મંજુલાબહેન અને મારા પ્રત્યે ફરજ બજાવી જ છે. સામાજિક દૃષ્ટિએ ભલે હું તમારી પત્ની નથી છતાં તમે તમારી દૃષ્ટિએ મને પત્ની તરીકેના અધિકારનું સૌભાગ્ય બક્ષ્યું છે તેનો મને સંતોષ છે. કેવળ મૌલિકના બેજવાબદાર અને બેફામ વર્તનથી દુઃખી છું. તમારા પત્નીત્વથી સુખી છું, માતા તરીકે

જરૂર દુઃખી છું.'

'એના મૂળમાંય હું જ છું ને? જેમ તને જાહેરમાં પત્નીનો અધિકાર આપી શકતો નથી તેમ મૌલિકનો પુત્ર તરીકે પણ સ્વીકાર કરી શકતો નથી. મૌલિકના પિતાની હયાતીનો અણસાર છે, અને અણસારનો તાળો મેળવવા એ મથે છે. તાળો ન મેળવી શકાતાં એનુ ચિત્ત ભ્રમિત થઈ ગયુ છે, પરિણામે એનો આક્રોશ એને વ્યસનો તરફ દોરી જાય છે. વ્યસનો દ્વારા એ ચિત્તની વ્યગ્રતા શમાવવાના મિથ્યા પ્રયત્નો કરે છે. એની એ વ્યગ્રતા પણ સ્વાભ-વિક છે. જેમ જેમ યુવાન બનશે તેમ તેમ એનો અવ્યક્ત આક્રોશ પ્રબળ બનશે. માત્ર સ્થળ બદલવાની એની શોધ પૂરી થશે, એનો આક્રોશ શમી જશે એમ હું માનતો નથી. તારી મનોવ્યથા જોતા થાય છે કે, એને કહી દઉં કે હું તારો પિતા છું...'

'સર, પ્લીઝ! એના પરિણામે તમારા ઘરમાં અશાંતિનો ઝંઝાવાત ઊઠશે. મારું આટલાં વર્ષોનું તપ એળે જશે. હું બે હાથ જોડીને વિનંતી કરું છું કે, આ ઘટઃસ્ફોટ ન કરશો. એનાથી મારું દુ.ખ નહીં ઘટે, તમારું સુખ સળગી જશે. સમાજ અને કુટુંબમાં તમારું સ્થાન ડોલી જશે એ હું નહીં સહી શકું.'

'તો હું શું કરું?' નટુભાઈ વ્યાકુળ બની ગયા.

'સમયને એનું કામ કરવા દો. હું ઇચ્છું છું કે આપણા તમામના સુખ ખાતર આ સંબંધો રહી શકે ત્યાં સુધી ગુપ્ત રહેવા દો. કેટલાક સંબંધો ગુપ્ત રહેવાને સર્જાયા હોય છે. હાલ પૂરતુ આપણા સંબંધોનો સ્ફોટ ન કરશો. એનો સમય આવશે તો આપોઆપ સ્ફોટ થઈ જશે. આપણે ઇચ્છીશું તો પણ રોકી નહીં શકીએ. તમારે નિમિત્ત બનવાની જરૂર નથી, આટલુ માનશો ને મારું?'

'માધવી, તારી સમજશક્તિ, તારી સહનશીલતા અને તારી સ્વાર્પણવૃત્તિ જોઈ મારી જાત મને વામણી લાગે છે.'

'બધું ભૂલી જાવ. તૂટક તૂટક થતું મિલન આનંદદાયક હોય તો જીવનને એક બળ મળે છે.'

'આત્મીય સંબંધો માત્ર સુખની વહેંચણી માટે જ નથી હોતા. દુઃખનું સરવૈયું કાઢવું પણ એટલુ જ જરૂરી છે.'

'સર, છોડો એ વાત. કંઈક નવી વાતો કરીએ.'

'જૂના માણસ પાસે નવી વાતો ક્યાંથી હોય? એને તો વ્યતીતને વાગોળવામાં વિશેષ રસ પડે છે. હા, નવી વાત કહું તો હજુ તું મને 'સર' તરીકે જ ક્યાં સુધી સંબોધ્યા કરીશ?'

'વીસ વર્ષથી આપણા સંબંધો બંધાતાં પહેલાં 'સર' કહેવા ટેવાયેલી છું. આપણા સંબંધો પછી પણ આજ સુધી 'સર' તરીકે જ સંબોધ્યા છે. (સંબોધનોથી લાગણીનું સ્વરૂપ જન્મતું નથી, બંધાતું નથી, બદલાતું નથી.) મને પણ ઘણીવાર વિચાર આવે છે, પણ શું કહું? નટુભાઈ શબ્દ ઉચ્ચારી શકતી નથી. પટેલ સાહેબ શબ્દ જચતો નથી. નટુ કહેવાની ધૃષ્ટતા કરી શકતી નથી. હા, 'તમે', 'તમે' જેવા અધ્યાહર્ત શબ્દથી સંબોધી શકું. એ ગમશે?'

'તને યોગ્ય લાગે તે કહેજે. બસ?'

'મને 'સર' શબ્દથી જ સંતોષ થાય છે.'

'કમ સ કમ તને એટલો સંતોષ આપ્યાનો મને સંતોષ થશે.' નટુભાઈનો ચહેરો મલકી ઊઠ્યો. માધવી પણ હસી પડી.

હાસ્યમાં ગંભીરતા તણાઈ ગઈ — પૂરમાં તણાઈ જતા તણખલાની જેમ.

'મંજુલાબહેન મઝામાં?'

'વૈભવે દેહને સ્થૂળ બનાવ્યો છે. મેદ ઉતારવા મોર્નિંગવૉક માટે જવાનું શરૂ કર્યું છે. યોગના ક્લાસમાં જાય છે. પ્રવૃત્તિ માટે 'મહિલામંડળ'માં જાય છે. શ્રીમંતની પત્નીઓ મંત્રી – પ્રમુખ બને છે તેમ પ્રમુખ બની છે. શરીરનો મેદ ઉતારવા અને વજન ઘટાડવાની ચિંતા સિવાય ખૂબ મઝામાં છે.'

'બીજાં સંતાનો?'

'નિહાર – નીમા સાથે સુખી છે. બિઝનેસમાં મારી સાથે છે. લગ્ન અને પુત્રજન્મ પછી એની પત્ની નીમા અને પુત્ર નીલ તરફ વધુ પડતો ઢળી પડયો છે છતાં અમારી સાથે છે અને સુખી છે તેનો આનંદ છે. માર્ગીએ પ્રેમલગ્ન કર્યાં હતાં, પણ ન ફળ્યાં. ઘેર પાછી ફરી છે. હમણા કાયદેસર છૂટાછેડા મળ્યા છે. ગગન બાપની શ્રીમંતાઈ પર લહેર કરે છે. ઑફિસમાં આવે છે, પણ ઑફિસ કરતા એને મોજશોખમાં રસ વધુ છે. 'નીઓ રિચ' છે ને? મને ગગનની ચિંતા રહે છે. પરણવા લાયક થયા છે, છતા પરણ્યો નથી. રીતાને પોતાની સુંદરતા અને બાપના પૈસાનું ઘમંડ છે. જટાશંકરભાઈના પુત્ર સમોવડા ભત્રીજા પ્રણવને પરણી છે. માર્ગી કોલોજ્યન છે. મુક્ત અને બિન્દાસ છે. બધાં પોતપોતાની મસ્તીમાં જીવે છે.'

'અને તમે?'

'બધાનો રખેવાળ બની, બધાંને સાથે રાખવા મથું છું. દુઃખ નથી એટલે સુખી છું.'

'પ્રણવ કેમ છે?'

'સુશિક્ષિત છે, સોહામણો છે, શાંત છે, જટાશંકરભાઈના સંસ્કારથી ઘડાયેલો છે. એ પણ બિઝનેસમાં જોડાઈ ગયો છે.'

'પ્રણવ અને રીતાને જોવાની ઇચ્છા થાય છે. રીના પણ હવે તો યુવાન બની ગઈ હશે.'

'જટાશંકરભાઈ અહીં છે એટલે પ્રણવ અને રીતા એમને મળવા અથવા ઑફિસના કામે આવશે ત્યારે મળી શકાશે. બન્નેની જોડી આંખો ઠારે એવી છે. કેટલું બને છે બંનેને, એ ભવિષ્ય કહેશે.'

'તમે અમદાવાદના બિઝનેસમેન અને જટાશં ચાંણોદના કર્મકાણ્ડી બ્રા સંબંધો કેવી રીતે બ'

'પ્રણવને એમની સાત પેઢીની પરંપરામાંથી મુક્ત થવુ હતું. એ ભણ્યો, નોકરી કરવા અમદાવાદ આવ્યો, આપણી ઑફિસમાં નોકરીએ જોડાયો, રીના સાથે પરિચયમાં આવ્યો. બન્ને પ્રેમમાં પડચા. રીનાએ એને મારો જમાઈ બનાવી દીધો.

'તમારા જેવા શ્રીમંત માણસો એમની પુત્રીઓને ગરીબ–મધ્યમવર્ગના યુવાનો સાથે સામાન્ય રીતે પરણાવતા નથી. તમે–તમારા કુટુંબે વિરોધ ન કર્યો?'

'મેં બન્ને વચ્ચેના ઉછેર અને આર્થિક વિરોધાભાસ પ્રત્યે ધ્યાન દોર્યું હતું, પણ રીના મક્કમ હતી. હું જાણતો હતો કે રીના એની જીદ પૂરી કરીને જ જંપે છે. પ્રણવની રીતભાતથી અને એના આચારવિચારથી હું પ્રભાવિત હતો. પ્રેમમા પડેલાં કોઈનાં વાળ્યા વળતાં નથી. એ હું તારી સાથે વયભેદ–જ્ઞાતિભેદની દીવાલોને ઠેકી જઈ પ્રેમમા પડચો હોવાથી સારી પેઠે જાણતો હતો. જ્ઞાતિભેદ અને પ્રેમનો વિરોધ કરવા જેટલો હું જૂનવાણી ન બની શકચો. પૈસાનો મારે મન પ્રશ્ન નહોતો. મેં રીનાને એની પસંદગીનું જીવન જીવવાની છૂટ આપી.'

'પોતે પ્રેમમાં પડી લગ્ન કરનાર ઘણાં મા–બાપ પોતાનાં સંતાનોને પ્રેમલગ્ન કરવાની છૂટ આપતાં નથી, પોતે જે કરે તે સારું અને સંતાનો એ જ પંથે ચાલે ત્યારે વિરોધ કરવો એવાં વિરોધાભાસથી તમે ન વર્ત્યા તે ગમ્યું.'

'પ્રેમલગ્ન કરવાં છતા માર્ગીનું દામ્પત્યજીવન વેરવિખેર થઈ ગયું તેથી મન ભીતિ અનુભવતું હતું.'

'બધાં જ પ્રેમલગ્નો તૂટતાં નથી, અલબત્ત પ્રેમાભાસ ન હોય તો સાચો પ્રેમ હોય તો.'

'મારી પુત્રી હોવા છતાં મને રીના કરતાં પ્રણુવ પર વધુ શ્રદ્ધા છે. એ લોકો જરૂર સુખી થશે.'

'ઈશ્વર એમને સુખી કરે.'

'તું તો જટાશંકરભાઈની ભાષામા વાત કરવા લાગી ને?' નટુભાઈ મલક્યા.

'એમની ભાષા સનાતન છે માનવજાતને આખરે તો પરમ-તત્ત્વનું આલંબન લીધા સિવાય ચાલતું નથી – વહેલુ યા મોડું.'

'સાચી વાત છે. ડૂબતા માણસનું તણખલુ આખરે તો, કોઈ પણ નામે ઈશ્વર છે. લલાટના લેખ મિથ્યા થતા નથી, છતાં પરમતત્ત્વનું સ્મરણ – શરણ જીવનને એક બળ આપે છે. અંધ-કારમાં આગિયો પણ સૂરજ લાગે છે.'

'તમે પણ જટાશંકરભાઈથી ઘણા પ્રભાવિત હોયા લાગો છો.'

'હા. એમનું નિર્વ્યાજ વ્યક્તિત્વ, એમનું જ્ઞાન અને વિચાર-વર્તનનું સૂરીલાપણું પ્રભાવિત થવા જેવુ છે.'

'સર, હવે વિષયને વળાંક આપીને કંઈક કહું ?'

'બોલ.'

'સર્વનું કલ્યાણ ઇચ્છના સરળ માણસોના પણ છૂપા દુઃશ્મન હોય છે હુ જટાશંકરભાઈના સંદર્ભમાં વાત કરું છું.' માધવીએ ગંભીરતાથી કહ્યું.

'એટલે ?'

'હું મૂંઝવણ કે માર્ગદર્શન માટે જટાશંકરભાઈને વારંવાર મળું છું એને નિમિત્ત બનાવી ઑફિસમાં અમારા સંબંધો વિશે ગુસપુસ શરૂ થઈ ગઈ છે. તમને કોઈ ગેરસમજ ન જન્મે એટલે ધ્યાન ખેંચું છું.'

નટુભાઈની આંખોમાંથી ચમક પસાર થઈ ગઈ, 'માધવી, આપણો પ્રેમ યુવાન પ્રેમીઓ જેવો ઉન્માદક નથી, આપણે પુખ્ત છીએ. મારા પરની તારી અડોલ શ્રદ્ધાથી પરિચિત છું. મારા પક્ષે ગેરસમજનો પ્રશ્ન નથી, પણ હું વિચારું છું કે, જટાશંકરભાઈને આ વાતનો અણસાર આવશે ત્યારે પોતાના ચારિત્ર્ય
ળીઓ ચીંધાયેલી જોઈ એ ભલો માણસ દુઃખી દુઃ

પૈસાનું એમને પ્રલોભન નથી. મને આપેલું વચન પાળવા જ એમની જૂની દુનિયા છોડી નવી દુનિયામાં આવ્યા છે. મારે લીધે આવ્યા છે તો લોકોને લીધે એમની જૂની દુનિયામાં, આ બધું છોડીને જતા રહેતાંય વાર નહીં લાગે. તું ભૂલથી પણ એમનું ધ્યાન ન દોરીશ.'

'ભલે, તમારું ધ્યાન ખેંચવાની ફરજ હતી.'

'તને આ વાતની જાણ ક્યાંથી થઈ?'

'મૌલિક સાથે ઝઘડો થતાં, મૌલિકે ગુસ્સામાં કહ્યું હતું–'તું મારાં વ્યસનો અંગે બોધ આપે છે, પણ તારા વર્તન પર કાબૂ રાખી શકે છે? ઑફિસમાં તારા અને પંડ્યા સાહેબના સબંધો વિશે સારી વાતો નથી થતી.' અને હું પણ ચોંકી ઊઠેલી. લોકો પણ કેવી હીન મનોવૃત્તિ ધરાવતાં હોય છે! સ્ત્રી-પુરુષો વચ્ચે એક જ પ્રકારનો સંબંધ હોઈ શકે? મારા જેવી આધેડ વય વટાવી ચૂકેલી સ્ત્રી વિશે આવું વિચારી શકે છે તો યુવાન છોકરીઓ ખોટી રીતે કેટલી બદનામ થતી હશે? તે આખી રાત મેં તરફડીને વિતાવી હતી. મૌલિકના મુખેથી ઉચ્ચારાયેલા શબ્દો મને દઝાડતા રહ્યા હતા.'

નટુભાઈ થોડી ક્ષણો આંખો બંધ કરીને ચૂપચાપ બેસી રહ્યા.

માધવી બાલ્કનીમાંથી, પસાર થતાં વાહનોની વણઝાર જોઈ રહી.

'માધવી, તને કોઈના પર શંકા છે?'

'મને મિ. ખન્ના પર શંકા જાય છે. જટાશંકરભાઈના આગમન પછી એમની પ્રશંસા સાંભળી ઈર્ષ્યાથી સળગી ઊઠ્યા છે. ઘણીવાર એમની પીઠ પાછળ ઘસાતું બોલે છે. 'ગોરમહારાજ ઔર બિઝનેસ! કુત્તા – બિલ્લી કા સંગમ!' જેવા શબ્દો ઉચ્ચારી હાંસી ઉડાવે છે. મિ. ખન્નાએ ઑફિસમાં એના ચમચાઓ ઊભા મે મોટે ભાગે અમદાવાદ રહો છો એટલે તમને મિ.

ખન્નાની જોહુકમીનો ખ્યાલ નથી. સ્ત્રી-કર્મચારીઓમાં પણ એના વર્તન વિશે કચવાટ છે. એને લીધે કેટલીક યુવતીઓએ ઑફિસ છોડી છે. બીજી યુવતીઓ નોકરી શોધે છે. એની જાળમાં ફસાયેલી યુવતીઓ ઑફિસમાં રુઆબથી રહે છે. ગમે ત્યારે આવે છે, ગમે ત્યારે જાય છે. અને મારો પણ અનુભવ છે...'

'કેમ અટકી ગઈ ? તારો શો અનુભવ છે ?'

'મિ. ખન્ના આપણા સંબંધોથી અજાણ છે એટલે એણે મને એની ચેમ્બરમા બોલાવી કહ્યું હતું—માધવી, આજે સાંજે તમારો શો કાર્યક્રમ છે ?'

'કોઈ કાર્યક્રમ નથી. ઘેર જઈશ. જમવાનું બનાવીશ. જમીશ. ટી. વી. જોઈશ, થોડું વંચી સૂઈ જઈશ.' મેં કહેલું.

'એકલા એકલા કંટાળો આવતો નથી ? તમે કંપની આપો તો હોટલમા જમીશું. મૂવી જોઈશું...'

'ખન્ના સાહેબ, મને હોટલમાં જમવાનો કે મૂવી જોવાનો શોખ નથી. મારી એકલતાને મે ગોઠવી લીધી છે.'

'માધવી, શોખ જન્મથી હોતા નથી. કેળવવા પડે છે. ચેન્જથી લાઇફનું બોરડમ ઘટે છે. પ્રયોગ તો કરી જુઓ.'

'સોરી.' મે કહેલું, 'મારી પ્રકૃતિને તમારું સૂચન માફક નહીં આવે.' માધવીના સ્વરમાં સખ્તાઈ આવી ગઈ હતી.

'મને ખન્ના વિશે ઘણી ફરિયાદો મળી છે. મને ખ્યાલ નહોતો કે એની નજર તારા સુધી લંબાશે.' નટુભાઈ બોલ્યા.

'વાતમાંથી વાત ન નીકળી હોત તો મે આવી ક્ષુલ્લક વાત કરી ન હોત. ભરયુવાનીમા લખનૌ જેવા અપરિચિત સ્થળે પણ મારી જાતનું રક્ષણ કરી શકી હતી તો પછી હવે તો આ ઉંમરે કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. મારી જાતનું રક્ષણ કરતાં પુરુષોની વિવિધ ચેષ્ટાઓએ મને શીખવી દીધું છે. મિ. ખન્નાએ એની ત્ત અનુસાર પ્રલોભનના દાણા નાખી જોયા હતા. જટા

મળવાનું કોઈ ને કોઈ નિમિત્તે થતું. શક્ય છે મિ. ખન્નાએ જટાશંકરભાઈ અને મારા પ્રત્યેનો દ્વેષ આ રીતે પ્રગટાવ્યો હોય. કેવળ મારી ધારણા છે, સાબિતી નથી.'

'તારી ધારણામા વજૂદ છે. મિ. ખન્નાને માટે કોઈ રસ્તો કાઢવો પડશે.'

'ચાલો, હું જાઉં.' માધવીએ ઊઠવાની તૈયારી કરતાં કહ્યું.

'બસ, જવું છે ?'

'ઘણું મોડું થઈ ગયું. હમણાં હમણાં મૌલિક પણ વિચિત્ર નજરે મારા તરફ જુએ છે. એની નજરમાં શંકાનાં વાદળ લહેરાતાં જોઈ શકું છું. બાકી, ઊઠવાનું મને પણ મન થતું નથી.'

'યુવાન પુત્ર આધેડ માતા તરફ શંકાની દૃષ્ટિએ જુએ એ સ્થિતિ કેટલી દુ:ખદ હોય છે એ કલ્પી શકું છું. તને નહીં રોકું.'

'આવું અલપઝલપ મિલન પણ કેટલો આનંદ આપે છે ! એ આનંદ ઘટાટોપમાં વીજઝમકારનું કામ કરી જાય છે.'

'તને ઘર સુધી મૂકી જાઉં ?'

'ના, રિક્ષામા જતી રહીશ. તમને ઘેર આવવાનું પણ કહી શકતી નથી એનો અફસોસ છે.' માધવીનો અવાજ પડી જતા પવનની જેમ પડી ગયો.

'આપણા સંબંધો જ એવા છે કે જેમાં આનંદ કરતાં વસવસો વધુ છે. હું મારે ઘેર પ્રસંગે તને નિમંત્રી શકતો નથી. તું તારે ઘેર મને આવકારી શકતી નથી. એક ત્રીજે જ ઘેર આપણે મળી શકીએ છીએ. મનભરી એકબીજાને જોઈ રહી, મિલનનો ક્ષણિક આનંદ માણી, ફરી મળવાની આશામાં અફસોસ સાથે છૂટાં પડીએ છીએ.'

'છતાં ક્યારેક મળી શકીએ છીએ એ મોટું આશ્વાસન નથી ?'

'છે, જરૂર છે. આશ્વાસન પણ એક આશીર્વાદ છે.'

માધવી ઊભી થઈ.

'ચાલ, નીચે સુધી તો મૂકવા આવું?'

માધવીએ વિરોધ ન કર્યો.

નટુભાઈ અને માધવી સડક પર આવીને ઊભાં.

રિક્ષાઓ ભરાઈ ભરાઈને જતી હતી.

ખાલી રિક્ષા ઊભી રાખવા માધવી નજર ફેરવતાં બોલી, 'તમે એકલા એકલા શું કરશો?'

'જટાશંકરભાઈની રાહ જોઈશ. આવશે પછી જમવા જઈશું. વાતો કરીશું. સવારે ઑફિસે આવી, સાંજે અમદાવાદ જવા નીકળી જઈશ.'

એક રિક્ષા આવીને ઊભી રહી.

અંદર બેઠેલા મૌલિક પર નજર પડતા નટુભાઈ અને માધવી ચમક્યા.

મૌલિક સૂચક નજર માધવી અને નટુભાઈના ચહેરા પર ઠેરવી બોલ્યો, 'ઘેર આવવું હોય તો આવી જા. અચાનક મારી નજર તમારા બન્ને પર પડી ને, રિક્ષા રોકી.'

માધવી નટુભાઈ સામે નજર કર્યા વગર રિક્ષામાં બેસી ગઈ.

રિક્ષા સડસડાટ દોડવા લાગી.

નટુભાઈને માધવીની દયા આવી. મૌલિક માધવી સાથે એમને જોઈ ગયો એ નટુભાઈને ન ગમ્યું. મનમાં બબડ્યા, 'આજે મૌલિકે અમને જોયાં. કાલે બીજા જોશે. ક્યાં સુધી ગુપ્ત રહી શકશે લાગણી-ભીના સંબંધો? એક દિવસ તો...'

મૌલિકે નટુભાઈ સાથે પોતાને જોઈ તે માધવીને ન ગમ્યું. અપરાધીની જેમ તેના ચહેરા પર ક્ષોભ તરવરી ઊઠ્યો.

'ક્યાં ગયો હતો?' માધવી ક્ષોભ દૂર કરવા મથી રહી.

'હું મારા કામે ગયો હતો. તું તારા કામે ગઈ હતી. હું તને ક્યારેય પૂછું છું કે ઘણીવાર સાંજે ઑફિસ છૂટ્યા પછી ત જાય છે?'

મૌલિકના કટાક્ષસભર શબ્દો માધવીને દઝાડી ગયા.

'જોઇ, પંડ્યા સાહેબ જેવા ભલા માણસ સાથે તું સંબંધ રાખે એના કરતાં નટુભાઈ સાહેબ સાથે સંબંધ રાખે તો એ સંબંધો વધુ ઉપયોગી થઈ પડે.'

'મૌલિક!' માધવીના અવાજમાં રુદન મિશ્રિત ચીસ હતી.

'હું કોઈ ખરાબ અર્થમાં નથી કહેતો.'

'મૌલિક, તારી માને તું ઓળખી શક્યો નથી.' માધવીની આંખોમાંથી અશ્રુધારા વહી રહી.

બીજાં વાહનોને ઓવરટેક કરવા મથતી રિક્ષા સડસડાટ દોડી રહી હતી—રેસકોર્સ સર્કલના માર્ગે.

*

જટાશંકર રીસેપ્શન–કાઉન્ટર પર આવી પહોંચ્યા.

ઘઉંવર્ણી, યુવાન અને આકર્ષક યુવતી પોનીટેઈલ હલાવતી, હસી હસીને ફોન પર વાતો કરી રહી હતી.

જટાશંકર ચૂપચાપ ઊભા રહ્યા.

'પ્લીઝ હોલ્ડ ઑન' કહી યુવતી ગરદન ટટ્ટાર કરી, જટાશંકર સામે સ્મિત વેરતાં બોલી, 'યસ, પ્લીઝ!'

જટાશંકર હવે હોટલોના તોર-તરીકાથી ટેવાતા જતા હતા. બિઝનેસમાં યુવાન અને સુંદર સ્ત્રીઓનાં સ્મિત અને સૌજન્યપૂર્ણ વર્તન અસરકારક માધ્યમ પુરવાર થાય છે એ બિઝનેસના આછા-પાતળા અનુભવ પરથી સમજી શકતા હતા. તેમણે નિસર્ગ અને પ્રાર્થના વિષે પૂછ્યું.

યુવતીએ રજિસ્ટરમાં બાજદષ્ટિ ફેરવી લઈ, સ્મિત વેરી કહ્યું, 'રૂમ નંબર ટુ ઝીરો ટુ.'

'થેન્ક યુ.' જટાશંકરે કહ્યું.

'યુ આર વેલકમ.'

લિફ્ટ હોવા છતાં જટાશંકરે રૂમ નંબર બસો બે પર આવીને બંધ દરવાજા પર ટકોરા માર્યા.

થોડી ક્ષણોમાં પ્રાર્થનાએ દરવાજો ખોલ્યો.

'આવો, કાકાબાપુ આવો.' પ્રાર્થનાના શબ્દો અને ચહેરા પર અંતરનો સહજ આનંદ ચમકી રહ્યો.

જટાશંકર અંદર પ્રવેસ્યા.

નિસર્ગ અને પ્રાર્થના પગે લાગ્યાં.

'સુખી રહો.' જટાશંકર ગદ્‌ગદ કંઠે બોલ્યા.

હોટલનો સ્યૂટ સુંદર, કલાત્મક ફર્નિચરથી સુસજ્જ અને વિશાળ હતો.

'બેસો, કાકાબાપુ.' નિસર્ગે કહ્યું.

જટાશંકર સંખેડાની ખરાદી કલાથી શોભતી ખુરશી પર બેઠા. નિસર્ગના મુખેથી 'કાકાબાપુ' શબ્દ સાંભળી આનંદ થયો. 'અન્કલ' શબ્દ હવે તેઓ પચાવી શકતા હતા, પણ 'કાકાબાપુ' શબ્દ તેમને પોતીકો–ઉષ્માભર્યો લાગ્યો. આ શબ્દ તેમને સતત પોતાની અંદર પડેલા જૂના જટાશંકરનું સ્મરણ કરાવતો હતો.

'નિસર્ગકુમાર, પ્રાર્થના સામે કોઈ ફરિયાદ તો નથી ને!' જટાશંકરે હસીને પૂછ્યું.

'તમારા સંસ્કારોથી ઘડાયેલી પ્રાર્થનાથી અમારા પરિવારને ખૂબ સંતોષ છે. પ્રાર્થનાને અમારી સામે કોઈ ફરિયાદ હોય તો પૂછો.' નિસર્ગ હસ્યો.

જટાશંકરે પ્રાર્થનાના ચહેરા પર સુખની સુરખી જોવા મથતા હોય એમ દૃષ્ટિ ઠેરવી.

'ખૂબ સુખી છું, કાકાબાપુ, ખૂબ સુખી છું.' પ્રાર્થનાએ આંખો ઝુકાવી દીધી.

જટાશંકરને આંખો ઝુકાવી દેતી પ્રાર્થનાના અંતરમાં પડેલ અસુખનો અણસાર વરતાયો, 'પ્રાર્થનાએ આંખો શા માટે ઝુકાવી દીધી? જો કે, પ્રાર્થનાએ સદાય આંખો ઝુકાવીને જ વાત કરી છે. એને અસુખનાં એંધાણ ન માનવાં જોઈએ. પુત્રીની સુખની બાબતમા મા–બાપનાં અંતર ખૂબ જ કૃપણ હોય છે. દરિયા જેટલું સુખ હોય તો પણ કૂવા જેવડું જ લાગતું હોય છે! પુત્રીના સુખથી મા–બાપને કદી ધરવ થતો નથી. મારૂ પણ એવું જ છે ને?'

ંકર વિચારે ચડી ગયા.

'કાકાબાપુ, શા વિચારમાં પડી ગયા ?' પ્રાર્થનાએ પાંપણો ઉઠાવતાં પૂછ્યું.

'એ જ કે તમે બધા પરસ્પરથી સુખી હો એનાથી વધુ મારે શું જોઈએ ?' જટાશંકરની આંખો ભીની બની, 'ઘણા સમયે પ્રાર્થનાને જોઈને, એટલે અંતરનો આનંદ આંખો દ્વારા ઝમી ઊઠ્યો.' જટાશંકર બબડતા હોય એમ બોલ્યા.

પ્રાર્થનાની પાપણો પર અશ્રુ-બિંદુઓ તસી આવ્યા.

જટાશંકર અને પ્રાર્થનાના સ્નેહભીના મિલનને નિસર્ગ જોઈ રહ્યો, 'નિર્ભેળ, નિર્વ્યાજ સ્નેહનાં મિલન કેવાં આહ્લાદક હોય છે !'

વાતાવરણની ભીનાશ ઓગળી નાખવા જટાશંકર બોલ્યા, 'તમે લોકો મારા પરિવર્તનની તો નોંધ લેતાં નથી. આ સફારી, આ બૂટ, આ ટોપી...'

નિસર્ગ અને પ્રાર્થના હસી પડ્યા.

'કાકાબાપુ, તમે ખરેખર મોડર્ન બની ગયા છો. પહેલી નજરે તો તમને કોઈ ઓળખી જ ન શકે. ક્યાં ધોતિયું- કફની-ત્રિપુંડ-શિખા અને ક્યાં સફારી, બૂટ અને કેપ...?' નિસર્ગે કહ્યું.

'ભલે દેશ પ્રમાણે વેશ બદલાયો હોય, પણ કાકાબાપુ અંતરથી તો એ જ હશે એની શ્રદ્ધા છે.' પ્રાર્થના બોલી.

'અમુક ઉંમરે જેમ નવા સંસ્કારોનું સિંચન કરવું દુષ્કર છે, તેમ વર્ષો જૂના સંસ્કારો ભૂંસવા પણ સહેલા નથી. જીવનક્રમ જરૂર બદલાયો છે, છતાં ભીતર બદલાયું નથી.' જટાશંકરે કહ્યું, 'જો કે આધુનિક પ્રવાહ એટલો વેગીલો છે કે જૂના સંસ્કારો એ વેગમાં તણાઈ ન જાય એ માટે સતત પ્રયત્નશીલ રહેવું પડે છે—સામા પૂરે તરવા જેટલું મુશ્કેલ કામ છે. છોડો એ વાત અને કહો, મારું મકાન હોવા છતા તમે હોટલમાં ઊતરો એ ઠીક કહેવાય ? ચાંણોદના જીર્ણ મકાન કરતા અહીંનુ મકાન સગવડતાભર્યું છે. પ્રાર્થના તો

'હા. કાલે ઑફિસે આવશે. આપણે બધાં સાથે જમીશું. નિસર્ગ અને પ્રાર્થનાને જમાડવાની વિધિ પણ બજાવ્યાનો સંતોષ થશે.'

નટુભાઈ આ ભલા, લાગણીશીલ અને સરળ માણસને અહોભાવથી જોઈ રહ્યા, 'બધાંનાં સુખ–કલ્યાણની કામના કરતો આ માણસ પોતાના માટે જીવવાનુ શીખ્યો નહીં હોય? કે પછી સ્પૃહાઓથી પર છે?'

'આપણે ક્યાં જમવા જઈશું?' જટાશંકરે પૂછ્યું.

'તમારું ટિફિન આવી ગયું છે. મને ખાસ ભૂખ નથી.' નટુભાઈએ કહ્યું.

'મને પણ ભૂખ નથી.'

'પ્રાર્થનાને મળી પેટ ભરાઈ ગયું છે?'

'પેટ અને મન બન્ને ભરાઈ ગયાં છે. ઘણીવાર વિચારું છુ, માનવીનો પિંડ વાત્સલ્ય નામના પદાર્થથી ન રસાયેલો હોત તો?'

નટુભાઈ અને જટાશંકરે એક ટિફિનમાથી જમી લીધુ — નટુભાઈ અને જટાશંકર વેવાઈ કરતાં મિત્રો અધિક બની રહ્યા હતા.

જમી પરવારીને નટુભાઈ અને જટાશંકર ઢાળેલી ખુરશીઓમાં બેઠા...

નટુભાઈએ મિ. ખન્ના વિશે માધવીએ આપેલા અભિપ્રાયની વાત કરી અને પૂછ્યું, 'તમારી શી છાપ છે મિ. ખન્ના વિશે?'

'માધવીબહેન ખોટાં તો નથી જ. ખન્ના સાહેબની કનડગતની મેં પણ વાતો સાંભળી છે.' જટાશંકરની પ્રકૃતિએ કોઈનુ ઘસાતું બોલતાં ખચકાટ અનુભવ્યો પણ હકીકતથી દૂર ન જઈ શક્યા

નટુભાઈ થોડી ક્ષણો ચૂપ રહી બોલ્યા, 'ખન્ના અંગે કોઈક રસ્તો કાઢવો પડશે.'

'બાહ્ય દૃષ્ટિએ ખન્ના સાહેબ અત્યંત સૌમ્ય અને સૌજન્યશીલ છે.'

'એટલે તો મેં એના પર વિશ્વાસ રાખી એને કંપનીનો

એક ડિરેક્ટર બનાવી ઑફિસ સોંપી દીધી હતી, પણ એનું ભીતરનું સ્વરૂપ જુદું જ છે. ચહેરા પરનો ચહેરો લાંબો સમય ટકી શકતો નથી. ખુદ માધવીએ પણ, એની વિકૃત ચેષ્ટા વિશે ફરિયાદ કરી છે. જોકે, માધવી ખૂબ ઘડાયેલી છે.'

'માધવીબહેન તો ઉંમરમાં એનાથી મોટાં છે તો પણ...!' જટાશંકરને આશ્ચર્ય થયું.

'વિકૃત પુરુષની દૃષ્ટિ સુંદર સ્ત્રી શોધે છે, ઉંમર નહીં. પાંસઠ વર્ષની વિધવા વૃદ્ધા પર પણ એક યુવાને બળાત્કાર કર્યાના પ્રગટ થયેલા સમાચાર થોડા સમય પહેલાં જ વાંચ્યા હતા. તો પછી ખન્ના છત્રીસેકનો અને માધવી એકતાળીશની...'

જટાશંકરના શરીરે ધ્રુજારી અનુભવી. કામ-વાસના વિશેની ઉક્તિ યાદ આવી ગઈ, 'કામાતુરાણામ્ ન ચ ભયં, ન ચ લજ્જા।'

નટુભાઈએ કહ્યું, 'અત્યારે માધવીને મૂકવા નીચે સુધી ગયો હતો ત્યારે મૌલિકની રીક્ષા અચાનક આવીને ઊભી રહી. મારા તરફ સૂચક દૃષ્ટિએ જોઈ રહ્યો. માધવી એની સાથે ઘેર જવા નીકળી ગઈ.'

'મૌલિકે માધવીને તમારી સાથે જોઈ એ ઠીક ન થયું. આજ-કાલ એ ખૂબ જ વ્યગ્ર રહે છે.'

'માત્ર વ્યગ્ર જ નથી રહેતો, ખોટા ધંધે પણ ચડી ગયો છે. માધવી સાથે સંબંધ ધરાવતા પ્રત્યેક પુરુષમાં એની દૃષ્ટિ પિતા શોધે છે.'

જટાશંકરે નિઃશ્વાસ નાખ્યો, ('માણસજાત કેવી કેવી સમસ્યાઓથી પિડાય છે. જોકે, સમસ્યા ન હોય તો સપાટ-એકધારું જીવન માનવીના ઘડતરમાં ભાગ ભજવી શકતું નથી સુખ અને આનંદનું મૂલ્ય સમજાતું નથી. સમસ્યા તો માનવીના હીરની કસોટી છે.')

બીજે દિવસે ઑફિસમાં જટાશંકર એમની કેબિનમાં અને નટુભાઈ મિ. ખન્નાની કેબિનમાં પ્રવેશ્યા.

મિ. ખન્ના મુંબઈથી આવી ગયા હતા.

'આઈયે પટેલ સાહબ આઈયે,' મિ. ખન્નાએ યૂપીઅન સ્ટાઇલમાં નટુભાઈને આવકાર્યા. અને નટુભાઈને પોતાની ચેરમાં બેસવા આંગળી ચીંધી, 'બૈઠિયે.'

'મિ. ખન્ના, હજુ સુધી આ ચેર તમારી છે. તમે ત્યાં બેસો હું સામે બેસીશ. ઑફિસોમાં વ્યક્તિઓનું નહીં, ચેરનું મહત્ત્વ છે. વ્યક્તિઓ તો આવે છે ને જાય છે, પણ ચેર તો અડગપણે ઊભેલી હોય છે. કોઈની ચેર પર બેસવાની અનધિકૃત ચેષ્ટા કરવી એ સભ્યતાની વિરુદ્ધ છે. આવતી કાલે આ ચેર પર કોણ બેસશે એનો ઉત્તર આવતી કાલ આપી દેશે. હાલમાં તો તમારો અધિકાર છે. પ્લીઝ, તમે બેસો.'

મિ. ખન્નાની ચેરની સામે નટુભાઈ બેઠા. વચ્ચે ટેબલ હતું. ટેબલ પર ન્યૂઝ પેપર્સ હતાં, પેન સ્ટેન્ડમાં રંગીન બોલપેનો હતી. પેપર વેઇટ હતું. પિનકુશન હતું. સ્ટેપ્લર હતું. ટેબલ કેલેન્ડર હતું, જેમાં બિકીની પહેરેલી શ્યામસુંદરીનો ઉન્માદક પોઝ હતો.

'મને ખ્યાલ ન આવ્યો, આપ આ દ્વારા કાંઈ સૂચવવા માગો છો ?' મિ. ખન્નાએ પૂછ્યું.

'હું માનું છું કે હું શું કહેવા ઇચ્છું છું તે તમે સમજી શકો એટલા હોશિયાર માણસ છો.'

'મને ખ્યાલ ન આવ્યો.'

'સ્પષ્ટ વાત કરું તો તમારા વિરુદ્ધ ઘણી ફરિયાદો મળી છે.'

'મારી વિરુદ્ધ ? કઈ ફરિયાદો ?'

'મિસ બીહેવિયર અને કરપ્શન અંગેની.'

'હમ્બગ. મારી વિરુદ્ધ ષડ્યંત્ર રચાઈ રહ્યું છે.' મિ. ખન્નાના ચહેરા પર ગુસ્સો તરવરી ઊઠ્યો.

નટુભાઈ હસ્યા, 'ટેક ઈટ ઈઝી. તમને એની પાછળ કોનો હાથ લાગે છે ?'

'જ્યારથી પંડ્યા સાહેબ ઑફિસમાં આવ્યા છે ત્યારથી ઑફિસનું વાતાવરણ ખરાબ થતું જાય છે.'

'કઈ રીતે ?'

'આ માણસ જેટલો ધાર્મિક અને સરળ લાગે છે તેટલો ઊંડો અને દુષ્ટ લાગે છે. આપના સંબંધી છે એટલે કહેતાં સંકોચ થાય છે પણ માધવી સાથે એના સંબંધો શંકાસ્પદ છે. પંડ્યા સાહેબ વડીલ છે, એમનું માન રાખું છું, પણ મારી વિરુદ્ધ એ બધાંને ઉશ્કેરે છે અને મારા વિશે જાત જાતની વાતો ફેલાવે છે. તમારા સંબંધી છે એટલે બોલી શકાતું નથી, છતા તમે પૂછ્યું એટલે કહ્યું.'

'મિ. ખન્ના, સંબંધો એને સ્થાને છે, બિઝનેસ એના સ્થાને છે. હું બન્નેની ભેળસેળ કરતો નથી. મને તમારી પણ શરમ નહીં નડે અને જટાશંકરભાઈની પણ શરમ નહીં નડે. હવે સાંભળો, તમારી વિરુદ્ધ મારી પાસે પુરાવા છે. તમારે લીધે જ ઑફિસની છોકરીઓ નોકરી છોડીને ચાલી ગઈ છે. તમે જટાશંકરભાઈની વિરુદ્ધ સાબિતી આપો. આવતા અઠવાડિયે બોર્ડ ઑફ ડિરેક્ટર્સની મિટિંગ છે એમાં પુરાવા રજૂ કરશો તો ચાલશે. બોર્ડની મુદત પૂરી થાય છે, કોને ચાલુ રાખવા, કોની મુદત ન લંબાવવી એ અંગે નિર્ણય કરીશું. તમે તો બોર્ડ ઑફ ડિરેક્ટર્સમાંના એક ફૂલટાઇમ ડિરેક્ટર છો. જટાશંકરભાઈ કરતા તમારી સત્તા વિશાળ છે. બિઝનેસના હિતમાં હું તમને કે જટાશંકરભાઈ કોઈને દૂર કરતાં અચકાઈશ નહીં. ઓ. કે. ?'

'ઓ. કે.' મિ. ખન્નાનો ચહેરો પડી ગયો.

નટુભાઈ મિ. ખન્નાની કેબિનમાંથી બહાર નીકળી, ઑફિસનું રાઉન્ડ લઈ, કર્મચારીઓના 'ગુડમોર્નિંગ' ઝીલતા, જટાશં-કેબિનમાં પ્રવેશ્યા.

'આવો.' જટાશંકર હસ્યા, 'તમારી ઓફિસમાં તમને આવકારું છું.'

નટુભાઈએ જોયું તો પ્રાર્થના બેઠી હતી.

પ્રાર્થનાએ નટુભાઈને વંદન કર્યાં.

'સુખી તો છે ને બેટી?' નટુભાઈએ પૂછ્યું.

'જી. આપ સર્વના સદ્‌ભાવ અને ઈશ્વરકૃપાથી સુખી છું. તમે બધાં મજામાં છો ને?'

'હા. બધાં પોતપોતાની પ્રવૃત્તિમાં ડૂબેલાં છે.'

'પ્રણવભાઈ–રીનાભાભી શુ કરે છે?'

'ખૂબ મઝામાં છે. નવા પરણેલાં શ્રીમંત યુગલોને મઝા જ હોય. તારી જેમ. ખરું ને?'

પ્રાર્થના ચૂપ રહી, લુખ્ખું હસી.

'પ્રણવ–રીના મુંબઈ આવ્યાં હતાં. તમને મળ્યાં હશે.'

'ફોન પર સંપર્ક થયો હતો. રૂબરૂ મળી શક્યાં નથી. ખૂબ વ્યસ્ત હતા.'

'નવી કંપની ફ્લોટ કરીએ છીએ. પ્રણવ–રીના ડિરેક્ટર્સ છે. દોડધામમાં હતાં એટલે નહીં મળ્યાં હોય. 'N. K. Industries Ltd.' પ્રતિષ્ઠિત કંપની બની છે એટલે એના સહયોગથી સ્થપાતી કંપનીની પ્રતિષ્ઠા પણ લોકનજરમાં વધી ગઈ છે. એનો લાભ લેવા મોટા ઇન્ડસ્ટ્રીઆલિસ્ટનાં પગલે આપણે પણ ચાલીએ છીએ. હજુ કંપની માર્કેટમા આવતા પહેલાં ઈસ્યુને અંડર રાઈટ કરવા બ્રોકર્સ લીડ મેનેજર ટુ ઇસ્યુ બનવા બેંકો અને કોમ્પ્યુટર સર્વિસિસ દોડધામ કરે છે. ઇસ્યુનું ઊંચું પ્રીમિયમ પણ બોલાવા લાગ્યું છે. પૈસાની ઘેલછા જેવી મોટી ઘેલછા દુનિયામાં બીજી કોઈ નથી.'

પ્રાર્થના સમજી શકી કે અમુક હદ કરતાં વધુ પૈસાથી માણસ કી જાય છે. નટુભાઈ પણ પૈસાથી સંતૃપ્ત થઈ ગયા છે. વધુ

પાછળની દોટ તેમને નિરર્થક લાગે છે. પ્રાર્થના નિસર્ગ અને મનોજકુમારની દોટથી પરિચિત હતી. તેણે કહ્યું, 'તમારી વાત સાચી છે પૈસાથી થાકવા છતાં માણસજાત પૈસા પાછળ દોડવાનું છોડી શકતી નથી. એટલે તો (માણસો મળ્યાની તૃપ્તિ માણવાને બદલે, વધુ મેળવવાની અતૃપ્તિથી પિડાય છે અને તૃપ્તિનો આનંદ ખોઈ બેસે છે)

'તારી વાત સો ટકા સાચી છે. નિસર્ગ ક્યાં છે?'

'મોટો કોન્ટ્રાક્ટ મેળવવા મળવા ગયા છે. હમણાં આવી પહોંચશે.' પ્રાર્થનાએ કહ્યું.

શાંતિથી નટુભાઈ અને પ્રાર્થનાની વાતો સાંભળતા જટાશંકર વિચારી રહ્યા હતા, 'પ્રાર્થના હજુ એના વિચારો અને સંસ્કારો પર અડીખમ ઊભી છે. એને નિસર્ગની પૈસા પાછળની દોટથી અસંતોષ છે. ભારતીય આર્યનારી હોવાથી સ્પષ્ટ અસંતોષ પ્રગટ કરી શકતી નથી, છતાં કોઈ ને કોઈ અસુખ પ્રાર્થનાના અંતરને દૂભવી રહ્યું છે એમ તેનું ગઈકાલનું અને આજનુ વર્તન કહે છે. મારે એમના સંસારમાં માથું ન મારવું જોઈએ. વડીલોની આવી દરમિયાનગીરીથી કેટલાય સંસાર અસ્તવ્યસ્ત બની ગયા છે. 'અતિ સ્નેહે પાપ શંકી!'ની વૃત્તિથી તો હું દોરવાતો નથી ને? પ્રાર્થના અને નિસર્ગના દામ્પત્યજીવનનો હું મૂક પ્રેક્ષક બની રહું એમાં જ બધાંનું કલ્યાણ સમાયેલુ છે. કોઈ મુશ્કેલી હશે તો પ્રાર્થના પોતે જ કહેશે.'

નિસર્ગ કેબિનમાં પ્રવેશ્યો–

નિસર્ગના ચહેરા પર વ્યગ્રતા હતી.

'આવો, કેમ છો?' નટુભાઈએ પૂછ્યું.

'મઝામાં. તમે?'

'સમય પ્રમાણે ચાલ્યા કરે છે. તમે ચિંતામાં લાગો છો. કોઈ પ્રોબ્લેમ?' નટુભાઈ હસ્યા.

'મલ્ટીસ્ટોરીડ બિઝનેસ કોમ્પ્લેક્ષનો કોન્ટ્રાક્ટ મળે અને કાકાબાપુને મળાય એ બે ઉદ્દેશથી વડોદરાની મુલાકાત લીધી હતી. કાકાબાપુને મળી આનંદ થયો, પણ કોન્ટ્રાક્ટ કદાચ ન પણ મળે.'

'કોના હાથમાં છે?'

મિ. શ્રીનિવાસન. ટૂંકા શરીર પર મોટું મોઢું છે.'

'એટલે?'

'દસ ટકા માગે છે. પ્રોજેક્ટ પચીસ કરોડનો છે.'

'તમે શુ ઓફર મૂકી?'

'પાચ ટકા. એણે 'જોઈશુ' કહી ટાળી દીધું છે. બીજી પાર્ટીઓ દસ ટકા આપી દેશે. પછી લાગ્યું કે મમતને વળગી ન રહ્યો હોત તો ચાલત.'

'સેટલમેન્ટ કરવી છે?'

'હા, પણ...'

'કમાવવા માટે કમાવવા દો એ બિઝનેસની રીત છે. દસ ટકા સુધી સેટલ કરી દઉં?'

'તમે ઓળખો છો?'

'મારા મિત્ર છે.'

નટુભાઈએ ફોનના બટન પર ફટાફટ આંગળી ફેરવવા માંડી.

'હલ્લો! શ્રીનિવાસન સાહેબ... હું નટુભાઈ બોલું છું... કાલે આવ્યો... શું ફરમાવુ? હા, એક તકલીફ આપવાની છે... મુબઈથી 'નિસર્ગ કન્સ્ટ્રકશન્સ'ના મિ. નિસર્ગ દ્વિવેદી હમણાં તમને મળવા આવ્યા હતા... હા, એ જ... મારા વેવાઈના જમાઈ છે... આ કોન્ટ્રાક્ટ એમને મળવો જોઈએ... હા, હું જાણું છુ... સેવન એન્ડ હાફ પર્સન્ટ... મારી ઓફર છે... મને નારાજ નહીં કરી શકો, એમ ને?... તો પછી હું કન્ફર્મ કરી લઉં ને?... ઓ. કે... ઓ. કે... ઓન માય બીહાફ... ડન... થેન્ક યુ...

વેરી મચ...'

નટુભાઈએ ફોન મૂકી દઈ, હસતાં હસતાં કહ્યું, 'તમારું કામ થઈ ગયું.. અઢી ટકા બચાવ્યા...'

નિસર્ગનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો, 'મને વાતચીત પરથી ખ્યાલ આવ્યો.'

'મારુ કમિશન ?' નટુભાઈ બોલ્યા.

'અઢી ટકા બચાવ્યા. સવા ટકો તમારો. ફિફ્ટી ફિફ્ટી. નિસર્ગે કહ્યુ, 'મુંબઈ બેઠા બેઠા વડોદરાનો કોન્ટ્રાક્ટ મેળવવાનો મેં પ્રેસ્ટિજ ઇસ્યુ બનાવ્યો હતો થેન્ક યુ વેરી મચ.'

નટુભાઈ ખડખડાટ હસી પડ્યા, 'યુવાન માણસ, ખૂબ આગળ વધો. જિંદગીમા કમિશન આપીને કમાયો છું. કોઈની પાસેથી લીધુ નથી તો અમારા જમાઈ પાસેથી લેવાય ? હુ તો મજાક કરતો હતો.'

'હુ પણ મજાકનો ઉત્તર મજાકથી આપતો હતો.' નિસર્ગે કહ્યુ.

જટાશંકરે કહ્યું, 'જમવા જઈશું ?'

બધાં ઊઠ્યા—

નટુભાઈએ જોયું તો જટાશંકરના ચહેરા પર આનંદના ભાવો નહોતા. જટાશંકરભાઈ એમની આંખો સામે ભ્રષ્ટાચારથી સોદો પાર પડેલો જોઈ ઉદાસ બની ગયા છે એમ નટુભાઈએ કલ્પ્યું અને મનોમન બોલ્યા, 'તંત્રમાં લપેટાતા ધીમે ધીમે આ નીતિપ્રેમી માણસ ટેવાઈ જશે. લાઇન પર આવી જશે.'

નિસર્ગને આટલો મોટો કોન્ટ્રેક્ટ મળવાનો ખરેખર આનંદ જટાશંકરને થયો નહોતો. તેમણે જોયું તો પ્રાર્થનાના ચહેરા પર પણ ખુશીની લેરખી ફરકતી નહોતી

મહાવિજય પ્રાપ્ત કર્યો હોય એમ નિસર્ગ ખુશખુશાલ હતો.

નટુભાઈની કાર હોટલ તરફ દોડી રહી હતી.

બધાં પોતપોતાની મનોસૃષ્ટિમાં આનંદ–રંજની લાગણી અનુભવતાં હતા.

'હોટલ ગુજરાત'ના એરકન્ડિશન્ડ ડાઇનિંગ હૉલમાં પ્રાર્થના અને પ્રણવને જમાડવાની પરંપરિત વિધિ બજાવતાં જટાશંકરે અર્ધસંતોષની લાગણી અનુભવી. ઘેર ન જમાડી શક્યાનો વસવસો રહી ગયો.

પ્રાર્થનાને સોનાની વીંટી અને પ્રણવને ચેઇન આપી. પ્રાર્થનાએ વંદન કર્યાં. હોટલના ડાઇનિંગ હોલમાં જાહેરમાં વંદન કરતાં નિસર્ગે ખચકાટ અનુભવ્યો, છતાં પ્રાર્થનાને અનુસર્યો.

'સર્વે સુખિનઃ સન્તુ ।' જટાશંકરે આશીર્વાદ આપ્યા.

નટુભાઈએ પ્રાર્થના અને નિસર્ગને કવર આપ્યાં, 'આ વિધિની મને જાણ અચાનક થઈ એટલે ચીજ-વસ્તુ લાવવાનો સમય ન રહ્યો.'

'અન્કલ, તમારા આશીર્વાદ બસ છે. એની શી જરૂર છે?' નિસર્ગ બોલ્યો.

'કેમ, પ્રાર્થના મારી પુત્રી નથી? તમે મારા જમાઈ નથી? શુકનનું પ્રતીક સ્વીકારવામાં દલીલ ન કરાય.' નટુભાઈ હસ્યા.

નિસર્ગ-પ્રાર્થનાએ દલીલ ન કરી.

પ્રાર્થના અને નિસર્ગ હોટલ તરફ જવા રવાના થયાં.

નટુભાઈ અને જટાશંકર ઑફિસે આવ્યા.

'મૌલિકનો બદલીનો ઓર્ડર તૈયાર કરાવી દીધો છે. આપી દઉં?' જટાશંકરે પૂછ્યું.

'જરૂર.' નટુભાઈએ ઇન્ટરકોમ પર ટેલિફોન ઓપરેટરને મૌલિકને મોકલવા અનુરોધ કર્યો.

ગઈ કાલે માધવી સાથે પોતાને ભેભેલા જોઈ મૌલિકે સૂચક દૃષ્ટિએ જોયું હતું એનું સ્મરણ થતાં નટુભાઈએ ક્ષોભ અનુભવ્યો.

મૌલિક પ્રવેશ્યો–

'આવતી પહેલીથી–અઠવાડિયા પછી અમદાવાદ ઑફિસે તારી બદલી કરવાની વાત કરી હતી ને?' જટાશંકરે કહ્યું.

'મેં તૈયારી બતાવી હતી.'

જટાશંકરે ઑર્ડર આપ્યો અને બીજા પત્ર પર મૌલિકની સહી લીધી.

'હું ચારેક દિવસ વહેલો છૂટો થઈશ. અમદાવાદ રહેવા માટે એકલા માણસને જોઈએ એટલી રૂમ શોધવી પડશે ને?'

'ભલે. રૂમ શોધવામાં તકલીફ પડે તો નિઃસંકોચ કહેજે.' નટુભાઈએ કહ્યું.

'જરૂર પડે તકલીફ આપીશ.' મૌલિકે બેફિકરાઈથી કહ્યું.

'તને વડોદરા છોડવાનું દુઃખ તો નથી ને?'

'ના, સ્થળ પ્રત્યે મને લગાવ નથી. ગમે ત્યાં જીવવાનું છે. લખનૌ રહ્યો, વડોદરા રહ્યો. હવે અમદાવાદ જઈશ. શો ફેર પડે છે? શો અર્થ છે મારા જીવનનો? મારી આદતોને લીધે હું મારાથી દુ.ખી છું, મારી માતા મારે લીધે દુ.ખી છે એ હું જાણું છું. જીવવાનું છે તો જીવી લઈશ.'

'આવતી કાલે જીવનમા પરિવર્તન પણ આવી શકે છે. આજનો સજ્જન માણસ આવતી કાલે દુર્જન પણ બની શકે છે. તુ કોઈ ખરાબ યુવાન નથી, માત્ર આદતો બદલાતા જીવન પણ બદલાઈ શકે છે. તારા સુખ માટે ખુદ તારે જ ભગીરથ કરવા જોઈએ. અમારા તમામની શુભેચ્છા તારી સાથે પુરુષાર્થશૂન્ય આશીર્વા " ચ્છા ફળતાં નથી.' જટાશં હાથે મા–દીકરીને છૂ' . અનુભવતા હતા

'મારી લાયકાત કરતાં તમારા વડીલોનો માગ જોવા પર વધુ પડતો પ્રેમ છે તેનું ઘણીવાર આશ્ચર્ય થાય છે. દુનિયામાં મારા જેવા ખરાબ માણસો હોય છે તો તમારા જેવા સારા માણસો પણ હોય છે.' મૌલિક કેબિન છોડી સડસડાટ ચાલી ગયો.

જટાશંકર અને નટુભાઈએ એકબીજા સામે જોયું.

'તમે માતા-પુત્રને છૂટા પાડતાં દુઃખ અનુભવો છો?' નટુભાઈએ પૂછ્યું.

'હા. કોઈક પાપ કર્યાની અનુભૂતિ મનને અજંપ બનાવે છે.' જટાશંકરે કહ્યું, 'તમે પણ દુઃખ અનુભવો છો એ જોઈ શકું છું.'

'ગુપ્ત તો પણ મારું લોહી ખરું ને? નટુભાઈ ફિક્કું હસ્યા.

જટાશંકરે વાત પર પૂર્ણવિરામ મૂકી દીધું.

સાંજે નટુભાઈ અમદાવાદ જવા રવાના થયા.

નિસર્ગ અને પ્રાર્થના બે દિવસ વડોદરા રહ્યાં. નટુભાઈના એક ફોનથી નિસર્ગનું કામ થઈ ગયું હતું. નિસર્ગ શ્રીનિવાસનને મળી આવ્યો હતો. કોન્ટ્રાક્ટ પાકો કરી આવ્યો હતો.

પ્રાર્થના અને નિસર્ગ જટાશંકરના ફ્લેટ પર બન્ને દિવસ મળવા આવ્યાં હતાં.

પ્રાર્થનાએ પૂછેલું, 'ગામ જાવ છો કે સંપર્ક મૂકી દીધો છે?'

'શરૂ શરૂમા જતો હતો. એકાદ મહિનાથી બિલકુલ ગયો નથી. હવે જવા વિચારું છું.'

પ્રાર્થના અને નિસર્ગ મુંબઈ જવા રવાના થઈ ગયાં.

જટાશંકર કોઈ ગેબી બેચેની અનુભવતા હતા.

માધવીએ કેબિનમા આવી કહ્યું, 'આવતી કાલે સવારે મૌલિક અમદાવાદ જાય છે.'

'તમે દુઃખ અનુભવો એ સ્વાભાવિક છે.'

'મૌલિક સાથે હતો ત્યારે દુઃખી હતી, જાય છે ત્યારે પણ :ખી છું. સ્ત્રી અને તેમાંય માતૃહૃદય ઈશ્વરનો આશીર્વાદ છે કે

અભિશાપ એ સમજી શકતી નથી.' માધવીએ નિઃશ્વાસ નાખ્યો.

'ઈશ્વરની લીલા અકળ છે. મૌલિકને પૈસાની જરૂર છે?'

'મારી પાસેથી એક હજાર આપ્યા છે. જીવનમા પહેલી જ વાર તેણે ડાહ્યા છોકરાની જેમ કહ્યું હતું, 'મેં તને ખુબ દુઃખ આપ્યું છે નહીં? પણ શું કરું? હું જ મારા હાથમાં નથી.' અને તેની આખો ભીની બની હતી.'

'પોતે ખોટું કરી રહ્યાની એને પ્રતીતિ થાય છે એ શુભ સંકેત છે. કોઈ મુશ્કેલી હોય તો કહેજો.'

'તમને તકલીફ આપી છે, આપું છુ અને આપીશ.' માધવીએ કહ્યું, 'સર અને તમારા સિવાય મારે બીજા કોઈ સ્વજનો નથી.'

'તમારો અધિકાર છે.'

'આભાર' કહી માધવીએ કેબિન છોડી.

જટાશંકરનુ હૃદય દ્રવી ઊઠયું, 'માધવીનુ સમર્પણ ઘણું મોટું છે. પત્ની હોવા છતા પત્નીત્વ ઢાંકીને યુવાનીના વીસેક વર્ષ પસાર કર્યાં. પુત્રને ઉછેર્યો. એક સ્ત્રી માટે આ સંઘર્ષ નાનોસૂનો નથી. માતા હોવા છતાં પુત્રસુખ પણ ન પામી શકી.'

જટાશંકર ઉદાસ બની ગયા.

મિ. ખન્ના જટાશંકર સાથે વિચિત્ર રીતે વર્તતો. નટુભાઈની નજરમાં પોતાનુ સ્થાન ખેરવી નાખનાર જટાશંકર જ છે એવું મિ. ખન્નાના અંતરમાં વસી ગયું હતું. પોતાનું વિકૃત આચરણ એને માટે જવાબદાર છે, 'માનવીને પોતાના દોષો વસતા નથી.' એ ન્યાયે મિ. ખન્ના પોતાના દુષ્કૃત્યો વિશે વિચારવાને બદલે જટાશંકરને 'રોંગ બોક્ષ'માં મૂકવાની પેરવી કરવા લાગ્યો.

મિ. ખન્નાએ માથે ચડાવેલી એકાઉન્ટ કલાર્ક મિસ નીના ગુપ્તાને ઇન્ટરકોમ દ્વારા બોલાવી. નીના મિ. ખન્નાની 'પેટ' એણે જોયું હતું કે મિ. ખન્ના ઑફિસના સર્વેસર્વા છે નીના મિ. ખન્નાના ઇશારે પતળી બની ગઈ

ખન્નાએ એને સારો લાભ આપ્યો હતો અને નીનાનો શારીરિક અને આર્થિક લાભ પણ ઉઠાવ્યો હતો. માતા-પિતાની છત્રછાયા વગર એકલી રહેતી નીનાને બિન્દાસ રીતે રહેવા માટે મિ. ખન્નાના સહારાની જરૂર હતી. મિ. ખન્નાએ પણ નીનાને સહાય કરી, એની મારફત પેટ્રોલ ખર્ચ, ડ્રાઇવર ખર્ચ, પ્રવાસ ખર્ચ, એન્ટરટેઇનમેન્ટ ખર્ચ, ઇતર ખર્ચ જેવાં ખોટાં વાઉચર પર સહી કરાવી દર મહિને હજારોની એડ્જસ્ટમેન્ટ કરી હતી. એ હજારોમાંથી નીના પગાર ઉપરાંત સેંકડો મેળવતી હતી. મિ ખન્ના અને નીનાની જુગલબંધી હતી.

'મે આઇ કમ ઇન સર ?' ટહુકતી ઊંચી, પાતળી, શ્યામવર્ણી છતાં આકર્ષક નીના 'યસ, કમ ઇન,' જેવો ઉત્તર સાંભળ્યા વગર અંદર પ્રવેશી અને 'પ્લીઝ બી સીટેડ' જેવા શબ્દો સાંભળ્યા વગર અધિકારપૂર્વક મિ. ખન્નાની સામેની ચેર પર બેસી જઈ, મિ. ખન્ના સામે સ્મિત વેરતાં બોલી, 'તમે અપસેટ લાગો છો.'

'હા. મારે તારી મદદની જરૂર છે.'

'મારી મદદની !' નીનાએ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

'હા. મદદ કરનારને પણ મદદની ક્યારેક જરૂર પડે છે.'

'મને ખ્યાલ ન આવ્યો.'

'જટાશંકરે મને મુશ્કેલીમાં મૂક્યો છે. મારા ચારિત્ર્ય વિરુદ્ધ નટુભાઈના કાન ભંભેર્યા છે. મારે એમની વિરુદ્ધ પુરાવા ઊભા કરવા માટે તારી જરૂર છે.'

'હું શું મદદ કરી શકું ?' નીનાએ પૂછ્યું.

'નટુભાઈ અને માધવીના સંબંધો વિશે અફવા ફેલાવવામા તેં મને મદદ કરી હતી. હવે તારે નટુભાઈ સમક્ષ ફરિયાદ કરવાની છે કે જટાશંકરે તને એમના ફ્લેટ પર બોલાવી હતી. તારા ચારિત્ર્ય પર હાથ નાખવાનો પ્રયત્ન કર્યો હતો. નોકરીમાંથી પાણીચું આપી ..ાની ધમકી આપી હતી.'

નીના મિ. ખન્ના સામે જોઈ રહી.

'કેમ ચૂપ થઈ ગઈ?'

'એ શક્ય નથી.'

'કેમ? તારા માટે તો એ રમત વાત છે.'

'નટુભાઈ સાહેબે ઑફિસની છેલ્લી મુલાકાત દરમિયાન ટેબલે ટેબલે ફરીને પંડ્યા સાહેબ કે તમારી વિરુદ્ધ કોઈ પણ પ્રકારની ફરિયાદ હોય તો બેધડક જણાવવા કહ્યું હતું અને નોકરીની સલામતીનું અભય વચન આપ્યું હતું. મારા ખ્યાલ મુજબ ઘણી છોકરીઓએ તમારા વિરુદ્ધ ફરિયાદ કરી છે. મેં તમારી કે પંડ્યા સાહેબની કોઈની ફરિયાદ કરી નથી.'

'તો હવે કર. કામનું બહાનું કાઢી અચાનક એમના ફ્લેટ પર પહોંચી જા. મારે એમની વિરુદ્ધ પુરાવા જોઈએ.'

'સોરી. હું તમારી સાથે સંબંધ રાખું છું એનો મતલબ એ નથી કે હું સસ્તી છોકરી છું. એમના જેવા સરળ અને ભલા માણસની માધવીબહેન સાથે વાત ફેલાવવામાં હુ નિમિત્ત બની એનો મને અફસોસ છે. હવે તમને સાથ નહીં આપી શકું. અલબત્ત, તમારી વિરુદ્ધ પણ નહીં બોલુ, પણ આજથી તમારી સાથેના સંબંધો પણ પૂરા કરું છું. મેં ઘણું ખોટું કર્યું છે, હવે નથી કરવું.'

'એટલે તું મને સાથ નહીં આપે એમ ને?'

'ના.'

'તું સમજી શકી છે કે ઑફિસમાંથી મારું વર્ચસ્વ ઓછું થતું જાય છે. તું પવનની દિશામાં પીઠ ફેરવતી સ્વાર્થી છોકરી છે.'

'તમારો સ્વાર્થ પોષવા તમે મારો સ્વાર્થ પોષ્યો છે. મારી લાલસાનો લાભ લઈ મને ગેરમાર્ગે દોરી છે. કંપનીનું હિત જોવા બદલે અત્યાર સુધીમાં લાખો રૂપિયા બનાવ્યા છે. મારા તરફ ટુકડો ફેંકતા રહ્યા હ ` હું સ્વીકારતી રહી હતી. ત

સંપર્કથી મેં પામવા કરતાં ગુમાવ્યું વધારે છે. હવે વધુ ગુમાવવાની શક્તિ નથી.'

'નીના, મિ. પંડ્યાથી તું અંજાઈ ગઈ છે. તું શું બોલે છે તેનું તને ભાન નથી.'

'પહેલાં ભાન નહોતું. હવે ભાન આવ્યું છે માટે જ તમારી ગંદી રમતનું પ્યાદું નહીં બનું.' નીનાના ચહેરા પર ગુસ્સો તગતગતો હતો.

'નીના, તારે સહન કરવું પડશે.'

'ધમકી આપો છો?'

'જે સમજવું હોય તે સમજી શકે છે.'

'યાદ રાખજો, મને મુશ્કેલીમાં મૂકવાનો પ્રયત્ન કરશો તો તમે પણ બચી નહીં શકો.' નીના ઊભી થઈને ચાલી ગઈ.

મિ. ખન્નાએ ગુસ્સાથી ટેબલ પર હાથ ઠોક્યો. દાંત ભીંસ્યા, 'નીનાએ મારો લાભ ઉઠાવ્યો પણ સાથ ન આપ્યો. બધા સ્વાર્થનાં સગા છે.'

મિ. ખન્નાને જટાશંકર પર, નટુભાઈ પર, નીના પર અને પોતાની જાત પર ગુસ્સો આવ્યો. તેમણે જોરથી બેલ દબાવી. પ્યૂન આવ્યો, 'મિ. પંડ્યાને મોકલ.'

થોડી વાર પછી જટાશંકર પ્રવેશ્યા.

'પંડ્યા સાહેબ, મેં તમારું કાંઈ બગાડ્યું છે?' મિ. ખન્ના ગર્જી ઊઠ્યા.

જટાશંકરને ખન્નાનું વર્તન વિચિત્ર લાગ્યું. તેમણે કહ્યું, 'મને ખ્યાલ ન આવ્યો.'

'હું જાણું છું કે તમારી નજર મારી ખુરશી પર છે. તમે ઑફિસમાં આવ્યા ત્યારથી કર્મચારીઓને મારી વિરુદ્ધ ભડકાવવાનું કામ શરૂ કરી દીધું છે નટુભાઈ સાહેબના મનમાં પણ મારા વિશે 'ગ્રહ જન્માવ્યો છે.' મિ. ખન્નાનું શરીર ધ્રૂજતું હતું.

'ખન્ના સાહેબ, મને ખુરશીનું પ્રલોભન નથી. પૈસાનો મોહ નથી.'

'તો પછી ઑફિસ છોડીને શા માટે જતા રહેતા નથી? હાથીની જેમ તમારા ચાવવાના અને બતાવવાના જુદા છે'

જટાશંકરે પ્રગટ થવા થનગની ઊઠેલા પ્રકોપ પર કાબૂ રાખ્યો, 'નટુભાઈ મને અહીં લાવ્યા છે. એ કહેશે તે ક્ષણે જતાં રહેતા મને લેશમાત્ર વસવસો નહીં થાય. મને કોઈ વસ્તુનું પ્રલોભન નથી.'

'તો પછી મારી વિરુદ્ધ ષડયંત્ર શા માટે રચો છો?'

'ખન્તા સાહેબ, તમે મર્યાદા ઓળંગો છો. તમારા મનમાં પડેલો ચોર બીજામાં ચોરને જુએ છે. તમે તમારા વર્તનની કદી સમીક્ષા કરી છે? ખુદ તમારા કર્મો જ તમારાં દુશ્મન છે. તમારા દુષ્કૃત્યોના પડછાયા તમને આંતરતા રહે છે.' જટાશંકરના શબ્દોમાં સખ્તાઈ હતી, 'આપણાં કર્મો સફાઈથી કે બીજા પર આક્ષેપ કરવાથી ભસ્મ થતા નથી. તમે તમારા કર્મોના વજન હેઠળ જાતે કચડાવ છો.'

'શટ અપ.' મિ. ખન્ના ગર્જી ઊઠ્યા.

'હું મારી જીભને આવા શબ્દો ઉચ્ચારી મલિન નહીં કરું.'

જટાશંકર ખન્નાની કૅબિનમાથી બહાર નીકળી પોતાની કૅબિનમાં પ્રવેશ્યા.

ખન્નાના વર્તનથી જટાશંકર ખિન્ન બની ગયા, 'માણસોને ગુના કરવા છે અને એની સજા બીજાઓ તરફ ધકેલી દેવી છે!'

જટાશંકરને લાગ્યું, 'ઘણા સમયથી ચાણોદ ગયો નથી. બેત્રણ દિવસ જઈ આવું તો મન હળવું થાય.'

જટાશંકરે અમદાવાદ ઑફિસે ફોન જોડાવ્યો.

નટુભાઈનો સંપર્ક થયો.

'નટુભાઈ, હું ત્રણેક દિવસ માટે ચાંણોદ જવા વિચારું છું. મન મૂંઝારો અનુભવે છે.'

'જરૂર જઈ આવો. મન હળવું થઈ જશે. ખન્નાનુ કેમ ચાલે છે ?'

'મારું અસ્તિત્વ એને ખૂંચ્યા કરે છે એનો ડગલે ને પગલે અનુભવ થાય છે.' જટાશંકરે થોડીવાર પહેલાં ખન્નાએ કરેલા અસભ્ય વર્તનની વાત ન કરી, 'ખન્નાનાં કર્મો એને નડશે, મારે શા માટે નિમિત્ત બનવુ ?'

'થોડા જ દિવસમાં બધું વ્યવસ્થિત થઈ જશે. તમે રજા પર જાઓ છો એ અંગે ખન્નાનુ ધ્યાન દોરજો.'

'ભલે.'

'બોર્ડ ઑફ ડિરેક્ટર્સની મીટિંગ પૂરી થયે હું વડોદરા આવીશ. તમે નિશ્ચિંત મને જઈ આવો. પછી રૂબરૂ મળીશું.'

જટાશંકર મિ. ખન્નાની કેબિનમાં પ્રવેશ્યા.

'યસ ?' મિ. ખન્નાનુ મન હજુ ધૂંધવાયેલુ હતું.

'હું ત્રણેક દિવસ માટે વતન જાઉં છું. તમારું ધ્યાન દોરું છું.'

'હું રજા મંજૂર ન કરું તો ?'

'તો પણ જઈશ. જવું જરૂરી છે.'

'તમારી સામે શિસ્તભંગનાં પગલાં લેવાની મને સત્તા છે.'

'જાણું છું એટલે પૂર્વસંમતિ માગું છું. રજા પર ઊતરી ગયા પછી જણાવતો નથી.'

'સી. એલ. રિપોર્ટ મૂક્યો ?'

'તમને જણાવ્યા બાદ મૂકીશ.'

'ખરેખર તો તમારે રજા લેવાની જરૂર ન હોય. તમે તો શેઠના વેવાઈ છો.'

'એના કરતાં વધુ તો કંપનીનો વફાદાર કર્મચારી છું.'

'માત્ર કર્મચારી જ નહીં બૉસનાય બૉસ છો.'

'ખન્ના સાહેબ, હજુ સુધી તો તમે આપણી ઑફિસના બૉસ છો. તમે ઉંમરમાં નાના હોવા છતાં તમારું માન રાખ્યું છે. તમને મારા પ્રત્યે ખોટો પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. તમે તમારા વર્તનની સમીક્ષા કરશો તો તમને તમારા ઘણા વાંક દેખાશે. અરીસામાં શરીર જોવું જેટલું અગત્યનુ છે તેટલુ અંતરના દર્પણમાં મનનુ પ્રતિબિંબ જોવું જરૂરી છે. જાતને જોવી જરૂરી છે ઘણા સત્યો સમજાઈ જશે.'

'ઓહ. શટ અપ. યુ હેલ ગો.' ખન્નાએ ત્રાડ પાડી, 'મારે તમારું બોધપ્રધાન વ્યાખ્યાન નથી સાંભળવુ.'

'ખન્ના સાહેબ, હું આદતથી મજબૂર છું એટલે બોધવાક્યો એકાએક નીકળી જાય છે. આ મારી નિર્બળતા છે એનાથી હુ જ્ઞાત છું. હું ઇચ્છું કે તમે પણ તમારી નિર્બળતાથી પરિચિત થઈ તેને દૂર કરવા મથો. તમે ઘણા શક્તિશાળી છો. પણ તમારી નિર્બળતાઓની જવાળાઓમા તમારી શક્તિ હોમાઈ જાય છે.'

જટાશંકર કેબિનમા આવ્યા. તેમને પ્રતીતિ થઈ કે ઑફિસમા કાં ખન્ના રહી શકશે, કાં પોતે. ઉદારતા અને વડીલત્વના બહાને હવે અપમાનના ઘૂંટડા નહીં ગળી શકાય.

ઑફિસ છૂટયા પછી જટાશંકર ફ્લેટ પર આવ્યા. બૅગ તૈયાર કરી અને મારુતિ લઈ ચાણોદ જવા રવાના થયા.

જટાશંકર હવે સારી રીતે ડ્રાઇવિંગ કરતા હતા.

રાતે જટાશંકર ચાણોદ આવી પહોચ્યા.

બંધ ઘરનુ તાળું ખોલ્યું.

જટાશંકર આવ્યાની જાણ થતાં પાડોશના દિનમણિશંકર આવી પહોચ્યા. એમની દીકરી રાધાને પાણીનો લોટો લઈ આવી, ઘર સાફ કરી નાખવા કહ્યુ. દિનમણિશંકરની અઢારેક વર્ષની રાધા પાણીનો લોટો લઈ આવી અને હવડ ઘરને ઝાપટઝૂપટ કરી સાવરણીથી કચરો વાળવા લાગી.

જટાશંકર ગામલોકોની દૃષ્ટિએ મોટા માણસ થઈ ગયા હતા.

જટાશંકરનું ઘર પરિચિતોથી ઊભરાઈ ગયું. પરિચિત ચહેરા જોતાં જટાશંકરે પોતાપણાની લાગણી અનુભવી. દિનમણિશંકરને ઘેરથી ચા આવી. પિત્તળની કીટલીમાંથી પિત્તળની રકાબીઓમાં ચા રેડાઈ.

જટાશંકરને વૈભવશાળી હોટલોની પાણી જેવી 'ટ્રે-ટી' કરતાં, આખા દૂધની કડક-મીઠી ચામાં વધુ લિજ્જત આવી.

'જટાશંકરભાઈ, તમે તો ગામને સદંતરે વિસારે પાડી દીધું.' દિનમણિશંકરે કહ્યું.

'ખરી વાત છે.' બીજાઓએ ટાપશી પૂરી.

'આવતો રહીશ. ગામ અને પ્રાણની માયા સહજમાં છૂટી શકતી નથી.' જટાશંકર હસ્યા.

મોડી રાતે બધા વિખરાયા—

જટાશંકર એમની મેડીએ આવ્યા. કાથીના ખાટલા પર ઝાભા જેવી ગોદડી પર સૂતા.

નર્મદાનાં નીર પરથી વહેતી હવા, ગામલોકોની આત્મીયતા અને એ જ જરીપુરાણા ઘરે જટાશંકરનો અડધો માનસિક બોજ હળવો કરી નાખ્યો. 'જય શ્રીકૃષ્ણ'નું રટણ કરી ઘસઘસાટ ઊંઘી ગયા....

પ્રાતઃકાળે જટાશંકર ધોતિયું-કફની પહેરી નર્મદા તટે આવ્યા. કેડભર પાણીમાં ઊભા રહ્યા.

'નમામિ દેવી નર્મદે...'નું સ્તોત્ર લલકાર્યું. ઉપરાઉપરી ડૂબકીઓ મારી. પૂર્વ દિશા તરફ મીટ માંડી, ક્ષિતિજની ગોદમાંથી ડોકિયું કાઢતા સૂર્યની વંદના કરી.

જટાશંકરને થોડા સમય માટે પોતાની ભીતરમાંથી પ્રગટેલ જૂના સંસ્કારથી ઘડાયેલા જટાશંકર પ્રાપ્ત થયા હોય એવી અનુભૂતિ જન્મી. બિઝનેસના આટાપાટા, માણસોની વિવિધ વૃત્તિઓ ને સમસ્યાઓથી જન્મેલ મૂંઝવણ નિર્ભેળ આનંદ અને નર્મદા-

ના પ્રવાહમાં તણાઈ જતા જટાશંકરના અંતરે તૃપ્તિનો અનુભવ કર્યો...

'હું એ જ જટાશંકર છું. આધુનિક યુગના પ્રવાહમાં ખેંચાઉં છું. એના રંગોમાં રંગાતો જાઉં છું. સર્વનું કલ્યાણ ઇચ્છવા છતાં, મૂંઝવણનો બોજ ઊંચકીને જીવું છું, છતાં મારી અંદરનો જટાશંકર મરી પરવાર્યો નથી એટલે તો જૂના વાતાવરણમાં આનંદ અનુભવું છું. આ જૂનું ઘર, કાથીનો ખાટલો, ગામના અશિક્ષિત—અર્ધશિક્ષિત માણસો, નર્મદાનાં નીર, પંખીઓનો કલરવ અને સૂર્યોદય જોઈ અંતર હરખાઈ ઊઠે છે. સમૃદ્ધિ અને સગવડો નિરર્થક છે એમ નહીં કહું, પણ અહીંની શાંતિનો અનુભવ કરાવી શકતાં નથી.'

જટાશંકર પોતાની જાત સાથે વાત કરવા લાગ્યા.

'હુંપદમા રાચતા માણસો કરતાં કુદરતનાં તત્ત્વો કેવા ભવ્ય છે! સૂર્ય વિશ્વને તેજોમય બનાવે છે છતાં પોતાના વિશે એક હરફ સુધ્ધાં ઉચ્ચારે છે? મધ્ય પ્રદેશમાંથી નીકળી, ગુજરાતની સરહદમાંથી પસાર થઈ મહારાષ્ટ્ર સુધી લંબાઈને પડેલી નર્મદા સૈકાઓથી પોતાની છાતી ચીરી પોતાની અમૃતધારાથી કરોડો માણસો, પશુઓની જીવાદોરી બની રહી છે, છતા પોતાના કલ્યાણકામ અંગે કદી આત્મવડાઈ કરી નથી. આવી પુનિતા નર્મદાને નિમિત્ત બનાવી સરહદો ઝઘડે છે. રાજપુરુષોએ નર્મદાને રાજકીય પ્યાદું બનાવી દીધું છે. વ્યક્તિઓ રાજકારણના હાથા બની પૈસા અને કીર્તિ મેળવવા જાતજાતના પેંતરા રચે છે, છતાં નર્મદા પોતાના ધર્મથી વિચલિત બનતી નથી...'

જટાશંકર સ્નાન કરી ઓવારાનાં પગથિયા ચડવા લાગ્યા.

એમની દૃષ્ટિ પિત્તળના ચકચકિત બેડા સાથે મંથર ગતિએ પગથિયા ઊતરતી રેવતીને શોધવા મથી રહી. જટાશંકર રેવતીનો આભાસ સુધ્ધા ન વરતાયો.

જટાશંકર એકલા એકલા ધીમું ધીમું હસી, બબડ્યા, 'તે હિનો દિવસો ગતાઃ।' સંયમિત મિલન અને ક્ષણવિક્ષણનું તારામૈત્રક કેવું આહ્લાદક હતું ! પ્રાપ્તિ વગર પ્રાપ્તિનો આનંદ હતો. મારી જવાબદારીઓ જવાબદાર હતી રેવાના વિચ્છેદ માટે. મારી જવાબદારી એટલે હું જ ને ? હું જ...હું જ જવાબદાર છું... છતાં અંતરની કોર પર રેવા મઢાયેલી છે...'

'કેમ છો જટાશંકરભાઈ ?' પસાર થતા જટાશંકર પર નજર પડતા પરિચિતો જટાશંકરને ઓવારા પર, બજારમાં મળતા, આનંદથી ખબર પૂછતા, 'જે જે' કરતા.

જટાશંકર ચહેરો મલકાવી, 'જે જે' કરી, બધાનાં ક્ષેમકુશળ પૂછી ઘરમાં પ્રવેશ્યા.

બંધ ઘરમાં આવેલી, દિનમણિશંકરની પુત્રીએ ટેબલ પર મૂકેલી ટપાલ જોવા માંડી. પોસ્ટ કાર્ડ હતા, કવર હતા. યજમાનોનાં હતાં. ક્રિયાકાંડ માટે મુલાકાત માગતા હતા.

જટાશંકરને અફસોસ થયો, 'કોઈને ઉત્તર ન આપી શકાયા. કેટલી શ્રદ્ધાથી યજમાનો મારી પાસે આવતા હતા. મૂળ વ્યવસાય સાથેનો તંતુ જ તૂટી ગયો.'

દિનમણિશંકરની સાથે એની પુત્રી ચાની કીટલી અને રકાબીઓ સાથે પ્રવેશી.

'દિનમણિભાઈ, તમે કેટલી તકલીફ ઉઠાવો છો ?'

'પાડોશીના નાતે મારી ફરજ છે, તમારા બધા યજમાનો મને સોંપીને તમે તો મારા પર ઉપકાર કર્યો છે. તમે આવો ત્યારે ત્યાં જ જમવાનું છે. તમે જ કહેતા હતા, 'પેટની કોઠી ખાલી ને ખાલી, છતાં ખવરાવ્યે કદી ખૂટતું નથી.' યાદ છે ?'

જટાશંકર હસ્યા, 'મારા જ શબ્દોથી મને બાંધો છો ? ભલે, મારા યજમાનોને સાચવી તમે મારા પર ઉપકાર કર્યો છે.'

ગામના માણસો મળવા આવ્યા—જમવાનું નિમંત્રણ પણ આપતા હતા.

'આજે નહીં, ફરી કોઈ વાર. આ વખતે તો દિનમણિશંકરનો મહેમાન છું.' જટાશંકર કહેતા.

ત્રણ દિવસના મુકામ દરમિયાન જટાશંકરના મને તાજગી અનુભવી...

આ ત્રણ દિવસોમાં વડોદરા વિસરાઈ ગયું હતું.

જટાશંકર ત્રિકાળ સંધ્યા, પરિચિતોની મુલાકાત, બપોરે વિસરાઈ જાય તે પહેલાં ક્રિયા-કાણ્ડોનું સ્મરણ કરવામાં વ્યસ્ત હતા.

રેવાનું સ્મરણ થઈ આવતાં એક સાંજે તેના ઘર તરફથી પસાર થયા. ઘેર તાળું લટકતું હતું, 'રેવા સામાન્ય રીતે ઘરની બહાર નીકળતી નથી. ક્યા ગઈ હશે? સામાન ખરીદવા ગઈ હશે? ગામ છોડી દીધું હશે?' અનેક આશંકાઓથી મન ભરાઈ ગયું, પણ રેવા વિશે કોઈને પૂછવાથી દફનાઈ ગયેલો અતીત આળસ મરડીને ઊભો થઈ જશે. લોકો અતીતના પોપડા ઉખેડવા માંડશે. મને તો વાંધો નહીં આવે, પણ રેવાની દશા દયનીય બની જશે એ ભીતિથી કોઈને રેવા વિશે પૂછી ન શકયા.

ચોથા દિવસની પ્રભાતે સ્નાનવિધિ કર્યા પછી જટાશંકરે વડોદરા જવાની તૈયારી કરી.

દિનમણિશંકરે કહ્યું, 'આવતા રહેજો. નિઃસંકોચ માગ મહેમાન બનજો.'

'ભલે.'

'હવે સ્વાર્થની વાત કરું?'

'બોલો.'

'મારી પુત્રી રાધાને તો તમે ઓળખો છો. તમે એને બાળપણથી રમાડી છે. એનું નામ પણ તમે પાડયું છે. બારમું ધોરણ પાસ કર્યું છે. કૉલેજમાં ભણાવી નથી. હવે તો તમારે ઘણાં

વીસ વર્ષ પહેલાંની ચંપકવર્ણી, લજ્જાશીલ અને સાચા હૃદયથી જટાશંકરના નિર્ણયને પોતાનો નિર્ણય બનાવી લેનાર ત્યાગમૂર્તિ રેવા અને હોસ્પિટલના વોર્ડમાં પડેલી ટી.બી. ગ્રસ્ત રેવા.

કાર દોડાવતા જટાશંકરની નજર સડક પર હતી. મન રેવા તરફ દોડતું હતું, 'મેં રેવાની મુર્ઝાઈને કરમાતી કાયા જોઈ હતી ત્યારે ખ્યાલ નહોતો કે ટી.બી. ઊધઈ બની એની કાયાને ખોતરી રહ્યો છે. જોકે, ટી.બી. હવે અસાધ્ય રોગ રહ્યો નથી... હું રેવતીને મળીશ...જરૂર મળીશ...'

*

ઓળખાણો થયાં હશે. એને લાયક કોઈ મુરતિયો હોય તો બતાવજો. શ્રીમંત ઘરનો મોહ નથી. સંસ્કારી અને ખાનદાન મુરતિયો મળે એવી બાપ તરીકે ઇચ્છા છે. હવે તો મારી તબિયત ઠીક રહેતી નથી. આંખો મીંચાય તે પહેલાં એને પરણાવી, પિતૃઋણ અદા કરવા જીવ ઝાવા નાખે છે.'

'રાધા મારી નજર સામે ઊછરી છે. રાધા બીજી પ્રાર્થના છે. જે ઘેર જશે તે ઘરને ઉજાળશે. હું જરૂર ધ્યાનમાં રાખીશ. સારી છોકરીને સારો મુરતિયો બતાવવો એ પુણ્યકાર્ય બજાવતાં આનંદ થશે...'

'હવે, બીજી વાત કરવા ઇચ્છું છું. તમને ગમશે કે નહીં તેનો ખ્યાલ નથી, એટલે અચકાઉં છું.'

'શી વાત છે?'

'રેવા...રેવાને ટી. બી. થયો છે. પેટ ભરવા, સ્વમાનથી જીવવા ખૂબ મહેનત કરતી હતી. શરીર સુકાઈને પૂણી જેવું બની ગયું છે...'

'શું!' જટાશંકરના શરીરમાં કંપારી ફરી વળી.

'મારા વિશે ગેરસમજ ન કરશો. તમે વડોદરા છો અને રેવા પણ વડોદરા છે એટલે...'

'ક્યાં છે?'

'સયાજી હૉસ્પિટલમા ગરીબાઈથી પીડાતી સામાન્ય વૉર્ડના એક ખાટલે પડી છે.'

ત્રણ દિવસમાં જટાશંકરે મેળવેલો આનંદ થોડી જ ક્ષણોમાં તૂટી પડ્યો.

'તમે મારું ધ્યાન ખેંચ્યું એ સારું કર્યું.' જટાશંકરે સ્વસ્થતા પ્રાપ્ત કરતાં કહ્યું.

જટાશંકરે 'જય શ્રીકૃષ્ણ' કહી, કાર ઉપાડી.

જટાશંકરની આંખો સામે રેવાના બે સ્વરૂપો તરવરી ઊઠ્યાં –

અપ-ડાઉનમાં વાહનોથી તકલીફ ઊભી થાય તો ઑફિસે મોડા પડવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય. તેમાંય સ્રી ઉમેદવારની પસંદગી કરવાની હોય તો વડોદરામાંથી લાયક ઉમેદવ.ર મળે તો સારું રહે.'

'મેં વડોદરા પ્રોપરની જ દસેક અરજીઓ જુદી કાઢી છે.'

'સરસ.'

'ઇન્ટરવ્યૂની તારીખ કઈ લખું ?'

'દસેક દિવસ પછી–પંદરમી જૂન લખજો.'

'ભલે.'

'મૌલિકના કોઈ સમાચાર ?'

'બે દિવસ પહેલાં જ ફોન હતો. સરે એને એક બેડરૂમ, એક ડ્રોઇંગરૂમ અને એક કિચનનો ફ્લેટ આબાવાડી વિસ્તારમાં આપ્યો છે. ઑફિસે આવવા–જવા માટે સ્કૂટરની વ્યવસ્થા પણ કરી આપી છે. હમણાં તો મૌલિક ખુશ છે. સરનો પણ ફોન હતો. મૌલિકની ચિંતા ન કરવા માટે લખ્યું છે.' માધવીના ચહેરા પર સંતોષ ઝબકતો હતો.

'નટુભાઈ આમેય દિલદાર આદમી છે. તેમાંય મૌલિક તો ગમે તેમ તો પણ પોતાનુ લોહી..'

'મૌલિક સુખી હોય એનાથી વિશેષ મારે શું જોઈએ ? મેં તો સુખ–દુ:ખે જીવતનાં ચાળીશ વર્ષ પૂરાં કર્યાં. ખરું જીવન તો એણે જીવવાનુ છે. એને અપાયેલી સગવડો અને સ્વતંત્ર જીવન એને વધુ ઉદ્ધત ન બનાવી દે એ અંગે વિચાર આવી જાય છે અને અસ્વસ્થ બની જવાય છે.'

'માધવીબહેન, મૌલિક એનું પ્રારબ્ધ લખાવીને દુનિયામાં આવ્યો છે. માત્ર મૌલિક જ નહીં, આપણે તમામેતમામ. આપણે પ્રારબ્ધની લિપિ ઉકેલી શકતાં નથી એટલુ જ. સારા માટે મથીએ છીએ, છતાં એક અદષ્ટ અનિશ્ચિત પરિણામ તરફ ધપતા રહીએ છીએ. શકય છે, મૌલિકની આજ ધૂંધળી છે, પણ આવતી કાલ ફૂલગુલાબી હોય.

# [૨૨]

જટાશંકર ફ્લેટ પર આવ્યા.

પેન્ટ–બુશકોટ–બૂટ પહેર્યાં. કેપ ચડાવી

શ્રીકૃષ્ણની મૂર્તિને વંદન કર્યાં. જટાશંકરે ફ્લેટના સ્ટોરરૂમમાં પૂજાગૃહ તૈયાર કર્યું હતું. શ્રીકૃષ્ણની મૂર્તિનું સ્થાપન કર્યું હતું. સેવાની સામગ્રી પણ વસાવી હતી.

તૈયાર થઈને જટાશંકર ઑફિસે આવ્યા.

મિ. ખન્ના 'બૉર્ડ ઑફ ડિરેક્ટર્સ'ની મીટિંગમાં અમદાવાદ ગયા હતા.

જટાશંકરે ટપાલો જોઈ.

ફોન કર્યા.

જટાશંકરના ચિત્ત પર રેવા છવાયેલી હતી. તેમનું મન કામમાં ચોંટતું નહોતું.

માધવી ટેલિફોન ઑપરેટર કમ રીસેપ્શનિસ્ટની અરજીઓની ફાઈલ લઈને આવી પહોંચી.

'લાયક ઉમેદવારોની અરજીઓ જુદી તારવી છે?' જટાશંકરે પૂછ્યું.

'જી, આમ તો પચાસેક અરજીઓ છે, પણ અનુભવ અને શૈક્ષણિક લાયકાતના ધોરણે દસેક અરજીઓ સારી લાગે છે. તમે જોઈ જાવ.'

'તમે જોઈ ગયાં છો એટલે ચાલશે. વડોદરાના ઉમેદવારોને આજે જ 'ઇન્ટરવ્યૂ' મોકલી દો. બહારગામ કે આસપાસનાં ગામોના ઉમેદવારોની અરજીઓ હમણાં રહેવા દો. પરનો પ્રશ્ન ઉપસ્થિત થાય.

રોગોથી લોકો પીડાય છે। કોઈ પણ ઉંમરે કોઈને કોઈ પણ રોગ થઈ શકે છે. રોગોનુ કોઈ ગણિત નથી. આજનો સાજોસમો માણસ આવતી કાલે 'હતો' બની જાય છે. પ્રદૂષણ ધીમું ઝેર છે.'

જટાશંકર જનરલ વૉર્ડમા પ્રવેશ્યા. પલંગ નંબર પંદર નજીક આવી પહોંચ્યા.

રેવા ટૂંટિયું વાળી, ચાદર ઓઢી સૂતેલી હતી.

જટાશંકરને લાગ્યું—રેવાનું શરીર ઓગળી ગયું છે. એક આછોપાતળો આકાર દેખાતો હતો.

સોળ નંબરના ખાટલા પર બેઠેલી પ્રૌઢ સ્ત્રી સામાન સંકેલી જવાની તૈયારી કરતી હતી. બાજુમાં ઊભેલો પ્રૌઢ પુરુષ મદદ કરતો હતો.

જટાશંકરને રેવા તરફ તાકતા જોઈ સોળ નંબરના ખાટલા- વાળી બાઈ બોલી, 'તમે રેવતીને મળવા આવ્યા છો?'

'હા.' જટાશંકર ધીમેથી બોલ્યા.

'બહુ દુઃખી બાઈ છે કોઈ સગુંવહાલું એને મળવા આવ્યું નથી. એની કોઈ કાળજી રાખતું નથી. ભૂખે મરે છે. અમે આપીએ છીએ તો પણ લેતી નથી. વધુ પડતી સ્વમાની છે. એને તો બીજા સ્ટેજનો જ ટી.બી. છે. કોઈએ કાળજી રાખી હોત તો જલદી સારી થઈ જાત. મને તો ત્રીજા સ્ટેજનો ટી.બી. હતો, પણ આ અમારા એએ રાત-દિવસ જોયા વગર ખૂબ ચાકરી કરી. હમણાં મને ઘેર જવાની રજા મળતા મને લેવા આવ્યા છે. હાશ, જેલમાથી છૂટી. સરકારી હૉસ્પિટલમાં કોઈની ઓળખાણ ન હોય તો ગમાણમાં બંધાયેલા ખોડા ઢોર કરતાય ખરાબ દશા હોય છે.'

જટાશંકરને લાગ્યું હૉસ્પિટલમા મુક્તિ મળતા બાઈ આનંદમાં આવી જઈ, ખૂબ બોલે છે.

એનો પતિ બોલ્યો, 'તમે રેવતીના શું થાવ?'

'શું કહેવું?' જટાશંકર મૂંઝાયા, 'સંબંધી.' સંબંધી

તમારી ચિંતા કલ્પી શકું છું, પણ હવે તમે તમારા માટે શાંતિથી જીવો. અત્યાર સુધીમાં તમે બીજા માટે જીવ્યાં છો. પોતાના માટે જીવવું પણ એટલું જ જરૂરી છે.'

'તમારી ભલી લાગણી જીવનમાં ઉત્સાહ આપે છે.'

માધવી ચાલી જતાં, જટાશંકરના ચિત્તપ્રદેશ પર રેવા છવાઈ ગઈ, 'બિચારી, નિઃસહાય અને ગરીબાઈની ચક્કીમાં પીસાતી રેવા હૉસ્પિટલના વૉર્ડમાં પડી પડી તરફડતી હશે. દવાઓ, દૂધ ફ્રૂટ્સ અને પૌષ્ટિક આહાર ખરીદી શકતી નહીં હોય.'

જટાશંકરનું અંતર અનુકંપાથી ધ્રૂજી ઊઠયું.

'હું રેવાને મળીશ તે એને ગમશે ? એના પ્રતિભાવ કેવા હશે ? મારી સહાય સ્વીકારશે ખરી ? આજ સુધી એની કોઈ વેદનામાં મને હિસ્સેદાર બનાવ્યો નથી. ગમે તેમ કરીને એને સહાયરૂપ થવાનો મારો ધર્મ છે.'

જટાશંકરે બેચેનીમાં સમય વિતાવ્યો–

સાંજના ચાર વાગ્યે દર્દીઓને મળવાના સમયે જટાશંકર ઑફિસ છોડી, સયાજી હૉસ્પિટલમાં આવ્યા. 'ઇન્કવાયરી કાઉન્ટર' પર તપાસ કરી જનરલ વૉર્ડ તરફ ચાલવા લાગ્યા.

વૉર્ડ બૉયઝ સ્ટ્રેચરસમાં પાટા-પિંડી કરેલા દર્દીઓને લઈ, ભાવવિહીન ચહેરે દોડતા હોય એટલી ઝડપથી ચાલતા હતા

સફેદ વસ્ત્રો પહેરેલી નર્સો, સ્ટેથોસ્કોપ ગળે લટકાવેલા ડૉકટરો એક વૉર્ડમાંથી બીજા વૉર્ડ તરફ ઝડપથી ચાલતા હતા.

કોઈની એક આંખે પાટો હતો કોઈને ફ્રેક્ચર હતું, કોઈ કેન્સરથી પીડાતું હતું.

કોઈ વૉર્ડમાથી પોક પડતી હતી.

હૉસ્પિટલમા સ્વજનોની ભાળ કાઢવા લોકોની ભીડ વધતી જતી હતી.

રોગખાનાની દુનિયા જોઈ જટાશંકર મૂંઝી ઊઠયા, 'કેવા કેવા

રોગોથી લોકો પીડાય છે। કોઈ પણ ઉંમરે કોઈને કોઈ પણ રોગ થઈ શકે છે. રોગોનુ કોઈ ગણિત નથી. આજનો સાજોસમો માણસ આવતી કાલે 'હતો' બની જાય છે. પ્રદૂષણ ધીમું ઝેર છે.'

જટાશંકર જનરલ વૉર્ડમા પ્રવેશ્યા. પલંગ નંબર પંદર નજીક આવી પહોચ્યા.

રેવા ટૂંટિયું વાળી, ચાદર ઓઢી સૂતેલી હતી.

જટાશંકરને લાગ્યું—રેવાનું શરીર ઓગળી ગયું છે. એક આછોપાતળો આકાર દેખાતો હતો.

સોળ નંબરના ખાટલા પર બેઠેલી પ્રૌઢ સ્ત્રી સામાન સંકેલી જવાની તૈયારી કરતી હતી. બાજુમાં ઊભેલો પ્રૌઢ પુરુષ મદદ કરતો હતો.

જટાશંકરને રેવા તરફ તાકતા જોઈ સોળ નંબરના ખાટલા-વાળી બાઈ બોલી, 'તમે રેવતીને મળવા આવ્યા છો ?'

'હા.' જટાશંકર ધીમેથી બોલ્યા.

'બહુ દુઃખી બાઈ છે કોઈ સગુંવહાલું એને મળવા આવ્યું નથી. એની કોઈ કાળજી રાખતું નથી. ભૂખે મરે છે. અમે આપીએ છીએ તો પણ લેતી નથી. વધુ પડતી સ્વમાની છે. એને તો બીજા સ્ટેજનો જ ટી.બી. છે. કોઈએ કાળજી રાખી હોત તો જલદી સારી થઈ જાત. મને તો ત્રીજા સ્ટેજનો ટી.બી. હતો, પણ આ અમારા એએ રાત-દિવસ જોયા વગર ખૂબ ચાકરી કરી. હમણાં મને ઘેર જવાની રજા મળતા મને લેવા આવ્યા છે. હાશ, જેલમાથી છૂટી. સરકારી હૉસ્પિટલમાં કોઈની ઓળખાણ ન હોય તો ગમાણમાં બંધાયેલા ખોડા ઢોર કરતાંય ખરાબ દશા હોય છે.'

જટાશંકરને લાગ્યું હૉસ્પિટલમાં મુક્તિ મળતા બાઈ આનંદમાં આવી જઈ, ખૂબ બોલે છે.

એનો પતિ બોલ્યો, 'તમે રેવતીના શું થાવ ?'

'શું કહેવું ?' જટાશંકર મૂંઝાયા, 'સંબંધી.' સંબંધી

શબ્દની વ્યાખ્યા અતિવ્યાપ્ત છે.

'તમે એની કાળજી રાખશો તો બાઈ જલદી સારી થઈ જશે.' પેલા પુરુષે કહ્યું.

વાતચીતનો અવાજ સાંભળી, રેવતી જાગી ગઈ. ચાદર હટાવી, ચીમળાયેલા ડોળા જેવો ચહેરો બહાર કાઢી, આંખો પટપટાવી, જટાશંકર સામે આશ્ચર્યથી જોઈ રહી, હોઠ ફફડાવ્યા.

'તમે !' જટાશંકરને જોઈ રેવતીને આનંદ થયો. આધુનિક પહેરવેશ જોઈ આશ્ચર્ય થયું.

જટાશંકરની દૃષ્ટિમાં અમી ઊભરાયું. ધીમેથી હસીને કહ્યું, 'હા, હું.'

પેલી સોળ નંબરના ખાટલાવાળી બાઈએ લબાચા ઊંચકતાં કહ્યું, 'રેવતીબહેન, હું તો જાઉં છું. તમે જલદી સારાં થઈ જજો. હવે તો તમારા સંબંધી આવી ગયા છે. અમારી મદદ લેતાં તમને સપાળુ ચઢી જતું હતું. હવે એમની મદદ લેજો. રોગમાં બહુ મમત ન રાખશો. આવજો....'

'આવજો.' રેવતી ધીમેથી બોલી.

બાઈ અને એનો પતિ જતાં જટાશંકર નજીક પડેલું સ્ટૂલ ખેંચી, રેવતીના ખાટલા નજીક બેઠા અને રેવતીના ચહેરા સામે જોઈ રહ્યા.

રેવતીનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. આંખો નીચે કાળાં કૂંડાળાં ચિતરાયાં હતાં. શરીર કંતાઈ ગયું હતું.

રેવતીએ શરીર સંકોર્યું.

જટાશંકરે વિષાદથી કહ્યું, 'રેવા, કેવી હાલત કરી નાખી છે, શરીર તો દેખાતું જ નથી.'

રેવતીએ જટાશંકર સામે અપલક નેત્રે જોઈ આછું સ્મિત – સુકાઈને રેલો બની ગયેલા ઝરણા જેવું.

'હું વડોદરામાં હતો તો પણ મને ખબર ન કરી? સાઠા સમયે તો યાદ કરવો હતો?'

'તમારી આબરૂ–પ્રતિષ્ઠા...હવે તો તમે ખૂબ મોટા માણસ બની ગયા છો.'

'કોઈ નાનું નથી, કોઈ મોટું નથી. આવા સમયે તો મને ફરજ બજાવવાની તક આપવી હતી?'

'મૃત્યુ આવવાનું હોત તો કોઈ બચાવી ન શકત. જીવવાનુ લખાયેલું હોત ત્યાં સુધી જીવ્યા કરત. તમને નાહકની તકલીફ આપવાનુ ઠીક ન લાગ્યુ.'

'રેવા, જાણું છું કે તું ખૂબ સ્વમાની છે. તેં કદી મારી પાસેથી કોઈ અપેક્ષા રાખી નથી. મેં બધાં તરફ ફરજ બજાવી છે. માત્ર તારા તરફની ફરજ ચૂકયો છું.'

'મારી કોઈ ફરિયાદ નથી.'

'તેં કદી ફરિયાદ કરી હોત તો મારું અંતર આજ સુધી કોચવાતું રહ્યું ન હોત. રેવા, તારે મારી વાત સ્વીકારવી પડશે.' જટાશંકરના અવાજમાં અધિકાર રણકતો હતો.

'શી?'

'તને ખાનગી હોસ્પિટલમાં સારવાર મળે એ અંગે વ્યવસ્થા કરીશ. દવા, ખોરાક અને ફળનો પ્રબંધ કરીશ.'

'પણ ખાનગી હોસ્પિટલનો ખર્ચ?'

'મારે પૈસાનો પ્રશ્ન નથી. જોઈએ એનાથી વધારે પૈસા મળે છે. પ્રણવ અને પ્રાર્થના પ્રણ શ્રીમંત છે. મારે ખાનાર પણ કોણ છે? મને આટલી ફરજ બજાવવાની તક આપ. આત્માના ડંખો સહ્ય બનશે.'

રેવતી હસી, 'તમને સંતોષ થતો હોય તો હું વાંધો નહીં લઉં, બસ?'

'તેં મારા સંતોષને જ પ્રાધાન્ય આપ્યું છે એ ...

હવે એક ક્ષણ પણ બગાડવી નથી. હું હમણાં જ આવું છું.'

જટાશંકર હૉસ્પિટલના સુપ્રિન્ટેન્ડન્ટને મળ્યા.

રેવતીને ખાનગી હૉસ્પિટમાં હટાવવાની પરવાનગી માગી.

દર્દીઓના બેફામ ધસારામાં એક ખાટલો ખાલી થતો હોય તો સાર્વજનિક હૉસ્પિટલને વાંધો હોતો નથી. દર્દીને લાંબો સમય રાખવાનો આગ્રહ તો પ્રાઇવેટ પ્રેક્ટિસનરોને હોય!

રેવતીને હૉસ્પિટલમાથી સહેલાઈથી મુક્તિ મળી ગઈ.

જટાશંકરે બિલ માટે પૂછપરછ કરી–

આવકના ધોરણે કશું જ ભરવાનુ નહોતું–

જટાશંકરે ડૉ. પટેલની રાવપુરાની હૉસ્પિટલના સ્પેશ્યલ એરકન્ડિશન્ડ રૂમમાં રેવતીને દાખલ કરાવી.

રેવતીની શુશ્રુષા માટે નર્સનો પ્રબંધ કર્યો, જે રેવતીનુ સતત ધ્યાન રાખે.

હૉસ્પિટલના નોકરને દૂધ, દવા, ખોરાક અને ફળ લાવવા માટે પૈસા આપ્યા, 'હું આવતો રહીશ. તું જે વસ્તુની જરૂર હોય તે લઈ આવજે. તને પૈસા મળતા રહેશે.'

ડૉક્ટર પટેલને મળી, બિલ ચૂકવી આપવાની બાંહેધરી આપી!

રેવતીને લાગ્યું જટાશંકર એને માટે વધુ પડતો ખર્ચ કરી રહ્યા છે.

રેવતીની આંખો ભીની બની, 'તમે મારા માટે...!'

'કશું જ કરી શકયો નથી, કશું જ કરતો નથી, નાનકડી ફરજ બજાવું છું. જલદી સારા થવુ હોય તો આંખો પલાળવાની નહી. હું રોજ એકાદ આંટો મારી જઈશ. તું નિશ્ચિંતતાથી રહે. જલદી જલદી સારી થઈ, વતન પાછી ફરે એ દિવસ જોવા આતુર છુ.'

'હવે નહીં રડું. સંતોષ?' રેવતી હસી, 'તમે તો મને નરકમાંથી સ્વર્ગમાં લાવી દીધી.'

'તારા જીવનમાં સર્જાયેલા નરક માટે હું જ જવાબદાર છું. નહીં તો તારે આ દિવસો જોવાનો વખત આવત?' જટાશંકરે મનોમન બોલી, શબ્દો દ્વારા કહ્યું, 'હવે હું જાઉં. કાલે આવીશ. આનંદમાં રહેજે.'

'ભલે.' રેવતીએ કહ્યું.

જટાશંકરે હૉસ્પિટલ છોડી–

જટાશંકરની મારુતિ સયાજીગંજના રસ્તે, વાહનોની ભીડ કાપતી, દોડી રહી હતી.

જટાશંકરનો આત્મા રેવતી પ્રત્યે ફરજ બજાવ્યાથી પ્રસન્ન થયો હતો...

'ટી.બી. હવે અસાધ્ય રોગ રહ્યો નથી. મિ. પંડયા, ડૉન્ટ વરી. શી વિલ બી ઑલ રાઇટ.' ડૉ. પટેલના શબ્દોએ જટાશંકરની ખિન્નતા ખેરવી નાખી હતી.

જટાશંકર ફ્લૅટ પર આવ્યા–

સ્નાન કર્યું–

રોજનાં વસ્ત્રો ધારણ કર્યાં–

શ્રીકૃષ્ણની મૂર્તિને પ્રણામ કરી, પ્રાર્થના કરી, 'મારા પ્રભુ, રેવતીનું કલ્યાણ કરજો. મેં એને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત થશે કે નહીં એની ખબર નથી, પણ ફરજ બજાવ્યાના સંતોષની અલ્પ માત્રા જરૂર અનુભવી શકીશ.'

જટાશંકરનું ટિફિન આવી ગયું.

જમીને જટાશંકર બાલ્કનીમાં બેઠા.

જૂન માસની કાળઝાળ ગરમીને સૂસવાતી ઠંડી હવાએ ઓગાળી નાખી હતી.

સ્વચ્છ વાદળો ગોરંભાયાં હતાં.

ઈશાન ખૂણામાં વીજળી ઝબકી ઝબકીને ઓલવાઈ જતી

'ગોરંભાયેલાં વાદળો, શીતળ હવા અને ચમકતી વીજળી સૂચવે છે કે વરસાદ હવે હાથવેંતમાં છે. ઉપરાઉપરી બે દુષ્કાળોએ ધરતીનું હીર ચૂસી લીધું હતું. ઢોરઢાંખરનું સ્થળાંતર થતું હતું. કૂવા–તળાવ નદીઓ સુકાઈ ગયાં હતાં. ગામડાંઓમાં પાણીના પ્રશ્ને તકરારો થતી હતી. સરકારી ટેન્કરો દ્વારા પાણી પહોંચાડાતું હતું. પેટ ભરવા લૂટફાટ થતી હતી. આ વરસે સારો વરસાદ થાય તો સારું. હવામાનની કચેરીઓ સારા વરસાદની આગાહીઓ કરે છે. પછી તો 'બલિમસિ કેવલમ્ ઈશ્વરેચ્છા ।'

બેલે ડિગ ડોગ...ડિંગ...ડોંગ...ધ્વનિ રણકાવ્યો.

'અત્યારે કોણ હશે ?' વિચારતા જટાશંકરે બારણું ખોલ્યું.

જટાશંકરે જોયું તો ગામના પેલા બે ખણખોદિયા–હરસુખ અને જયસુખ ઊભા હતા.

'આવો, આવો...' જટાશંકરને આશ્ચર્ય થયું. એમના વિશે ગામમાં રેવતી સાથેના સંબંધો અંગે યુવાનીથી આજ સુધી પીઠ પાછળ ઘસાતું બોલનાર, અને ઈર્ષ્યાથી પીડાનાર આ દ્વિપુટીને હસતા મુખે આવકાર આપ્યો.

હરસુખ અને જયસુખ અંદર પ્રવેશ્યા.

જટાશંકર ટ્રેમાં પાણીના ગ્લાસ લઈ આવ્યા.

'બોલો, કેમ પધારવું થયું છે ?'

બન્નેના ચહેરા પર ક્ષોભ હતો.

'જટાશંકરભાઈ, અમે તમારા અપરાધી છીએ...'

'ગઈ ગુજરી ભૂલી જાવ. તમે મારા ગામભાઈઓ છો, જ્ઞાતિભાઈઓ છો.. જે કહેવું હોય તે નિશ્ચિંત મને કહો.'

'તમે ગામમાં આવ્યા ત્યારે અમે બહાર હતા એટલે મળવા ન આવી શકયા. આજે ગામ આવ્યા ત્યારે ખબર પડી કે તમે ગામમાં આવીને આજે સવારે જ વડોદરા આવવા નીકળી ગયા છો ટલે ખાસ મળવા આવ્યા છીએ.'

'બોલો.'

'આપણી જ્ઞાતિ વેરવિખેર થઈ ગઈ છે. લોકો એકબીજાથી ઘણા દૂર થઈ ગયા છે. આપણે જ્ઞાતિનું મંડળ સ્થાપવું જોઈએ, નામ–સરનામા અને કૌટુંબિક માહિતી સાંકળી લેતી ડિરેક્ટરી બહાર પાડવી જોઈએ. આપણી જ્ઞાતિની વાડીનો જીર્ણોદ્ધાર કરવો જોઈએ.' હરસુખે કહ્યું, 'તમારી સલાહ લેવા આવ્યા છીએ.'

'વિચાર સારો છે.'

'તો તમે જ્ઞાતિના મંડળના પ્રમુખ બનવાનું વચન આપો. બાકી મંત્રી, સહમંત્રી કોશાધ્યક્ષ અને કાર્યવાહક સમિતિના સભ્યો અંગે વિચારો લીધું છે...'

'મેં પ્રણવનું લગ્ન આપણી બ્રાહ્મણ જ્ઞાતિનાં બંધનો તોડી, પટેલ જ્ઞાતિમાં કર્યું છે એટલે જ્ઞાતિના બંધનો ચુસ્ત કરવા સ્થપાએલ મંડળનો હું પ્રમુખ બનું એ જ્ઞાતિના ચુસ્ત ઉપાસકો માટે ટીકાનો વિષય બને. મંડળ સ્થાપતાં પહેલાં જ તૂટી જાય. હું કોઈ હોદ્દો નહીં સ્વીકારું કારણ કે લોકોને બીજાના અતીતના પોપડા ઉખાડવાનો અસાધ્ય વ્યાધિ હોય છે, ખાસ કરીને મુઠ્ઠીભર ગામમાં. મારી બીજી સહાયની જરૂર હોય તો કહો. સક્રિય બન્યા સિવાય સહાય જરૂર કરીશ.'

'તો પછી પ્રમુખ...?'

'હું દિનમણિશંકરનું નામ સૂચવું છું. તમને યોગ્ય લાગે તો સ્વીકારજો. સરળ, તટસ્થ અને ખાનદાન માણસ છે. આપણા વ્યક્તિગત રાગ–દ્વેષ, પદલાલસા કે વાડાબંધી મડળમાં પ્રવેશશે તો મંડળ અસ્તવ્યસ્ત થઈ જશે. આમેય ધંધાપાણી અને બાળકોના શિક્ષણ અને નોકરી અર્થે લોકો ગામડાં છોડી શહેરો તરફ દોડી ગયા છે. જે કરો તે વિચારીને કરજો.' જટાશંકરે કહ્યું.

'તમારી વાત સાચી છે. મંડળ અંગે વિચારીશું, પણ વાડીના જીર્ણોદ્ધારની વાત કેમ લાગે છે!'

'ઉત્તમ વાત છે. શહેરોમાં મોટા વૈભવશાળી હોલ કે પ્લોટ લગ્ન–જમણ માટે હોય છે. ગામડામાં કેવળ વાડીઓ જ લગ્ન–જમણ માટે રહી છે. વાડીને એવી સરસ બનાવવી જોઈએ કે ગાદલા–વાસણો–ચોરી અને જાનના ઉતારાની સગવડ મળી શકે. માત્ર જ્ઞાતિ પૂરતી જ એની સુવિધા રાખવાના બદલે ગામની તમામ જ્ઞાતિ એનો લાભ લઈ શકે એવા વ્યાપક નિયમો બનાવજો. માત્ર જ્ઞાતિ પૂરતી જ વાડી મર્યાદિત રાખશો તો મુઠ્ઠીભર જ્ઞાતિના કેટલા અવસર આવશે? વાડી મોટે ભાગે બંધ રહેશે અને એનું નિભાવ-ખર્ચ પણ નહીં નીકળે.'

'તો એ અંગે ફંડ–ફાળો ઉઘરાવવાની શરૂઆત કરી દઈએ? એના પ્રમુખ તો બનશો ને?'

'જ્ઞાતિના નિયમો તોડનારને જ્ઞાતિનો કોઈ હોદ્દો ધરાવવાનો અધિકાર નથી. હું દૂર રહ્યે રહ્યે મદદ કરીશ. દાનની પાવતીઓ છપાવી નાખશો. હુ મારા તરફથી પાંચ હજાર એકનું દાન આપીશ. બરાબર?'

'બરાબર.' હરસુખે જયસુખ તરફ જોયું.

'જટાશંકરભાઈ, મારે એક સ્વાર્થની વાત કરવાની છે.' જયસુખે કહ્યું.

'બોલો.'

'મારો પુત્ર નીલાંગ એના મામાને ઘેર વડોદરા રહી પ્રાઇવેટ ઓફિસમાં નોકરી કરતો હતો. નોકરી છૂટી ગઈ છે. તમારી કંપનીમાં એને ઠેકાણે પાડશો તો તમારો ઋણી રહીશ. બેકારીને લીધે ચિત્ત-ભ્રમ જેવો બની ગયો છે. નોકરી નહીં મળે તો ખોટા રસ્તે ચડી જશે.' જયસુખના ચહેરા પર ક્ષોભ તરવરી ઊઠ્યો, 'આ બધાં કામો માટે સાંજે આવ્યા હતા. ઘર બંધ હતું એટલે અત્યારે તકલીફ આપી છે.'

'તમારો અધિકાર છે.'

જટાશંકરને મૌલિકની ખાલી પડેલી જગ્યાનું સ્મરણ થયું. 'બેકારી નીલાગને મૌલિકના રસ્તે જવા પ્રેરે એ શક્ય છે. ગામનો છોકરો મૌલિક બનતો બચી જાય તો એક ધર્મ્ય કાર્ય બજાવ્યાનું પુણ્ય મળશે.' વિચારી જટાશંકરે કહ્યું, 'હું મારા પ્રયત્નો કરીશ. નીલાગ વડોદરા જ છે ને?'

'હા.'

'કાલે મને ઑફિસે મળવા મોકલશો.' જટાશંકરે ટેબલના ખાનામાંથી કાર્ડ આપ્યું, 'બોલો, હવે શું લેશો–ચા કે કૉફી?'

'અત્યારે?'

'ચાનો કોઈ સરકારમાન્ય સમય નથી. તમે પહેલીવાર આવો અને ચા પીધા વગર જાવ એ કેમ ચાલે? બોલો, શું લેશો?'

હરસુખ અને જયસુખે ભારે ક્ષોભ અનુભવ્યો, 'અમે જટાશંકરનું અહિત કરવાના અનેક પ્રયત્નો કર્યા હતા. રેવતી નિમિત્તે બદનામી કરવાના પણ પ્રયત્નો કર્યા હતા, પણ જટાશંકરનું અમે કાંઈ બગાડી ન શક્યા. દિવસે દિવસે એમની તો પ્રગતિ જ થતી રહી છે. ગામમાં પણ એમનું પહેલેથી જ માન હતું. આજે તો અનેકગણું વધી ગયું છે. જટાશંકર પણ અમારી ચેષ્ટાઓ, અમારા દ્વેષ અને અમારા કટાક્ષોથી સજ્ઞાત હતા, છતાં કેટલા ઉમળકાભેર અમારું સ્વાગત કર્યું? નીલાગને પણ ઉપયોગી થઈ પડવાની તત્પરતા દર્શાવી, જ્ઞાતિની વાડીના ફંડમાં પાંચ હજાર એક પણ કેટલી સહજતાથી લખાવી દીધા? જટાશંકર ધારત તો અમને બે શબ્દો સંભળાવી, ખાલી હાથે પાછા કાઢત, પણ જટાશંકરે ખરેખર ધર્મનો મર્મ પર્ચાવ્યો છે. અપકાર પર ઉપકાર કરી, અમારું મસ્તક ઝુકાવી દીધું છે.'

'કાંઈ પણ લીધા વગર જવા નહીં દઉં.' જટાશં

આગ્રહભર્યો સ્વર સંભળાયો.

હરસુખે કહ્યું, 'ચા ચાલશે.'

જટાશંકર ચા બનાવવા કિચનમાં ગયા.

હરસુખ અને જયસુખને જટાશંકરના સૌજન્યે સ્તબ્ધ બનાવી દીધા.

જટાશંકર ટ્રેમાં ચાના કપ અને બિસ્કિટની ડીશ લઈ આવી પહોંચ્યા.

થોડીવાર આડીઅવળી વાતો કરી, હરસુખ અને જયસુખ ઊભા થયા, 'તો કાલે નીલાંગને મોકલું ને ?'

'જરૂર.' જટાશંકરે કહ્યું, 'રાતવાસો અહીં કરી શકો છો.'

'મારા સાળાનું ઘર છે.' જયસુખે કહ્યું.

જટાશંકર બન્નેને નીચે સુધી મૂકી આવ્યા, 'કાંઈ પણ કામ હોય તો બેધડક કહી શકો છો, આવી શકો છો.'

'જટાશંકરભાઈ, અમારું બોલ્યુચાલ્યું માફ કરી દેજો. અમે તમને ઘણો અન્યાય કર્યો છે.' હરસુખે કહ્યું.

'આવી વાત ફરી ન કરશો. નહીં તો તમારી સાથે કોઈ સંબંધ નહીં રાખું. તમે કશું ખોટું કર્યું નથી. ભૂતકાળનો ઘંટ ગળે લટકાવીને ફરી ન શકાય.' જટાશંકર હસ્યા.

રિક્ષા પકડીને હરસુખ અને જયસુખ ચાલ્યા ગયા.

('પ્રેમ માણસનો પૂર્વગ્રહ ધોઈ નાખે છે) હરસુખ અને જયસુખના ચહેરા અને આંખોમાં મારી સાથેના વર્તાવ બદલ પસ્તાવાના ભાવો તરવરતા હતા. આખરે તો હરસુખ અને જયસુખ પણ માણસો જ છે ને ?'

જટાશંકર ફ્લેટમાં પ્રવેશ્યા ત્યારે ફોનની ઘંટડી રણકતી હતી.

જટાશંકરે 'કોનો ફોન હશે ?'ની કલ્પના કરતાં રિસીવર ઉઠાવ્યું.

મુંબઈ મહારાષ્ટ્રીઅનોની જાગીર હોવા છતાં કૉસ્મોપોલિટન સીટી છે. એના વેપાર–ધંધા પર ગુજરાતી, મારવાડી, વોરા અને પંજાબીઓનો કાબૂ છે. મુંબઈ એની ઘણી વિશિષ્ટતાઓને લીધે વિખ્યાત છે – કુખ્યાત છે. દરિયો, બિઝનેસ, ગુન્ડાગર્દી, વેશ્યાગીરી, ઇમારતો, ઇલેક્ટ્રિક ટ્રેનોની જેમ એના ચીકાશભર્યા બાફને લીધે પણ પ્રખ્યાત છે.

પ્રાર્થના બપોરે એના બેડરૂમમાં સૂતી હતી.

એરકન્ડિશન્ડ ધીમું ધીમું ધબકી રહ્યું હતું.

પ્રાર્થના અજંપ ચિત્તે પાસાં બદલી રહી હતી.

મનોજકુમાર અને નિસર્ગ ઑફિસે ગયા હતા.

પ્રાર્થનાના અજંપાનુ કારણ મનોજકુમાર અને નિસર્ગની પૈસા પાછળની દોટ કરતાંય નિસર્ગનું વધતું જતું શરાબનુ વ્યસન અને ક્યારેક ક્યારેક કથળતી જતી તબિયત હતું.

એકવાર તો પ્રાર્થનાએ આર્જવતાથી પૂછેલુ, 'નિસર્ગ, તમે મારાથી દુઃખી છો?'

'પ્રાર્થના, કેવી વાત કરે છે? તેં તો ઘરને સુખનો દરિયો બનાવી દીધો છે.'

'તો પછી તમે શરાબમાં એવું કયું સુખ શોધો છો, જે હું આપી શકતી નથી?'

'પ્રાર્થના, તારા સુખને શરાબના સુખ સાથે સરખાવી તારા વ્યક્તિત્વનું અપમાન ન કરીશ.'

'તો પછી શા માટે જીવનનું હીર ચૂસી લેતા શરાબ પાછળ

દોડો છો ? તમારી તબિયત પર અસર થાય છે તેની ખાતર તો ખ્યાલ કરો. મને કેટલી ચિંતા થાય છે.'

'જાણું છુ પણ આદતથી પરવશ છુ.'

'તમે છોડવાનું વચન આપ્યું હતું, પણ છોડવાને બદલે તમે તો વધુ ને વધુ એની પાછળ દોડો છો. બધી રીતે સુખી છું, પણ આટલું વધુ સુખ મને નહીં આપી શકો ?'

'પ્રયત્નો કરીશ'

પણ નિસર્ગ શરાબ છોડી શક્યો નહીં—

પ્રાર્થના સુખના ટાપુ પર વસવા છતા, દુઃખની લહેરી અનુભવતી હતી.

મલ્લિકા પ્રાર્થનાની મિત્ર બની ગઈ હતી, છતાં થોડા દિવસોથી મલ્લિકા ઉદાસ લાગતી હતી. પ્રાર્થના પૂછતી ત્યારે 'કાંઈ નહી' કહી વાત ઉડાવી દઈ, કૃત્રિમ સ્મિત રેલાવતી.

પ્રાર્થનાને લાગ્યું કે મલ્લિકા જરૂર 'કંઈક' છુપાવી રહી છે. યુવાનવયે 'કંઈક' છુપાવવું એટલે મોટેભાગે પ્રેમસંબંધો એમ પ્રાર્થના કલ્પતી હતી અને, 'મલ્લિકાબહેન જાતે ન કહે ત્યાં સુધી કાંઈ પૂછવું નહી'નો પ્રાર્થનાએ નિર્ણય કર્યો હતો.

પ્રાર્થના મનોજકુમાર અને નિસર્ગના શરાબના વ્યસન અને મલ્લિકાની મૂંઝવણથી દુઃખ અનુભવતી હતી.

મનોજકુમાર અને નિસર્ગ જાણતા હતા કે પ્રાર્થના જેવી સંસ્કારી સ્ત્રીને શરાબનું વ્યસન દુ.ખ પહોંચાડે છે, છતા છોડી ન શકવાનું દુ.ખ અનુભવતા હતા.

મલ્લિકા થોડા સમયથી મિત્ર બનેલી ભાભીમિત્રને પોતાના પ્રેમભીના સંબધો વિશે કહેવા ઇચ્છતી હતી, પણ કહેવાની હિંમત ન ચાલતાં, મનોમન દુઃખ અનુભવતી હતી.

કોઈ પણ પ્રકારનું ઈશ્વરનિર્મિત દુઃખ ન હોવા છતા, મનોજકુમાર, નિસર્ગ અને મલ્લિકા પોતપોતાનાં

દુઃખી હતાં. માત્ર પ્રાર્થના પોતાની કોઈ પણ જાતની નિર્બળતા ન હોવા છતાં પરિવારનાં સભ્યોનાં વર્તનથી દુ.ખી હતી. સુખની વચ્ચેય બધા કોઈ ને કોઈ પ્રકારે દુઃખની લાગણી અનુભવતાં હતાં.

પ્રાર્થના વિચારતી, 'સો ટકા સુખ એક સુવર્ણમૃગ સમું સુવર્ણસ્વપ્ન છે. શાસ્ત્રોમાં નિરૂપાયેલાં દેવ–દેવીઓને પણ કોઈ ને કોઈ જાતની મૂંઝવણો, સમસ્યાઓ અને દ્વિધાઓ હતી તો પછી વિવિધ વૃત્તિઓથી ઠાંસી ઠાંસીને ભરેલા માણસો માટે પૂર્ણ સુખ શક્ય છે?'

પ્રાર્થનાના અંતરમાં દુઃખનું નાનકડું ઝરણ કલરવતું હતું, છતાં પ્રાર્થના જીવનથી, પરિવારના સભ્યોથી સંતુષ્ટ હતી.

બારણા પર કોઈ ટકોરા મારતું હોય એમ લાગતાં, પ્રાર્થનાએ પલંગ પરથી ઊઠી, બારણું ખોલ્યું.

'ભાભી, આવું?' મલ્લિકા ઊભી હતી. ઉદાસ ઉદાસ, ગંભીર-ગંભીર.

'આવો, આવો...'

'તમારી ઊંઘમાં ખલેલ પાડી નહીં?' મલ્લિકાએ પૂછ્યું.

'ના, ના, ઊંઘતી નહોતી. આવો, આડા પડ્યાં પડ્યાં વાતો કરીએ.' પ્રાર્થનાએ કહ્યું.

મલ્લિકા પ્રાર્થનાની સાથે પલંગ પર આડી પડી. પ્રાર્થના સામે જોઈ રહી.

પ્રાર્થનાને લાગ્યું મલ્લિકા 'કંઈક' કહેવા આવી છે, 'હું પૂછું એના કરતાં મલ્લિકા પોતે 'કંઈક' કહે એ વધુ યોગ્ય રહેશે,' વિચારી પ્રાર્થના ચૂપ રહી, મલ્લિકા સામે જોઈ હસી.

'ભાભી...! હું કાંઈ કહેવા ઇચ્છું છુ...'

'બોલો. હમણાં હમણાં તમે મૂંઝવણમાં રહેતાં હો એમ તમારા વર્તન પરથી કલ્પી શકું છું. હું માત્ર તમારી ભાભી જ થી. મિત્ર પણ [illegible] તો પછી મારાથી સંકોચ

રાખવાનો હોય ?'

'એટલે તો તમારી સમક્ષ અંતરની વાત રજૂ કરવા અને મદદ મેળવવા આવી છું.'

'આ ઉંમરે પ્રેમની મૂઝવણ હોવાની પહેલી શકયતા છે. મુક્ત અને ફેશનેબલ યુવતીને કોઈની કનડગત હોવાની બીજી શકયતા છે. મારી કલ્પના ખોટી પણ હોઈ શકે.'

'કોઈની કનડગત નથી, પણ...' મલ્લિકાએ આંખો ઝુકાવી દીધી.

પ્રાર્થના મલ્લિકાને શરમાતાં પહેલીવાર જોતી હતી, 'બોલો, બોલો... મારો સંકોચ રાખવાનો ન હોય.'

'હું...હું...'

'કોઈના પ્રેમમાં પડયાં છો, એમ ને ?' પ્રાર્થના હસી.

'હા. માતાનું સુખ તો બાળપણથી જ ગુમાવ્યું છે. મનની મૂંઝવણ પ્રગટ કરવા માટે તમે જ રહ્યાં છો.'

'મલ્લિકાબહેન, તમારી માતા બનવા જેટલી મોટી મારી ઉંમર નથી, એટલી અનુભવી પણ નથી, છતાં તમારી ભભી છું, મિત્ર છું, સંબંધથી માતા સમાન છું. તમને સહાયરૂપ થવાનો મારો ધર્મ છે.' પ્રાર્થનાને લાગ્યું, પ્રેમ ઉપરાંત મલ્લિકાની બીજી પણ કોઈ મૂંઝવણ હશે. માત્ર પ્રેમનો જ પ્રશ્ન હોત તો મલ્લિકા આટલી ઢીલી ન થઈ જાત, 'બોલો, કોણ છે એ ભાગ્યશાળી જેના પર મારી મલ્લિકાબહેને પસંદગીનો કળશ ઢોળ્યો છે ?' પ્રાર્થનાએ મલ્લિકાનો હાથ હાથમાં લેતાં પ્રેમથી પૂછયું.

પ્રાર્થનાના ઉષ્માભર્યા વર્તને મલ્લિકામાં ઉત્સાહ પ્રગટાવ્યો.

'હું અંકુરના પ્રેમમાં છું. અંકુર મારી કોલેજમાં અભ્યાસ કરતો હતો. એમ. કોમ. થઈ એના પપ્પા સાથે બિઝનેસમાં જોડાઈ ગયો છે...'

'અંકુર પણ તમને ચાહે છે ?'

'હા. અમે લગ્ન કરવાનું એકબીજાને વચન આપ્યું છે.'

'તો પછી પ્રશ્ન ક્યાં રહે છે?'

'અંકુર આપણી જ્ઞાતિનો નથી. પપ્પા અને મોટાભાઈ ઘણા ફોરવર્ડ છે, પણ અંતરથી હજુ રૂઢિચુસ્ત છે. મેં એમને થોડા દિવસ પહેલાં જ વાતો કરતા સાભળ્યા હતા કે મારે માટે હવે અમદાવાદ, વડોદરા, સુરત કે અન્ય શહેરમાં સ્થિર થયેલો જ્ઞાતિનો કોઈ શ્રીમંત મૂરતિયો શોધી કાઢવો પડશે. તમારા કાકાબાપુને પણ આ માટે પત્ર લખવાના છે કે ફોન કરવાના છે.'

'અંકુર કઈ જ્ઞાતિનો છે?'

'વૈષ્ણવ વણિક. અંકુર શાહ.'

પ્રાર્થનાને સ્મરણ થયું કે પ્રણવે પણ પટેલ જ્ઞાતિમાં લગ્ન કર્યું છે. કાકાબાપુ જેવા પરંપરાના આગ્રહી માણસે પણ પ્રણવને એના સુખ ખાતર પટેલ જ્ઞાતિમા લગ્ન કરવાની છૂટ આપી છે. મનોજકુમાર અને નિસર્ગ તો વર્ષોથી મુંબઈ રહે છે, ખૂબ ફરેલા માણસો છે એટલે મલ્લિકાને બીક છે એવો વિરોધ નહીં કરે.

'મલ્લિકાબહેન, મને શ્રદ્ધા છે તમારા પપ્પા અને ભાઈ વાંધો નહીં લે. હું એમને વાત કરીશ.'

'માત્ર આટલો જ પ્રશ્ન નથી.' મલ્લિકાની આંખો ભીની બની.

'તો?' પ્રાર્થનાને ધ્રાસ્કો પડ્યો.

'કહેતાં સંકોચ થાય છે, પણ અમે સંયમની સીમારેખા પાર કરી છે. હું...હું... મા બનનાર છું...'

પ્રાર્થના ધ્રૂજી ઊઠી, 'મલ્લિકાબહેન!'

'ભાભી તરીકે, મિત્ર તરીકે, માતા તરીકે કોઈ પણ સંબંધે તમે મને મદદ કરો નહીં તો... નહીં તો... મારે નાસી જઈને પણ લગ્ન કરી લેવાં પડશે. તાત્કાલિક લગ્ન કરી લેવાં જરૂરી છે.'

'મલ્લિકાબહેન, આ ઠીક ન થયું. પ્રેમ સુધી તો બરાબર છે, પણ...'

'આવેશમાં માણસને ભાન રહેતું નથી. આવેશ ઊતરી ગયા

પછી પોતાના કૃત્યનો પસ્તાવો થાય છે.) આ અમારી ભૂલ હતી.'

'અંકુર મક્કમ છે ને ?'

'હા. એના પપ્પા–મમ્મીએ પણ મને સ્વીકારવાની સંમતિ આપી છે. પપ્પા અને ભાઈની સંમતિ મળે લગ્ન માટે એ લોકો તૈયાર છે.'

પ્રાર્થનાને ધીમે ધીમે કળ વળતી હતી.

'મલ્લિકાબહેન, આપણે અંકુરને મળી આવીશું ? મારે એને મળવું છે.'

'અત્યારે ઑફિસે જ હશે. કોઈ હોટલમાં બોલાવું ?'

'ભલે.'

મલ્લિકાએ ફોન કરી દીધો.

'ભાભી, બે વાગ્યા છે. ત્રણ વાગ્યે અંકુર 'તાજ'માં આવી રહેશે.'

મલ્લિકા અને પ્રાર્થના તૈયાર થઈ ગયાં—

મલ્લિકા કાર દોડાવી રહી હતી. પ્રાર્થના સાથે બેઠી હતી.

'ભાભી, તમે મને બળ આપ્યું છે. હું હતાશ થઈ ગઈ હતી.'

'મલ્લિકાબહેન, માણસને જીવન જીવવાનો હક્ક છે, પણ મુશ્કેલીમાં મૂકે એવા આવેશો પર અંકુશ રાખવો જોઈએ. તમારા કહેવા મુજબ અંકુર દૃઢ છે, એનો પરિવાર તમને સ્વીકારવા તૈયાર છે, પણ કલ્પના કરો – અંકુર કાચો પડ્યો હોત, એના પરિવારનો વિરોધ કરવાની ક્ષમતા ધરાવતો ન હોત અને 'દિલગીર છું', 'મજબૂર છું'', એવા વચનો ઉચ્ચારી તમારો સાથ છોડી દીધો હોત તો એક સ્ત્રી તરીકે તમે કેવી કફોડી દશામા મુકાઈ જાત ? આવી હાલતમાં મુકાયેલી કેટલીય મુગ્ધ છોકરીઓએ આત્મહત્યા કર્યાના બનાવો બને છે.'

'તમારી વાત સાચી છે.' મલ્લિકાએ નિ:શ્વાસ નાખ્યો. મલ્લિકાએ હોટલ આગળ કાર ઊભી રાખી.

અંકુર રાહ જોતો ઊભો હતો.

પ્રાર્થનાએ અંકુર સાથે વાતો કરી – પ્રભાવિત થઈ – એના કુટુંબનો પરિચય મેળવી લીધો.

અંકુરનાં પપ્પા–મમ્મીએ ત્રીસ વર્ષ પહેલાં પ્રેમલગ્ન કર્યું હતું. બન્નેનું દામ્પત્ય–જીવન સુખી હતું એટલે એમણે અંકુરની પસંદગીને ખચકાટ વગર અનુમતિ આપી હતી. અંકુરની બે બહેનો પરિણીત હતી. બન્ને અમેરિકા હતી.

પ્રાર્થનાને લાગ્યું અંકુરની માનસિક પ્રતિભા ઊંચી હતી. શારીરિક વ્યક્તિત્વ પણ આકર્ષક હતું.

'ભાભી, તમારી કસોટીમાંથી પાર ઊતર્યો કે નહીં? મલ્લિકા સાથે હું લગ્ન કરવાનો છું એ સંબંધે ભાભી કહું છું–'

પ્રાર્થના હસી, 'પાસ વિથ ડિસ્ટીંકશન.'

'તો પછી તમે આજે જ મલ્લિકાના ભાઈ અને પપ્પાની સંમતિ મેળવી, મારાં મમ્મી–પપ્પાનો સંપર્ક સાધવાનું કહેજો. એ લોકો ના પાડશે તો પણ હું, પપ્પા અને મમ્મી મલ્લિકાનુ સ્વાગત કરવા તૈયાર છીએ. અમે ઇચ્છીએ છીએ એ લોકો પણ સંમતિ આપે, જેથી બન્ને કુટુંબો વચ્ચે સારા સંબંધો જળવાઈ રહે. બાકી, હું મલ્લિકા સાથે લગ્ન કરવાનો છું એ નક્કી. અને અમારી સ્થિતિથી મલ્લિકાએ તમને વાકેફ કર્યાં જ હશે. ઉતાવળનું એટલુ જ કારણ છે.'

પ્રાર્થનાને અંકુરની નિખાલસતાથી આશ્ચર્ય થયું, 'કેટલી નિખાલસતાથી અંકુર પોતાનું પતન સ્વીકારે છે!' અંકુર માટે માન થયું, 'આજની મોટાભાગની યુવાન પેઢી બેજવાબદાર છે, પણ જે યુવાનો તેજસ્વી છે તે પહેલાંની બૂઝર્વા પેઢી કરતાં અત્યંત તેજસ્વી છે, બુદ્ધિશાળી છે, નિર્દંભ છે.'

'હું તમારા મિલન વચ્ચે સેતુબંધનુ કામ સહૃદયતાથી કરીશ. ...ર્મ અને પપ્પાને સમજાવીશ. હું નથી ઇચ્છતી કે મલ્લિકા-

બહેનને નાસીને લગ્ન કરવાં પડે. અમારા કુટુંબની આબરૂ સામે આંગળીઓ ઊંચી થાય અને સમાજમાં મોટેભાગે બને છે તેમ થોડા સમય પછી ગુસ્સો ઓગળી જતાં, વડીલો પહેલાં ન સ્વીકારેલા સંબંધો સ્વીકારી લે છે. છોકરો–છોકરી આવતાં–જતાં થાય છે. સબંધો પુનઃ બંધાય છે, પણ એક તડ રહી જાય છે'

'ભાભી, તમારો ખૂબ આભાર માનીશું.' અંકુર બોલ્યો.

હોટલમા એકાદ કલાક ગાળીને પ્રાર્થના અને મલ્લિકા અંકુરથી છૂટાં પડી બંગલે આવ્યાં.

નિસર્ગ અને મનોજકુમાર ઑફિસેથી બંગલે આવ્યા. બન્નેના ચહેરા પર ખુશી ચમકતી હતી.

પ્રાર્થનાએ કલ્પ્યું વેપારમાં સારો તડાકો પડ્યો હશે એટલે પિતા–પુત્ર આનંદમા છે. પ્રાર્થના પૈસાનું મૂલ્ય સમજતી હતી, પણ માત્ર પૈસો જ જીવનનુ સર્વસ્વ છે એ ફિલસૂફી ન સ્વીકારનાર મનોજકુમાર અને નિસર્ગની પૈસા પાછળની દોટ પ્રાર્થનાને ગમતી નહોતી, છતાં પિતા–પુત્ર વચ્ચે મૈત્રીના સંબંધો જોઈ સંતોષ અનુભવતી.

રોજના ક્રમ મુજબ પ્રાર્થના, નિસર્ગ, મનોજકુમાર અને મલ્લિકા સાથે જમવા બેઠા.

'મલ્લિકા આજકાલ શાંત થઈ ગઈ છે. પ્રાર્થનાએ એને એની નાતમાં વટલાવી દીધી લાગે છે!' નિસર્ગ હસ્યો.

'મને પ્રાર્થનાભાભી જેવું બનવું જરૂર ગમે.' કહી મલ્લિકા નીચું જોઈ જમવા લાગી.

જમ્યા બાદ પ્રાર્થનાએ મલ્લિકાને એના રૂમમાં જવા આંખોથી ઇશારો કર્યો.

મલ્લિકા ચૂપચાપ એના રૂમમાં જતી રહી.

'મલ્લિકાને આજકાલ શું થઈ ગયું છે?' મનોજકુમાર બોલ્યા, 'એની ચંચળતા, એની વાચાળતા, એની હસાહસ એકદમ બંધ

થઈ ગઈ છે. મોઢામાં આંગળાં નાખી બોલાવનાર મલ્લિકાને આપણે બોલાવવી પડે છે. ઉદાસ–ગંભીર રહે છે. અત્યારે પણ એના રૂમમાં જતી રહી.'

'મેં જ મલ્લિકાબહેનને એમના રૂમમાં મોકલી દીધાં છે.' પ્રાર્થનાએ વાતની ભૂમિકા બાંધવા માંડી

'તેં ? શા માટે ?' નિસર્ગે પૂછ્યું.

'મારે મલ્લિકાબહેન વિશે વાત કરવાની છે.'

મનોજકુમાર અને નિસર્ગે એકબીજાની સામે જોયું. 'મારા રૂમમાં બેસીને વાત કરીએ.' મનોજકુમારે કહ્યું.

બધાં મનોજકુમારની રૂમમાં આવ્યાં–

'શી વાત છે ?' નિસર્ગે પૂછ્યું.

પ્રાર્થનાએ સ્વસ્થતાથી અંકુર સાથેના સંબંધોની માંડીને વાત કરી.

'આખરે મને ડર હતો એમ જ થયું. મલ્લિકાને આપણે વધુ પડતી સ્વતંત્રતા આપી હતી.' મનોજકુમારનો અવાજ પવનની જેમ પડી ગયો, 'ઘરમાં કોઈ સ્ત્રી નહીં અને આપણે બિઝનેસમાં ડૂબેલા...'

'મલ્લિકાના બદલાયેલા વર્તનના કારણની ખબર નહોતી, પણ મને શંકા પડી હતી કે મલ્લિકાના જીવનમાં કોઈ વળાંક આવતો જાય છે. આ ઉંમરે એ વળાંક પ્રેમનો જ હોઈ શકે.' નિસર્ગ બોલ્યો.

'મલ્લિકાએ આ ઠીક ન કર્યું.' મનોજકુમારે નિઃશ્વાસ નાખ્યો, 'આપણી જ્ઞાતિમાં સારા મુરતિયા ન મળત ?'

'મલ્લિકાબહેને જ્ઞાતિ બહારનો મુરતિયો પસંદ કર્યો એ તમને નથી ગમ્યું લાગતું. સુખ જીવન જીવવાની સમજદારી પર અવલંબે જ્ઞાતિમાં લગ્ન કરવાથી સુખી થવાય છે એવું સરવૈયું કાઢી ય ? પ્રણવભાઈએ પણ આપણી બ્રાહ્મણ જ્ઞાતિ છોડી પટેલ

જ્ઞાતિમાં લગ્ન કર્યું. કાકાબાપુ જેવા પરંપરાના ઉપાસકે પણ પ્રણવભાઈના સુખ ખાતર સહર્ષ સંમતિ આપી. તો પછી તમે તો મુંબઈ જેવા શહેરમાં આધુનિક જીવનશૈલી અપનાવી જીવો છો.'

'એ વાત સાચી છે પણ...' નિસર્ગ અચકાયો.

'લગ્નની બાબતમાં વિશાળ દૃષ્ટિકોણ અપનાવાતો નથી એમ ને ? તમારી સમક્ષ દલીલો કરી મારે મારો દૃષ્ટિકોણ ઠસાવવો નથી, પણ પરિસ્થિતિ જ એવી ઊભી થઈ છે કે મલ્લિકાબહેનને સંમતિ આપ્યા વગર છૂટકો નથી. આપણે સંમતિ આપવી જ પડશે.'

'એટલે તું શું કહેવા માગે છે ?' નિસર્ગે ચમક અનુભવી.

મનોજકુમાર ઓશિયાળી નજરે નિસર્ગ અને પ્રાર્થના સામે જોઈ રહ્યા. પુત્રીના પ્રશ્ને ભલભલા ચમરબંધીઓ પણ ઢીલા થઈ જતા હોય છે.

'આ હકીકત જ એવી છે કે મારે મર્યાદા તોડીને વાત કરવી પડશે એ અંગે પહેલેથી જ ક્ષમા માગી લઉં છું. મલ્લિકાબહેને માતૃત્વ ધારણ કર્યું છે. માત્ર પ્રેમનો જ પ્રશ્ન નથી.'

મનોજકુમાર અને નિસર્ગ ડઘાઈ ગયા. આ પરિસ્થિતિ તેમની કલ્પના બહારની હતી.

'હું અંકુરને આજે સાંજે જ મલ્લિકાબહેન સાથે મળી છું. અંકુર ખરેખર સમજુ અને તેજસ્વી યુવાન છે. મલ્લિકાબહેનનો સ્વીકાર કરવા દૃઢ છે, અંકુરના માતા-પિતા પણ તૈયાર છે, પણ એ લોકોની ઇચ્છા છે કે આપણે સંમતિ આપીએ. આપણે સંમતિ નહીં આપીએ તો પણ એ લોકો મલ્લિકાબહેનને પુત્રવધૂ બનાવવા તત્પર છે. જો, આપણે સંમતિ નહીં આપીએ તો પણ આ લગ્ન થશે જ. મલ્લિકાબહેન પણ નાસીને લગ્ન કરવા તૈયાર છે. ખોટી હોહા થશે, આપણી આબરૂના ધજાગરા બંધાશે અને એકની એક પુત્રીને વહેલી મોડી અપનાવી લઈ, સંબંધો બાંધવા પડશે. એના

કરતાં આપણે સહર્ષ સંમતિ આપીએ તેમાં જ બધાંનું હિત સમાયેલું છે. ખૂબ મનોમંથન પછી આ વાત તમારી સમક્ષ રજૂ કરી, આ ઘરની વહુ તરીકે મારી ફરજ બજાવું છું. નાના મોઢે મોટી વાત કરી હોય તો ફરી ક્ષમા માગું છું.'

થોડીવાર શાંતિનો સન્નાટો વ્યાપી ગયો.

મનોજકુમાર અને નિસર્ગના ચહેરા પરનો ભાવ જોઈ, પ્રાર્થનાને લાગ્યું. લાખો રૂપિયાના માલિક પિતા-પુત્ર કેવા રંક બની ગયા છે!

'અંકુર કઈ જ્ઞાતિનો છે? એનાં માતા-પિતા શું કરે છે?' મનોજકુમાર ધીમે ધીમે ટટ્ટાર બનતા હતા.

'વૈષ્ણવ વણિક છે. પિતા બિઝનેસ કરે છે. બે બહેનો પરણીને અમેરિકા સ્થિર થઈ છે. અંકુર એમ. કોમ. થઈ પિતા સાથે બિઝનેસમા જોડાયો છે. અંકુર સાથે વાત કરતા એની છાપ મારા મન પર સારી પડી છે.' પ્રાર્થનાએ કહ્યું, 'એટલુ સારું છે કે, અંકુરે આ દશામાં ચંચળ-બેજવાબદાર યુવાનોની જેમ મલ્લિકા-બહેનનો સાથ ન છોડી મૂક્યો. નહીં તો આપણે કેવી કફોડી દશામાં મુકાઈ જાત?'

'તારી વાત સાચી છે. તું ખરેખર અમારા ઘરની લાજ છે. આ પરિસ્થિતિમાં સંમતિ આપ્યા વગર આપણો છૂટકો નથી. તારી પાસે અંકુરના પિતાનું સરનામું છે?'

'હા. અંકુરે મને કાર્ડ આપ્યું છે.'

મનોજકુમારે કાર્ડ પર નજર ફેરવી, 'જમનાદાસ શાહ...'

'જમનાદાસને તો નામથી ઓળખું છુ. 'ઇમ્પોર્ટ-એક્સપોર્ટ'-નો મોટો બિઝનેસ છે. આબરૂદાર માણસ છે. કાલે સવારે જ ફોન કરી એમને મળવા હું અને નિસર્ગ જઈશું.'

પ્રાર્થનાના ચહેરા પર પ્રસન્નતા ઝળુંબતી હતી.

મનોજકુમારના મન પરનો બોજ હળવો થયો હોય એવું

પ્રાર્થનાએ અનુભવ્યું.

નિસર્ગ અને પ્રાર્થના એમના રૂમમાં પ્રવેશ્યાં.

નિસર્ગે વ્હીસ્કીની બોટલ કાઢી –

પ્રાર્થનાએ હવે ન દલીલ કરી, ન રોકવાના પ્રયત્નો કર્યા. કેવળ દર્દભરી દૃષ્ટિએ જોઈ રહી.

સવારે ટી-ટેબલ પર નિસર્ગ, પ્રાર્થના અને મનોજકુમાર બેઠાં હતા.

'મહારાજ, જલદી જલદી ચા લાવો, ટોસ્ટ લાવો, જામ લાવો...મારે મોડું થાય છે.' કહેતી મલ્લિકા આજે ઉપસ્થિત નહોતી.

પ્રાર્થના મલ્લિકાને બોલાવી લાવી.

મલ્લિકા નીચું જોઈને બેઠી હતી.

'મલ્લિકા, પ્રાર્થનાએ બધી જ વાત કરી છે. અમે નિર્ણય કર્યો છે કે...' નિસર્ગે વાક્ય અધૂરું છોડયું.

અદાલતના પાંજરામાં ઊભેલ અપરાધી યા નિર્દોષ વ્યક્તિ ન્યાયમૂર્તિના ચુકાદાની અધીરાઈથી રાહ જુએ તેમ મલ્લિકા નત મસ્તક ઊંચું કરી, નિસર્ગ સામે એનું અધૂરું વાક્ય પૂરું થાય તેની પ્રતીક્ષા કરતી એકીટશે જોઈ રહી.

'મલ્લિકા, અમે તારા લગ્નને સહર્ષ સંમતિ આપીએ છીએ.' નિસર્ગ હસ્યો.

મલ્લિકાની આંખો ભીની બની.

'મલ્લિકાબહેન, આનંદના સમાચાર સાંભળી આંખો ભીની ન થાય, હોઠ હસે.' પ્રાર્થના બોલી.

'મલ્લિકા, તારે પ્રાર્થનાનો આભાર માનવો જોઈએ. પ્રાર્થનાએ નાની ઉંમરમાં ઘરનો બધો જ ભાર ઉપાડી લીધો છે. ઉપરાત તારી ભાભી, મિત્ર અને માતાની ત્રિવિધ ભૂમિકા ભજવી એક સફળ વકીલની અદાથી તને કેસ જિતાડયો છે. આજના યુગમાં સ્વતંત્ર જીવન જીવવા ઇચ્છતી યુવતીઓ લગ્ન પછી કોઈ ને કોઈ બહાને

એના પતિ પર એનો જ અધિકાર હોય અને માતા–પિતાનો કોઈ જ અધિકાર ન હોય એમ માતા–પિતાથી પુત્રને છૂટો પાડવાના પેંતરા રચે છે. છૂટા પાડીને જ જંપે છે ત્યારે પ્રાર્થનાએ આપણને ત્રણેને એકસૂત્રે બાંધી, ઘરને સાચા અર્થમાં ઘર બનાવ્યું છે. પ્રાર્થના જટાશંકરના સંસ્કારથી ઘડાઈ છે ને !' મનોજકુમાર ગદ્‌ગદ કંઠે બોલ્યા.

મલ્લિકા પ્રાર્થનાના ચરણોમાં ઝૂકવા જતી હતી ત્યાં મલ્લિકાને અટકાવતાં પ્રાર્થનાએ કહ્યું, 'આ શું કરો છો મલ્લિકાબહેન, હું તમારી મિત્ર છું ને ? મિત્રનો ચરણસ્પર્શ ન કરાય, મિત્ર સાથે શેકહેન્ડ થાય, મિત્રને ભેટાય.'

ભાવવિભોર મલ્લિકા પ્રાર્થનાને ભેટી પડી, 'તમને શું કહું ? ભાભી, મિત્ર કે ભાભીમા...?'

'મિત્રભાભી... ભાભીમિત્ર...'

મનોજકુમાર અને નિસર્ગ નણંદ–ભોજાઈનો અપ્રતિમ પ્રેમ જોઈ રહ્યા.

'મલ્લિકા, હવે મનનો ભાર ઉતારી નાખ અને પહેલાંની મલ્લિકા બની રહે.(જીવનમાં સમસ્યાઓ તો આવ્યા જ કરે. સમસ્યા એનો ધર્મ બજાવે. માણસોએ એનો ધર્મ બજાવવો જોઈએ.) મને રોબર્ટ કેનેડીના શબ્દો યાદ આવે છે. અમેરિકાના લોકો જ્યારે હતાશાથી કહેતા 'WHY ?' ત્યારે રોબર્ટ કેનેડી અડોલ આત્મશ્રદ્ધાથી કહેતા, 'WHY NOT ?' એવી કોઈ સમસ્યા નથી જેનો ઉકેલ ન હોય. આપણાં કર્મો સમસ્યા જન્માવે છે તો, આપણાં કર્મો જ સમસ્યાનું નિરાકરણ પણ કરે છે. જીવન છે, ચાલ્યા કરે. પડાય, ઊભા થવાય. હું અંકુરના પિતાને ફોન કરું છું...'

મનોજકુમાર ફોન તરફ ચાલવા લાગ્યા.

મલ્લિકાના ચહેરા પર આનંદનાં ગુલાબો ખીલી ઊઠયાં.

નિસર્ગ કાર ડ્રાઇવ કરતો હતો.

મનોજકુમાર સાથે બેઠા હતા.

જમનાદાસ સાથે ફોન પર વાત થયા મુજબ મલ્લિકા અને અંકુરના સંબંધો અંગે વાત કરવા, સંમતિ આપવા અને લગ્નની નજીકની તારીખ નક્કી કરવા નિસર્ગ અને મનોજકુમાર જમનાદાસની ફોર્ટ વિસ્તારમાં આવેલી ઑફિસે જવા નીકળ્યા હતા.

નિસર્ગ પૂરપાટ ઝડપે કાર દોડાવતો હતો, બીજાં વાહનોને 'ઓવરટેક' કરતો હતો.

'નિસર્ગ, ધીમે ધીમે. તુ ખૂબ ઝડપે જાય છે. ક્યારેક બ્રેક ન વાગે, બ્રેક ફેઇલ થઈ જાય, અતિઝડપને લીધે સ્ટીઅરિંગ પરનો કન્ટ્રોલ ગુમાવી બેસે તો...'

'પપ્પા, તમારે લીધે ધીમે ચલાવુ છું. મારી ખરી ઝડપ તો તમે જોઈ નથી.' નિસર્ગ ખુમારીથી બોલ્યો, 'સ્પીડનો જમાનો છે. 'સ્લો એન્ડ સ્ટેડી વિન્સ ધ ગેમ...'ની કહેવત જૂની થઈ ગઈ છે. સ્લો એન્ડ સ્ટેડી લૂઝ ધ ગેમ...'

'બધાં જ ક્ષેત્રોમાં તારો દૃષ્ટિકોણ સાચો ન હોઈ શકે. હજુ યુવાન લોહી છે. હુ તારો બાપ બન્યા પછી જ સ્વસ્થ-સ્થિર થયો છું. તું કોઈનો બાપ બનીશ ત્યારે મારા કહેવાનો અર્થ સમજીશ. જુવાનીના ઉધામા ભારે હોય છે!'

'પ્રૌઢત્વ અને બૂઢાપા વચ્ચે ઝૂલતા માણસમા ડર ભારે હોય છે.'

'તારા વાક્યને સુધારવાનુ મને ગમશે. ડર નહીં સલામતીની લાગણી વિશેષ હોય છે.'

નિસર્ગ હસી પડ્યો, 'પપ્પા, તમારી સાથે વાતો કરવાની મઝા આવે છે.

'તારો બાપ નહીં, મિત્ર બની રહ્યો છું એટલે. કેવળ બાપ બની રહ્યો હોત તો તું પણ મારાથી દૂર ભાગત. આજની યુવાન પેઢી વડીલ પેઢીથી દૂર ભાગે છે એમ!'

'તમે ફ્રેન્ડ, ફિલોસોફર અને ગાઇડ બની રહ્યા છો પપ્પા હોવા છતા, એટલે તો તમારાં એક સાથે અનેક વ્યક્તિત્વોએ મને પ્રેમથી બાંધી રાખ્યો છે'

નિસર્ગ અને મનોજકુમાર પિતા-પુત્રની મર્યાદા સાથે મિત્રો બની રહ્યા હોવાથી બન્ને વચ્ચે બે પેઢીઓનું અંતર અનાયાસે ઓગળી ગયું હતું.

'નિસર્ગ, આપણે મિત્રો બની રહ્યા છીએ તેમ મલ્લિકા અને પ્રાર્થના પણ મિત્રો બની રહ્યાં છે, પરિણામે મલ્લિકાએ પ્રાર્થનાને મુક્ત મને વાત કરી. પ્રાર્થના ન હોત તો મલ્લિકા આપણી મર્યાદા ખાતર બોલી ન શકત. મનમાં મુઝાયા કરત અને કોણ જાણે શું પરિણામ આવત? પ્રાર્થના જેવી સંસ્કારી છોકરી આપણા ઘરમાં આશીર્વાદ બનીને આવી છે.' મનોજકુમારે કહ્યું.

'ખરી વાત છે પપ્પા.' નિસર્ગ બોલ્યો.

કાર સડસડાટ દોડતી હતી.

સામે દરિયો ખળભળી રહ્યો હતો.

'નિસર્ગ, પ્રાર્થનાની આંખોમાં ક્યારેક ક્યારેક વેદનાના લિસોટા તણાયેલા જોઈ શકાય છે. મારું અનુમાન ખોટું પણ હોઈ શકે.'

'તમારું અનુમાન સાચું છે.'

'તમારા બે વચ્ચે કોઈ મનભેદ રહે છે?'

'પ્રાર્થનાની વેદનાનું કારણ મોટે ભાગે હું છું. પછી થોડેઘણે અંશે તમે પણ.'

'મને સમજાયું નહીં.'

'મારી અને તમારી શરાબની આદતથી એ દુ:ખ અનુભવે છે. ઘણીવાર મારું ધ્યાન ખેંચ્યું હતું.'

'પ્રાર્થના જેવી સંસ્કારી છોકરી આપણી આદતોથી દુ:ખી થાય એ સ્વાભાવિક છે. નિસર્ગ, મારે પણ તને ઠપકો આપવાનો છે. તારો શોખ વ્યસન બની ગયું છે. તું આ દિશામાં ઘણો આગળ નીકળી ગયો છે. પ્રાર્થનાના આગમન પહેલાં આપણે મિત્રો તરીકે સાંજે એકાદ-બે પેગ સાથે લેતા હતા. પ્રાર્થના ઘરની વહુ બનીને આવતાં, મર્યાદા ખાતર આપણે સાથે પીવાનું બંધ કર્યું. ક્યારેક શોખ માટે, બિઝનેસ પાર્ટીમાં કે કલબમાં શોખ માટે, કંપની માટે પીએ અને રોજ આદત તરીકે પીએ એમાં તને ફેર નથી લાગતો? કોઈ કર્કશા પત્નીથી પીડાતો માણસ વ્યસનમાં રાહત શોધે એ સમજી શકાય એવી વાત છે, પણ સંસ્કારી અને ગુણિયલ પત્ની પામ્યા પછી વ્યસન છોડવાને બદલે વધુ ને વધુ વ્યસન તરફ વળે એનું મને આશ્ચર્ય થાય છે. કોઈ એવી પણ કલ્પના કરી બેસે કે, તારે અને પ્રાર્થનાને બનતું નહીં હોય. નિસર્ગ, તારી તબિયત લથડતી જાય છે, વારંવાર ડોક્ટર પાસે દોડવું પડે છે. પ્રાર્થનાની વેદનાનું મૂળ તું છે. તને સુખ આપનારને સુખ આપવાનો તારો ધર્મ નથી? મારી વાત જવા દે. મેં તો કાઢ્યા છે એનાથી અડધા પણ કાઢીશ કે નહીં તે ધારણાનો વિષય છે, પણ તારી આગળ જીવનનો એક લાંબો પંથ પડેલો છે.'

'પપ્પા, તમે લાંબું લચક વ્યાખ્યાન આપી દીધું.'

'ખરી વાત છે. અંતરમાં ઘૂંટાતી વાત શબ્દો બની વહી ગઈ. લાંબું બોલવાનો મને મહાવરો નથી, છતાં બોલાઈ ગયું.'

નિસર્ગે જમનાદાસની ઑફિસ આગળ કાર પાર્ક કરી.

ઑફિસમાં આવી પ્યૂન સાથે કાર્ડ મોકલાવ્યું.

જમનાદાસે પોતે પોતાની ચેમ્બરમાંથી બહાર આવી આવકાર આપ્યો, 'આવો મનોજકુમાર...'

નિસર્ગ હસી પડ્યો, 'પપ્પા, તમારી સાથે વાતો કરવાની મઝા આવે છે.

'તારો બાપ નહીં', મિત્ર બની રહ્યો છું એટલે. કેવળ બાપ બની રહ્યો હોત તો તું પણ મારાથી દૂર ભાગત. આજની યુવાન પેઢી વડીલ પેઢીથી દૂર ભાગે છે એમ!'

'તમે ફ્રેન્ડ, ફિલોસોફર અને ગાઇડ બની રહ્યા છો પપ્પા હોવા છતાં, એટલે તો તમારાં એક સાથે અનેક વ્યક્તિત્વોએ મને પ્રેમથી બાંધી રાખ્યો છે'

નિસર્ગ અને મનોજકુમાર પિતા-પુત્રની મર્યાદા સાથે મિત્રો બની રહ્યા હોવાથી બન્ને વચ્ચે બે પેઢીઓનુ અંતર અનાયાસે ઓગળી ગયું હતું.

'નિસર્ગ, આપણે મિત્રો બની રહ્યા છીએ તેમ મલ્લિકા અને પ્રાર્થના પણ મિત્રો બની રહ્યાં છે, પરિણામે મલ્લિકાએ પ્રાર્થનાને મુક્ત મને વાત કરી. પ્રાર્થના ન હોત તો મલ્લિકા આપણી મર્યાદા ખાતર બોલી ન શકત. મનમાં મુઝાયા કરત અને કોણ જાણે શું પરિણામ આવત? પ્રાર્થના જેવી સંસ્કારી છોકરી આપણા ઘરમાં આશીર્વાદ બનીને આવી છે.' મનોજકુમારે કહ્યું.

'ખરી વાત છે પપ્પા.' નિસર્ગ બોલ્યો.

કાર સડસડાટ દોડતી હતી.

સામે દરિયો ખળભળી રહ્યો હતો.

'નિસર્ગ, પ્રાર્થનાની આંખોમા ક્યારેક ક્યારેક વેદનાના લિસોટા તણાયેલા જોઈ શકાય છે. મારું અનુમાન ખોટું પણ હોઈ શકે.'

'તમારું અનુમાન સાચું છે.'

'તમારા બે વચ્ચે કોઈ મનભેદ રહે છે?'

'પ્રાર્થનાની વેદનાનું કારણ મોટે ભાગે હું છું. પછી થોડેઘણે 'શે તમે પણ.'

'મને સમજાયું નહીં.'

હતું, પ્રેમનો આવેશ હતો એટલે ટકી રહ્યાં હતાં છતા મનમાં વસવસો રહી ગયો હતો કે માતા-પિતાએ સ્વીકાર કર્યો હોત તો એમની સાથેના સંબધો જળવાઈ રહેત અને એમને અને અમને દુઃખ અનુભવવુ ના પડત.

આખરે વાત્સલ્યથી મજબૂર બની, એકના એક પુત્રનો વિરહ સહન ન થતા મારા માતા-પિતા અમને, ગઈ ગુજરી ભૂલી જવાનુ કહી બોલાવવા આવ્યા. અમે પણ કાલબાદેવીની ખખડધજ ચાલીની એક રૂમ છોડી, માતા-પિતા સાથે મરીન ડ્રાઈવના ફ્લેટમા રહેવા આવી ગયા.

એકના એક પુત્ર તરીકે પિતાના 'ઇમ્પોર્ટ-એક્સપોર્ટ' ધંધામાં જોડાઈ ગયો. માતા પુત્રવધૂને જોઈ થોડા સમયમા સંતોષથી મૃત્યુ પામી. પિતા પણ ધધામા મને તાલીમ આપી, ધધો સોપી અવસાન પામ્યા. મે યથાશક્તિ ધધાને આગળ ધપાવ્યો. સમયને અનુસરી ઑફિસને અદ્યતન બનાવી.

મા અંબેની કૃપાથી આજે ખૂબ સમૃદ્ધ છીએ, અંકુરે સ્મરણ કરાવ્યું. આથી વિચાર્યું કે અંકુર અને મલ્લિકા નાસી જાય અને પછી વાત્સલ્યથી મજબૂર બની બોલાવવા જવુ પડે એના કરતાં એવી પરિસ્થિતિ ઊભી ન થાય એ ઇચ્છનીય છે એમ વિચારી અમે સંમતિ આપી છે. તમારી સંમતિ મેળવી લેવા મેં અંકુરને કહ્યું હતું. અમે ઇચ્છીએ છીએ કે તમે સહર્ષ સંમતિ આપો...'

'ગઈ કાલે જ મલ્લિકાએ પ્રાર્થનાને કહ્યું અને પ્રાર્થનાએ અમને વાત કરી. ત્યારે જ અંકુર અને મલ્લિકાના સંબંધોની જાણ થઈ.' નિસર્ગ બોલ્યો.

'તમારી પુત્રી દુઃખી નહી થાય એટલો વિશ્વાસ આપી શકું. અમે બધાં ખૂબ ખૂબ પ્રેમથી જીવીએ છીએ. પૈસો સુખનું માધ્યમ બને છે.' જમનાદાસે કહ્યુ.

મનોજકુમાર અને નિસર્ગ ચેમ્બરમાં પ્રવેશ્યા.

વૈભવશાળી ચેમ્બર અને જમનાદાસની સભ્યતા જોઈ મનોજ-કુમાર અને નિસર્ગને લાગ્યું કે મલ્લિકાએ આવેશમાં કોઈ 'એરીગેરી' કુટુંબ પસંદ કર્યું નથી.

'આ મારો પુત્ર નિસર્ગ.' મનોજકુમારે કહ્યું.

'અંકુરે તમારા કુટુંબનો પરિચય આપી દીધો છે. રૂબરૂ મળીને આનંદ થયો. આ અંકુર. મારો પુત્ર.'

અંકુરે નમસ્કાર કર્યા.

મનોજકુમાર અને નિસર્ગે જોયું તો અંકુર શારીરિક વ્યક્તિત્વમાં મલ્લિકા સાથે શોભે એવો હતો. મલ્લિકા કરતાંય વ્યક્તિત્વશાળી હતો. પ્રાર્થનાએ પણ પહેલી જ મુલાકાતે આજના યુવાનોની તુલનાએ ખૂબ ઊંચો અભિપ્રાય આપ્યો હતો, 'મલ્લિકા આવેશમાં ખોટી પસંદગી તો નહીં કરી બેઠી હોય ને?' એવી મનોજકુમાર અને નિસર્ગની દહેશત ઓગળતી જતી હતી. અસંતોષ દૂર થતો જતો હતો.

'પ્રાર્થના અને મલ્લિલકાએ તમારા કુટુંબનો પરિચય પણ કરાવી દીધો છે.' મનોજકુમારે કહ્યું.

'અમારા બધાની ઇચ્છા એવી ખરી કે તમે અને નિસર્ગભાઈ આ લગ્નમાં સંમતિ આપો. અંકુરે જ્યારે મલ્લિકા સાથેના સંબંધોની સ્પષ્ટતા કરી ત્યારે પહેલા તો અમે પણ ચોંકી ઊઠ્યા હતા. પછી ખૂબ વિચારને અંતે લાગ્યું કે સંમતિ નહીં આપીએ તો બન્ને જણ નાસી જઈને પણ લગ્ન કરશે. આપણીય આબરૂ પર છાંટા ઊડશે અને નાસી જઈને બન્ને જણ પણ મુશ્કેલીમા મુકાઈ જશે. ઉપરાંત મે પણ અંકુરની માતા મમતા સાથે ત્રીસેક વર્ષ પહેલા, વડીલોની સંમતિ ન મળતા નાસી જઈને લગ્ન કર્યું હતું. નાસ-ભાગમા આર્થિક ભીંસ અનુભવેલી.

કાલબાદેવાની ચાલીમા રહેતો. કોહીનૂર મિલમાં કલાર્ક તરીકે કરતો હતો, જે મિલ આજે તો બંધ થઈ ગઈ છે. યૌવન

ગયેલુ ચોકઠુ' ગોઠવતાં, હી હી હી હસીને, 'આખરે તો બધુ' તમારી છોકરીનુ' જ છે ને ?' માગતા જોયા છે. મારો અ'કુર કોઈ Sal‧ble Product નથી.' જમનાદાસના શબ્દોમાં જુસ્સો હતો, 'ચરોતરના મારા પરિચિતોની પાંત્રીસ—ચાળીશ વર્ષની છોકરીઓને પીળા હાથ કર્યા વગર કોરા હાથે મણમણના નિ:શ્વાસ નાખતી, ઘેર બેઠેલી જોઈ છે. મારુ' અ'તર કકળી ઊઠે છે. જો કે, એમાં, 'દોરી બળે પણ વળ છૂટે નહી''ની ભાવના ધરાવતા, ગોળ બહાર છોકરીઓને જવા ન દેવાના આગ્રહી વડીલો પણ ઓછા જવાબદાર નથી...'

'તમારી વાત સાચી છે.('સુધારાની વાત કરવી અને સુધારાનો અમલ કરવો એ બે વાત જુદી છે.')

('આપણા સુધરવાથી દેશ આખો સુધરવાનો નથી, છતાં વ્યક્તિગત સુધારો સમય જતાં સામૂહિક સુધારાનુ' સ્વરૂપ ધારણ કરી શકે છે.')

'હવે મૂળ મુદ્દા પર આવીએ ? મલ્લિકા અને અ'કુરનાં લગ્ન ક્યારે અને કેવા સ્વરૂપે કરવાં જોઈએ એ અ'ગે વિચારી લઈએ ?' મમતાબહેને પૂછ્યુ'.

'મમતા મારા સુધારાના ભાષણથી ઘણીવાર ક'ટાળી જાય છે, પણ સુધારાનો એક ક્રેઝ છે. હુ મારી રાતે અમલમા મૂકુ છુ'. ક્યારેક આવુ' લાંબુ' લાબુ ભાષણ જેવુ બોલી નાખુ' છુ. પણ મારુ' ભાષણ નેતાઓના શબ્દછળ જેવુ' હોતુ' નથી. મમતાએ મને રોકયો તે સારુ' કર્યુ'. બોલો, મનોજભાઈ, તમારી ઇચ્છા ભપકાથી લગ્ન ગોઠવવાની છે કે સાદાઈથી ?'

'જેવી તમારી અનુકૂળતા.'

ઇચ્છા છે કે, તદ્દન સાદી રીતે લગ્ન ગોઠવીએ.

ઉદ્યોગપતિઓ કરોડો રૂપિયાનો ખર્ચ પોતાના

કરે છે. દૈનિકપત્રો અને સાપ્તાહિકો એ

'તમારી કંપનીના નામથી અને તમારી પ્રતિષ્ઠાથી પરિચિત હતો. આપણા સંતાનો નિમિત્તે રૂબરૂ મળવાનું થયું તેથી આનંદ થયો.' મનોજકુમાર બોલ્યા.

'તો તમારી સંમતિ છે એમ માની લઈએ ?' જમનાદાસે પૂછ્યું.

'અમને આ સંબંધો જોડતાં આનંદ થશે.' મનોજકુમારે કહ્યું.

અંકુરના ચહેરા પર આનંદ ઝળકી ઊઠ્યો.

'આજે રાતે તમે બધાં અમારા બંગલે પધારો. સાથે જમીશું અને પ્રસંગ કેમ આટોપવો એ અંગે વિચારણા કરી લઈશું.' મનોજકુમારે કહ્યું અને કાર્ડ આપ્યું.

'જરૂર આવીશું.' જમનાદાસે કહ્યું.

એપલ જ્યુસને ન્યાય આપી, મનોજકુમાર અને નિસર્ગ ઑફિસે જવા નીકળ્યા.

'મંગળ પ્રસંગે સ્ત્રીઓની ઉપસ્થિતિ અનિવાર્ય બની રહે છે. આજે તારી બાનું સ્મરણ થાય છે. જોકે, પ્રાર્થના બેટી છે એટલે વ્યવહાર જળવાઈ રહેશે. બાકી, આપણને બિઝનેસનો વ્યવહાર આવડે. સામાજિક વ્યવહારનું ભાન નથી.'

'પપ્પા, પ્રાર્થના બધું જાળવી લેશે.'

'તું ઑફિસેથી પ્રાર્થનાને ફોન કરી દેજે. સાંજે જમનાદાસ, સમતાબહેન અને અંકુર જમવા આવવાના છે. શુકનવિધિ અંગે જરૂરી તૈયારી કરી રાખે એવી સૂચના પણ આપી દેજે.'

'જી.'

સાંજે મનોજકુમાર અને નિસર્ગ ઑફિસેથી વહેલા આવી ગયા.

મહારાજે પ્રાર્થનાની સુચના મુજબ રસોઈની તૈયારી કરવા માંડી હતી.

ડ્રોઇંગરૂમનું ફર્નિચર વ્યવસ્થિત ગોઠવાઈ ગયું હતું.

કંપાઉન્ડની લીલીછમ લૉનમાં નેતરની ખુરશીઓ પથરાઈ હતી.

'મલ્લિકા, હવે તો ખુશને?' નિસર્ગ બોલ્યો, 'અમે તારી પસંદગીને સંમતિ આપી છે. હવે તો અમારાથી દૂર નહીં ભાગે ને? પહેલા જેવી આનંદી બની જા. તારી ગંભીરતા સહી શકાતી નથી.'

'જીવનમાં ગંભીરતા અને સ્વસ્થતાનું મૂલ્ય મને સમજાયું છે. કેવળ મુક્ત, ચંચળ અને બિન્દાસ વર્તન એ જીવનનો મંત્ર ન બની શકે એની પ્રતીતિ મને પ્રાર્થનાભાભીના વર્તન પરથી થઈ છે.' મલ્લિકાએ કહ્યું, 'આચારસંહિતાનો પહેલો પદાર્થપાઠ શીખવનાર પ્રાર્થનાભાભી મારાં ગુરુ છે.'

'તો પછી તારે પ્રાર્થનાભાભીને વંદન કરવાં જોઈએ. પ્રથમમ્ શ્રીગુરવે નમઃ ।' મનોજકુમારે મલ્લિકાના હૃદયમાંથી દોષની ભાવના ભૂંસી નાખવા હળવાશથી કહ્યું.

'પપ્પા, મને કબીરજીની વાણી યાદ આવે છે.'

ગુરુ–ગોવિંદ દોનોં ખડે
કિન કો લાગુ પાય
બલિહારી ગુરુદેવ કી
ગોવિંદ દિયો બતાય...

પ્રાર્થનાએ મલ્લિકાને અંકુર દિયો બતાય...જેવું ગુરુકર્મ બજાવ્યું છે.' નિસર્ગ બોલ્યો.

'છતાં માતૃતીર્થ–પિતૃતીર્થનો મહિમા ઓછો નથી. ગણપતિએ શિવ-પાવર્તીની પરિક્રમા કરી, તીર્થોની યાત્રાનું પુણ્ય કમાઈ લીધું હતું.' પ્રાર્થનાએ કહ્યું.

મલ્લિકા ખડખડાટ હસી પડી. ઘણા સમયે બધાં મું
મુક્ત મને હસતાં જોતાં હતાં વાતાવરણ હળવુંફૂલ બની

આઠ વાગ્યે જમનાદાસ, મમતાબહેન અને અંકુર આવી
પ્રાર્થનાએ આવકાર આપ્યો.

મલ્લિકાએ જમનાદાસ અને મમતાબહેનને પ્રણામ કર્યાં.

બધાં લૉન પર બિછાવેલી નેતરની ખુરશીઓ પર બેઠાં.

નોકર ઓરેન્જ જ્યુસના ગ્લાસ મૂકી ગયો.

'મારા ઘરમાં મમતાબહેન જેવી કોઈ વ્યવહારકુશળ સ્ત્રી નથી. મારી પત્ની તો વર્ષોથી...ખેર, પ્રાર્થના ઘણી નાની છે છતાં એની સૂઝ મુજબ વ્યવહાર કરશે.' મનોજકુમારે ગંભીરતાથી કહ્યું.

'વ્યવહારનો અર્થ આપ-લે કરતા હોય તો નિશ્ચિંત રહેજો. હું એવા વ્યવહારોમાં માનતો નથી. મેં મારા શ્વસુર સાથે કોઈ વ્યવહાર કર્યો નથી. મારો પુત્ર તમારી સાથે પૈસા સંબંધી કોઈ વ્યવહાર નહીં કરે. વ્યવહાર જેવા સભ્ય શબ્દ પાછળ પૈસાની આપ-લે સમાયેલી હોય છે.' જમનાદાસે કહ્યુ.

'પ્રત્યેક જ્ઞાતિના રિવાજો ભિન્ન ભિન્ન હોય છે. એક જ જ્ઞાતિના ફાટાઓમા પણ ભિન્ન ભિન્ન રિવાજો હોય છે એટલે પૂછી લેવુ સારુ. ક્યારેક વ્યવહારો પ્રતિષ્ઠાનો પ્રશ્ન બની જતો હોય છે અને વડીલોની મમત નવદંપતીના સુખ આડે થોરની વાત બાધતી હોય છે.'

'જુઓ, મનોજભાઈ, આમેય અમારી વૈષ્ણવ વણિક જ્ઞાતિમાં અનાવિલ, કડવા–લેઉઆ કે ચરોતરના પાંચ ગામના પટેલો જેવો વર–વિક્રયનો કોઈ વ્યવહાર નથી. સરદાર વલ્લભાઈ પટેલની ભાષામા વાત કરુ તો સરદાર કાયમ પૂછતા, 'આખલો કેટલામાં વેચાયો ?' આપણી વેપારીની પરિભાષામાં વાત કરું તો પચાસ-સો તોલા સોનાના દાગીના અને બે-પાચ પેટીનો સોદો વીસમી સદીના અંતમાય હજુ થાય છે. 'અમારે અમારી છોકરીઓ માટે ખર્ચવાના છે માટે લેવા પડે છે. ન લઈએ તો આપીએ શું ?' એવા નિમિત્તો શહેરમાં વસતા સુશિક્ષિત લખેશરીઓ પણ આ ચક્રમાથી છૂટી શકતા નથી. હા, નં સ્વરૂપ ક્યારેક ક્યારેક બદલાયેલુ જોવા મળે છે. ફ્લૅટ, , કાર, વિદેશ–અભ્યાસના ખર્ચની, દાંતમાથી ઢીલુ પડી

ગયેલું ચોકઠું ઓઢવતાં, હી હી હી હસીને, 'આખરે તો બધું તમારી છોકરીનું જ છે ને?' માગતા જોયા છે. મારો અંકુર કોઈ Sal‹ble Product નથી.' જમનાદાસના શબ્દોમાં જુસ્સો હતો, 'ચરોતરના મારા પરિચિતોની પાંત્રીસ—ચાળીશ વર્ષની છોકરીઓને પીળા હાથ કર્યા વગર કોરા હાથે મણમણના નિઃશ્વાસ નાખતી, ઘેર બેઠેલી જોઈ છે. મારું અંતર કકળી ઊઠે છે. જો કે, એમાં, 'દોરી બળે પણ વળ છૂટે નહી'ની ભાવના ધગવતા, ગોળ બહાર છોકરીઓને જવા ન દેવાના આગ્રહી વડીલો પણ ઓછા જવાબદાર નથી...'

'તમારી વાત સાચી છે.(સુધારાની વાત કરવી અને સુધારાનો અમલ કરવો એ બે વાત જુદી છે.')

('આપણા સુધરવાથી દેશ આખો સુધરવાનો નથી, છતાં વ્યક્તિગત સુધારો સમય જતા સામૂહિક સુધારાનું સ્વરૂપ ધારણ કરી શકે છે.')

'હવે મૂળ મુદ્દા પર આવીએ? મલ્લિકા અને અંકુરનાં લગ્ન ક્યારે અને કેવા સ્વરૂપે કરવા જોઈએ એ અંગે વિચારી લઈએ?' મમતાબહેને પૂછ્યું.

'મમતા મારા સુધારાના ભાષણથી ઘણીવાર કંટાળી જાય છે, પણ સુધારાનો એક ક્રેઝ છે. હું સારી રીતે અમલમાં મૂકું છું. ક્યારેક આવું લાંબું લાંબુ ભાષણ જેવુ બોલી નાખું છુ. પણ મારું ભાષણ નેતાઓના શબ્દછળ જેવું હોતું નથી. મમતાએ મને રોક્યો તે સારું કર્યું. બોલો, મનોજભાઈ, તમારી ઇચ્છા ભપકાથી લગ્ન ગોઠવવાની છે કે સાદાઈથી?'

'જેવી તમારી અનુકૂળતા.'

'મારી ઇચ્છા છે કે, તદ્દન સાદી રીતે લગ્ન ગોઠવીએ. મુંબઈ – દિલ્હીના ઉદ્યોગપતિઓ કરોડો રૂપિયાનો ખર્ચ પોતાના સંતાનોનાં લગ્ન પાછળ કરે છે. દૈનિકપત્રો અને સાપ્તાહિકો

લગ્નની તસ્વીરો સાથે આંખે દેખ્યો અહેવાલ પ્રગટ કરે છે. ભારત-ભરમાં એમના નામો ગાજતા થઈ જાય છે. લોકો અહોભાવથી એવા ઉદ્યોગપતિઓ સામે જોઈ રહે છે. ઇન્કમટેક્ષ ખાતુ મૂક સાક્ષી બની રહે છે. આપણી કક્ષાના માણસોનો બે–પાચ લાખ ખર્ચ થઈ શકે છે. એ ખર્ચ બચાવીને માનવસેવા કરતી સંસ્થાઓને આપવો જોઈએ. તમે સંમત થાવ છો ?''

'તમારા વિચારો ઉચ્ચ છે, સાદગીથી લગ્ન થાય એમાં મારી સંમતિ છે. માત્ર આર્યવિધિથી લગ્ન થાય એવી ઇચ્છા છે.'

'મલ્લિકા, અંકુર, પરણનાર તરીકે તમારો શો અભિપ્રાય છે? રીસેપ્શન સમારંભ નહી યોજાય. કેમેરાની ફ્લેશ નહીં ઝબકે. વી.ડી.ઓ. નહીં ઊતરે. ગિફ્ટ માટે સ્ટેજ પર લાઇન નહીં લાગે. ટૂંકમાં વટ મારવાનો પ્રસંગ જતો કરવો પડશે.' જમનાદાસે અંકુર અને મલ્લિકા સામે જોયું.

'સાદગીથી લગ્ન થાય એમાં મારી સંમતિ છે. માત્ર બે કુટુંબોના માણસો ઉપસ્થિત રહેશે તો પણ વાંધો નથી. પણ લગ્ન જેવો પ્રસંગ કેમેરામાં કંડારાય એટલો આગ્રહ જરૂર રાખું છું, મલ્લિકા, તું શું માને છે ?'

'અંકુરની વાત સાથે સંમત છું.' મલ્લિકાએ કહ્યુ, 'બાકી, સાદગીપૂર્ણ લગ્નનો વાંધો નથી, વટ પાડવાનો અભરખો નથી.'

જમનાદાસ હસ્યા, 'એટલી મુફલીસીથી લગ્ન નહીં થાય; જેનો તમને અફસોસ રહી જાય. મારો વિચાર લખલૂટ ખર્ચના સંદર્ભમાં હતો. કંકોતરીઓ નહીં છપાય. ગામેગામથી સગા-સંબધીઓ નહીં આવે. હોટલોમાં મહેમાનોને ઉતારો નહીં અપાય. ફૂલોથી લચી પડતું, રોશનીથી ઝળહળતું રીસેપ્શન સ્ટેજ નહીં બંધાય. ભાતભાતની મોડેલોની કારોની લંગાર નહીં ખડકાય. બાકી, કેમેરા અને વી.ડી.ઓ સામે વાંધો નથી. અમને પણ આવા -.'ગલ પ્રસંગનું સંભારણું બનવાની ઇચ્છા ન હોય ?'

'તો પછી કઈ તારીખ નક્કી કરીએ છીએ?' મમતાબહેન બોલ્યાં, 'કોઈને જ બોલવાનાં ન હોય તો પછી શુભસ્ય શીઘ્રમ્.'

'કેમ, ઘરમા વહુ લાવવાની ખૂબ અધીરાઈ આવી ગઈ છે?' જમનાદાસે મર્મ કર્યો.

'હાસ્તો. ઘરમાં વહુ આવે એની ઝંખના સસરા કરતાં સાસુને અધિક હોય છે. સમજ્યા?' મમતાબહેનના શબ્દોએ વાતાવરણને વધુ હળવું બનાવ્યું.

નોકર જમવા માટે બોલાવવા આવ્યો.

ડાઇનિંગ ટેબલ પર બધાં ગોઠવાયાં.

રસ-પૂરી, પાતરાં, ઢોકળાં, ત્રણ શાક, સલાડ, પાપડ, અથાણા, પુલાવ અને કઢીનું ભોજન જમી બધા 'ડ્રોઇંગરૂમ'માં બેઠાં.

મમતાબહેને કહ્યું, 'અંકુર, હવે વિધિસર તું મલ્લિકાને 'મેરેજ રિંગ' પહેરાવી શકે છે.'

અંકુરે હીરાજડિત વીંટી મલ્લિકાની આંગળી પર ચડાવી દીધી.

પ્રાર્થનાએ અંકુરના ગળામાં સોનાની ચેઈન પહેરાવતાં કહ્યુ, 'અમારા તરફથી વરરાજાને શુકનનું પ્રતીક.'

બધાંએ તાળીઓ પાડી, હર્ષ વ્યક્ત કર્યો.

મનોજકુમાર પંચાંગ જોઈ બોલ્યા, 'પરમ દિવસ અને ચોથા દિવસના ચોઘડિયાં લાભ–શુભ છે. પછી પંદરેક દિવસ પછી સારા દિવસો આવે છે.'

'તો પરમ દિવસ રાખીએ? તમને અનુકૂળ હોય તો...' જમનાદાસે કહ્યું.

'અમને અનુકૂળ છે. અહીં જ રાખીએ. તમે લોકો સાંજે ચાર વાગ્યે આવી રહેશો. લગ્ન પછી 'સન એન સેન્ડ'મા અમારા તરફથી પાર્ટી.' મનોજકુમારે કહ્યું, 'ગોરમહારાજ અને સામગ્રીની વ્યવસ્થા થઈ જશે.'

'અમે ત્રણ જણ અને ડ્રાઇવર મળી ચાર જણ આવીશું'.

બીજા તમારે જેમને નિમંત્રવા હોય તે.'

'અમે પણ ચાર જણ હોઈશું. અમારે બીજા કોઈને બોલાવવા નથી. લગ્ન પછી અમે ત્રણ થઈ જઈશું. તમે ચાર થશો.' મનોજકુમારે કહ્યું.

બધાં હસી પડ્યાં.

મલ્લિકા અને અંકુર પ્રસન્ન હતાં.

નોકર આઇસક્રીમની ડિશો લાવ્યો—

જમનાદાસ, મમતા બહેન અને અંકુર ઘેર જવા રવાના થયા.

મનોજકુમાર, નિસર્ગ, પ્રાર્થના અને મલ્લિકા બહાર સુધી વિદાય – આપવા આવ્યાં.

'ચાર વાગ્યે રાહ જોઈશું — પરમ દિવસે.' પ્રાર્થનાએ કહ્યું.

'ભલે' મમતાબહેને ઉત્તર આપ્યો, 'સમયસર આવી રહીશું. નિશ્ચિંત રહેજો.'

ઘરમાં પ્રવેશતાં મનોજકુમારે કહ્યું, 'પ્રાર્થના, આ પ્રસંગે તારા કાકાબાપુને ખાસ બોલાવજે. અત્યારે જ ફોન કરી દે.'

'કાકાબાપુને આમંત્રણ આપીએ તો જરૂર આવશે, પણ મારા સગાંને બોલાવીએ અને તમારાં સગાંઓમાંથી કોઈને ન બોલાવીએ એ ઠીક ન લાગે. કોઈ નહીં એટલે કોઈ નહીં: માત્ર આપણો જ પરિવાર.'

'ભલે, તને ઠીક લાગે તેમ કરીશું.'

બીજે દિવસે મલ્લિકાને આપવા માટે વસ્ત્રો, ઘરેણાં અને અન્ય ચીજવસ્તુઓની ખરીદી થઈ ગઈ.

ત્રીજે દિવસે ચાર વાગ્યે જમનાદાસ, મમતાબહેન અને નિસર્ગ આવી પહોચ્યાં.

અંકુરે ક્રીમ કલરનો જોધપુરી ડ્રેસ પહેર્યો હતો. માથે સાફો હતો. ગળામાં મોતીની સેર હતી.

મલ્લિકા પાનેતર પહેરી તૈયાર થઈ હતી.

કંપાઉન્ડમાં વેદી અને ચોરી બનાવાયાં હતાં. બે ગોર મહારાજોએ 'કુર્યાત્ સદા મંગલમ્'ની સપ્તપદી ઉચ્ચારી મંત્રોચ્ચાર સાથે મલ્લિકા અને અંકુરને પરણાવ્યાં.

'સન એન સેન્ડ'માં ભવ્ય પાર્ટી યોજાઈ.

રાતે મલ્લિકાને વિદાય આપી.

મલ્લિકાએ અશ્રુભીની આંખે વિદાય લીધી.

મનોજકુમાર, નિસર્ગ અને પ્રાર્થનાની આખો ભીની બની હતી.

બંગલામાં પ્રવેશ્યાં ત્યારે દરેકને લાગ્યું કે એક હસતું–રમતું વ્યક્તિત્વ શૂન્યાવકાશ સર્જીને ચાલી ગયું છે. પ્રાર્થના મનોમન બોલી, 'કન્યાવિદાય આર્ય સંસ્કૃતિનો સૌથી મોટો કરુણ–મંગલ પ્રસંગ છે.'

*

# [૨૫]

સાંજ નમતી હતી.

રેવતીની દૃષ્ટિ વારંવાર રૂમના બારણા તરફ જતી હતી. એ દૃષ્ટિમાં જટાશંકરની પ્રતીક્ષા હતી.

રેવતીને ડૉ. પટેલની હૉસ્પિટલમાં દાખલ થયે ત્રીજો દિવસ થયો હતો.

આ ત્રણ દિવસમાં રેવતીના સ્વાસ્થ્યમાં ઠીક ઠીક સુધારો થયો હતો. દવા, પૌષ્ટિક ખોરાક, દૂધ, સ્વચ્છ–શીતલ વાતાવરણ, ડૉક્ટરની વ્યક્તિગત દેખરેખ અને નર્સની પ્રેમભરી શુશ્રુષાને લીધે રેવતીના દુર્બળ શરીરમાં ચેતનનો સંચાર થયો હતો.

જટાશંકર બે દિવસથી સાંજે ઑફિસ છૂટયા પછી છ વાગ્યે નિયમિત આવતા. રેવતીના ખબર–અંતર પૂછતા. એકાદ કલાકની મુલાકાત રેવતીને અનેરો આનંદ બક્ષતી. આનંદ અને ઉત્સાહે રેવતીના સ્વાસ્થ્ય માટે સંજીવનીનું કામ કર્યું હતું.

જટાશંકર આવતા, કલાકેક બેસતા, ઓછું બોલતા અને રેવતી સામે પ્રેમભરી દૃષ્ટિ ફેરવી લેતા.

રેવતી કહેતી, 'પંડ્યા, તમે મારા માટે કેટલું કષ્ટ ઉઠાવો છો ?'

'રેવા, આજ સુધી તારા માટે કંઈ જ કરી શક્યો નથી. તારા સ્વમાને કદી તારા પ્રત્યે ફરજ બજાવવાની તક આપી નથી. આ નિમિત્તે થોડી ઘણી તક મળી છે તેનો સંતોષ લેવા દે.'

જટાશંકર શબ્દ દ્વારા અભિવ્યક્ત કરતા નહોતા છતાં રેવતી જટાશંકરની દૃષ્ટિમાં લાગણીનું ઝરણ મંદ મંથર ગતિએ વહેતું અનભવી શકતી. આટલાં વર્ષો પછીય એ ઝરણુ રણ બન્યું નહોતું

એની પ્રતીતિ રેવતીને જીવી નાખવાનું બળ આપતી, 'મારું જીવન તદ્દન વ્યર્થ નથી. પંડયાએ એમનું કર્તવ્ય બજાવવા માટે ભલે મારો સ્વીકાર ન કર્યો, પણ એમના અંતરમાથી મારા પ્રત્યેની લાગણીનું ઝરણુ સુકાયું નથી. એમની દષ્ટિમાં અમીકુંભ છલકાય છે. હવે તો પ્રણવ અને પ્રાર્થના પ્રત્યેનું કર્તવ્ય પૂરુ થયું છે. એ પણ એકલવાયા બની ગયા છે, પણ મોટી ઉંમરે લગ્ન કરતા કે વિધવાને અપનાવતાં એ પાપભીરુ પુરુષ ખચકાટ અનુભવતા હશે. જીવનની અનેક મુશ્કેલીઓ, વિટંબણા અને ગરબાઈમા મેં લાગણીના ક્ષેત્રે પણ અજાચક વ્રત પાળ્યું છે. મેં એમને મનોમન ચાહ્યા છે, ચાહું છુ અને શ્વાસના ઉચ્ચાલનની છેલ્લી ક્ષણો સુધી ચાહતી રહીશ.

અમારા સંબંધોમા શરીર કદી માધ્યમ બન્યું નથી. લાગણીના સંબંધો જ રહ્યા છે. મારી લાગણીની એમને પ્રતીતિ છે. એમની લાગણીનું હું અનુભાવન કરી શકું છું. મારી વ્યાધિમાં સામાજિક શરમ કે ટીકા–નિંદાનો ભય છોડીને, મને ખાનગી હૉસ્પિટલમાં શુશ્રુષા માટે લઈ આવીને, જીવનના ખરા તબક્કે એમની લાગણીની પ્રતીતિ કરાવી દીધી છે. એ લાગણીએ જીવનના ખારાપાટમાં મીઠી વીરડી બની, એક ધ્યેય પ્રગટાવ્યું છે. એ ધ્યેયે હતાશા–નિરાશા–વ્યર્થતાના કોચલા તોડી જિજીવિષા જન્માવી છે.

રેવતીની આંખો દ્વાર પર મંડાયેલી હતી, મન વિચારોના ચકરાવે ચડયું હતું, 'રોજ છ વાગ્યે આવી જનાર પંડયા આજે સાડા છ થવા આવ્યા છતાં હજુ કેમ ન આવ્યા? પંડયા હવે તો મોટા માણસ બની ગયા છે. એમને અચાનક અનેક રોકાણો આવી શકે છે. પંડયાએ દેશ પ્રમાણે વેશ ધારણ કર્યો શિખાનુ કર્તન કરાવ્યું નથી એ એમની ધર્મનિષ્ઠા કર્મ જ અકબંધ રહ્યાની પ્રતીતિ કરાવે છે...'

જટા –ખુરશી પર બેઠા.

રેવતીની વિચારસમાધિ તૂટી.

'કેમ લાગે છે?' જટાશંકરે પૂછયું.

'સારું લાગે છે.'

'શરીર ભરાવા લાગ્યું છે એ ઝડપથી સુધરતા જતા સ્વાસ્થ્યની નિશાની છે.'

રેવતી હસી, 'એ તમને આભારી છે.'

'શું બીમારી?'

'બીમારી મને આભારી છે સુધારો તમને આભારી છે. તમે મદદે ન ધાયા તો જનરલ વોર્ડમાં રિબાઈ રિબાઈને...'

'બસ, રેવા, બસ. મૃત્યુ આવવાનું હોત તો એને કોઈ રોકી ન શકત. મને ખોટો યશ ન આપીશ. આપણે સૌ આપણા ભાગ્યનું જીવીએ છીએ. નિમિત્તોને યશ – અપયશ આપીએ છીએ. તું ગામના હરસુખ – જયસુખને ઓળખે છે ને?'

રેવતીનો ચહેરો વિલાઈ ગયો, 'એ લોકોને હું કદી નહીં ભૂલી શકું.'

'હું જાણું છુ કે એ લોકોએ આપણી બદનામીમાં મોટો ભાગ ભજવ્યો છે.'

'એ લોકોનું શું છે? વળી પાછું કોઈ ચક્કર તો ચલાવ્યું નથી ને?' રેવતીના સ્વર પર અસ્વસ્થતા તરવરી ઊઠી.

બે દિવસ પહેલાં રાતે ખૂબ ક્ષોભથી મારી પાસે જ્ઞાતિનું મંડળ ઊભું કરવા તથા વાડીનો જીર્ણોદ્ધાર કરવાની યોજના લઈને આવેલા. મને પ્રમુખ બનાવવાનો પ્રસ્તાવ મૂકેલો. પ્રણવનું લગ્ન જ્ઞાતિ બહાર કર્યું હોવાથી પ્રમુખ બનવાથી ટીકાને પાત્ર થાઉં. મંડળમાં તડ પડે એટલે મેં એમના પ્રસ્તાવનો અસ્વીકાર કરેલો. દૂર રહ્યા રહ્યા સારા કામમાં મદદ કરવાનું કહ્યું, પાંચ હજાર એકની રકમ નોંધાવી, ફંડ શરૂ કરવાનું સૂચન કર્યું હતું.

ઉપરાંત જયસુખનો પુત્ર નીલાંગ વડોદરા એના મામાને ઘેર

રહેતો હતો. પ્રાઇવેટ નોકરીમાંથી કાઢી મૂક્યો હોવાથી, બેકારીને લીધે ખૂબ અસ્વસ્થ બની ગયો હતો. અમારી ઑફિસમાં નોકરી અપાવવાનુ મેં કહ્યું હતું. બન્ને જણે પોતાના ભૂતકાળનાં કૃત્યો બદલ પસ્તાવો વ્યક્ત કર્યો હતો. ખૂબ ક્ષોભથી મારી પાસે આવ્યા હતા. મેં એમને ખૂબ ઉમળકાભેર આવકારેલા. એમનો દ્વેષ પ્રેમ અને સૌજન્યથી ધોવાઈ ગયો હતો. આખરે તો માણસજાત ને? મને માનવીની સારપ પર શ્રદ્ધા છે...'

'તમે ભલા છો, સરળ છો, બીજાનુ કલ્યાણ જુઓ છો. એટલે તમને બધા ભલા લાગે છે.'

'દરેકની ભીતરમાં સારપના તત્ત્વો પડેલાં હોય છે. એને પ્રેમભર્યો સંસ્પર્શ અને માનવતાપૂર્ણ વર્તનથી જાગ્રત કરવાની જરૂર છે. તત્ત્વજ્ઞાનની વાત છોડીને વાસ્તવિક વાત કરું. નીલાંગને મેં નોકરી આપવાનું કહ્યું તે રાતે જયસુખ નીલાંગને આ સમાચાર આપવા ઘેર ગયા તે પહેલાં નીલાંગે બેકારીથી ત્રાસી જઈ ગળે ફાંસો ખાઈ આત્મહત્યા કરી નાખી હતી. બેકારી કેટલાય નવલોહિયા સ્વપ્નશીલ યુવાનોને હતપ્રભ બનાવી દઈ, આત્મહત્યાના માર્ગે ધકેલી દે છે, કા તો વ્યસનપરસ્તી, ચોરી, તોફાનો, ગુન્ડાગર્દી જેવા અનિષ્ટ માર્ગે જવા પ્રેરે છે. એકના એક પુત્રની આત્મહત્યાથી જયસુખ ભાંગી પડયો છે. મને હરસુખે ઑફિસે આવીને સમાચાર આપ્યા. હું જયસુખને મળવા ગયો હતો એટલે અહીં આવવામાં મોડુ થઈ ગયુ છે. મને જયસુખની દયા આવે છે.. બિચારો જયસુખ...!'

'તમને કલ્પના ન હોય એટલી હદે એ બન્નેએ મને હેરાન કરી છે. મને એકલી નિઃસહાય જાણીને એ બન્નેએ મોરી દા રાતના અંધકારમાં મારા બારણાની સાંકળ ખખડાવેલ અપમાનિત કરીને કાઢ [illegible] રેલા, 'હું' ગરીબ ચારિત્ર્યહીન નથી.' ત્યા [illegible] શબ્દો હું જીવનભ

શકું, ચારિત્ર્યની વાત તારા મોઢે શોભતી નથી રેવતી. જટાશંકર કરતાં અમે શું ખોટા છીએ? મને એ બન્ને માટે ભારોભાર તિરસ્કાર છે. વીસ–એકવીસ વર્ષોના આપણા સંબધોમાં પહેલી જ વાર આપણે આત્મીયતાથી આટલી લાબી વાત કરી શકીએ છીએ. માંદગી મારે માટે આશીર્વાદ સાબિત થઈ છે. જયસુખભાઈ માટે તિરસ્કાર હોવા છતાં એમના એકના એક પુત્રની આત્મહત્યાના સમાચાર જાણી ખરેખર દુઃખ થયું છે. એમનાં દુષ્કર્મોએ આખરે એમનો જવાબ માગ્યો ખરો.'

'રેવા, કર્મોની અદલાબદલી થતી નથી છતાં કુટુંબના સભ્યોનાં કર્મોનો પડછાયો એકબીજા પર પડે છે. બાકી, પ્રત્યેક વ્યક્તિ નિયતિ નિર્મિત ફળ ભોગવતી હોય છે એમાં મીનમેખ નથી.'

ડૉ. પટેલ રાઉન્ડમા આવ્યા. સાથે નર્સ અને યુવાન આસિસ્ટન્ટ ડૉકટર હતો.

ડૉ. પટેલે ચાર્ટ જોઈ કહ્યું, 'તાવ નોર્મલ છે. ખાંસી પણ ઓછી થઈ ગઈ છે. શરીરમાં શક્તિ આવતી જાય છે. આ રીતે સુધારો ચાલુ રહ્યો તો દસેક દિવસમાં રજા આપી દઈશું. સૂચના મુજબ ઘેર દવા, આહાર અને આરામ લેશો તો ચાર–છ મહિનામાં તદ્દન સાજા થઈ જશો.'

'ડૉકટર, જ્યાં સુધી તમને સંતોષ ન થાય ત્યાં સુધી તો રજા આપવાની ઉતાવળ ન કરશો.' જટાશંકરે કહ્યુ, 'બિલની ચિંતા ન કરશો.'

'માત્ર રૂમનું ભાડું કે વિઝિટ માટે હું પેશન્ટોને ખોટી રીતે રોકી રાખતો નથી. મને મારી કીર્તિ અને કમાણીથી સંતોષ છે.'

'ડૉકટર, તમે સાચા અર્થમાં ડૉકટર-ધર્મનું પાલન કરો છો. કમાણી કરવાનો દરેકને અધિકાર છે, પણ કેટલાક ડૉકટરો માત્ર પૈસા માટે જ દરદીઓને ખાડામાં ઉતારતા હોય છે. વેદનાથી કણસતા વ્યાધિગ્રસ્તો ડૉકટરને તે ક્ષણે ભગવાન સમજતા હોય છે, પણ આ

તકનો લાભ ખૂબ ઓછા લેતા હોય છે.'

ડૉ. પટેલ હસ્યા, 'નીતિ–અનીતિ વ્યવસાય સાથે નહીં, વ્યક્તિ સાથે સંકળાયેલી હોય છે. માત્ર ડૉકટરો જ નહીં, અન્ય વ્યાવસાયિકો પણ પોતાના સ્તર મુજબ નીતિ–અનીતિ આચરતા હોય છે. મને જરૂર કરતાં વધુ પૈસો મળી રહે છે. મેં સંતોષની એક સીમારેખા દોરી લીધી છે. ઈશ્વરકૃપાએ સુખી છું.'

'તમે ડૉકટર થઈને ઈશ્વરમાં માનો છો?' જટાશંકરે અહોભાવથી પૂછ્યું.

'પહેલાં માણસ છું, પછી ડૉકટર એટલે માનું છું.' ડૉકટર પટેલ રાઉન્ડ લઈ ચાલ્યા ગયા.

જટાશંકરને લાગ્યું ડૉકટર પટેલ ખરેખર સંસ્કારી અને સંતોષી જીવ છે એટલે સુખી છે.

રેવતી ઉદાસ બની ગઈ હતી.

'રેવા, એકાએક ઉદાસ કેમ બની ગઈ?'

'જીવનમાં પહેલી જ વાર સુખનો અનુભવ કર્યો હતો અને તે પણ વ્યધિગ્રસ્ત અવસ્થામાં અને હોસ્પિટલની દુનિયામાં. દસેક દિવસમાં રજા મળશે. સુખના દિવસો પૂરા થઈ જશે. વળી પાછું એ જ એકવિધ જીવન શરૂ થઈ જશે એ વિચારે ખિન્ન બની ગઈ હતી.'

'રેવા, દુ:ખનું આવરણ ઓઢીનેય ફરિયાદનો એક હરફ સુધ્ધાં ઉચ્ચાર્યા વગર તું જ તારો આધાર બનીને સ્વમાનભેર જીવી છે. તું આમ ઢીલી થઈ જાય તે કેમ ચાલે?'

'પંડ્યા, હુંય માણસ છું ને? અતિ દુ:ખ પછી સ્વપ્ન જેવું સુખ પાકાં પાંદડાની જેમ ખરી જશે એ વિચારે વિષાદની લેરખી ફરકી ગઈ. દુ:ખ અને કષ્ટથી ટેવાઈ ગઈ છું. એ સહજ-સાધ્ય પરિસ્થિતિમાં પાછી જાતને ગોઠવી જીવી લઈશ. સુખનો મને ક્યાં મહાવરો છે? મને દુ:ખી ન થવાનું સૂચવો છો પણ તમારી

આંખોની ભીનાશ શું કહે છે ?'

જટાશંકર ફિક્કું હસ્યા, 'વીસ-એકવીસ વર્ષના સંબંધોમાં આટલું લાંબુ સાન્નિધ્ય તૂટી જશે, તું તારે ઘેર અને હું મારે ઘેર એવી પરિસ્થિતિની કલ્પનાથી હું પણ દુઃખ અનુભવું છું. જૂઠું નહીં બોલું.'

('અંતરથી નજીક અને શરીરથી દૂર એવા આપણા નિઃસ્પૃહ સંબંધોનું મને ગૌરવ છે. તમે દુઃખી ન થશો. માનવીઓનાં મિલન અને વિચ્છેદ ઋણાનુબંધ પર અવલંબે છે.')

જટાશંકર થોડી ક્ષણો સૂનમૂન બેસી રહ્યા.

'પંડ્યા, તમને માઠું લાગે એવું મારાથી કાંઈ બોલાઈ ગયું ?'

'ના, ના. તેં કદી મને માઠું લગાડ્યું નથી. લાગે છે માઠું લગાડ્યું હોત તો સારું થાત. હજુય લગાડ જેથી મનનો બોજ હળવો થાય.'

'ચાલો, છોડો એ બધી વાતો. ધંધા-ઉદ્યોગની નવી દુનિયામાં બરાબર ગોઠવાઈ ગયા ને ?'

'બાહ્ય દૃષ્ટિએ ગોઠવાયો છું, પણ ભીતરમાં કોઈ અજ્ઞાત અજંપો સળવળ્યા કરે છે.'

'વર્ષોની રહેણીકરણી, આચારવિચાર બદલાતાં થોડો સમય તો લાગે ને ? તમારી ઑફિસના માણસો તો સારા છે ને ?'

'દરેક ધંધાનું ગણિત જુદું હોય છે. ગામડાનાં હોય કે શહેરનાં બધે જ માણસો, એમનાં વલણો, એમની વૃત્તિઓ સરખા હોય છે, હા, વર્તનનાં કાટલાં જુદાં હોય છે.'

રેવતી જટાશંકર સામે એકીટશે જોઈ રહી, વિચારી રહી, 'એમને મારા માટે સાચી લાગણી છે, પણ કોઈ કારણસર મને અપનાવી લેવાનો પ્રસ્તાવ મૂકી શકતા નથી. કદાચ, હું અસ્વીકાર કરું એ દહેશત હોય, આ ઉંમરે લગ્ન કરતાં સામાજિક ડરથી પડાતા હોય, હિંમત પાછી પડતી હોય. ગમે તેમ પણ હું પ્રસ્તાવ

મૂકું તો અસ્વીકાર ન કરે એની શ્રદ્ધા છે, પણ મેં જીવનની કપરી પરિસ્થિતિમાંય કોઈ યાચના કરી એમને ધર્મસંકટમાં મૂકયા નથી. એમને એમની રીતે જીવવા દીધા છે, હું મારી રીતે જીવી છું. લાગણી અકબંધ છે. પછી શા માટે સ્પૃહા દાખવી એમને દ્વિધામાં મૂકવા અને એમની દૃષ્ટિમાંથી મારું સ્થાન ડોલાયમાન કરવું? સમયે સમયનું કામ કર્યું છે, સમય એનું કામ કરશે. મારે સમયના પ્રવાહને અવરોધવા કામ ન કરવું જોઈએ.'

'રેવા, કયા વિચારોમાં લીન બની ગઈ છે?'

વિચારસમાધિમાંથી જાગૃત થતાં રેવતી હસી, 'ક્યારેક અસંભવિત વિચારો કરવાથી બળ મળે છે.'

'કયા વિચારો, કોના વિચારો, કેવા વિચારો એ અંગે નહીં પૂછું.' જટાશંકર હસ્યા.

'ન પૂછશો.' રેવતી નીતર્યાં નીર જેવું હસી, તેના ચહેરા પર લિંપાયેલો વિષાદ અલોપ થઈ ગયો હતો.

જટાશંકરને રેવતીની હળવાશે હળવાશ બક્ષી.

જટાશંકરે વૉર્ડબૉય અને રેવતીની શુશ્રૂષા માટે રાખેલી નર્સ સાથે વાત કરી ફ્રૂટ્સ, દૂધ, ટેબ્લેટ્સ માટે રૂપિયા આપ્યા.

'કેમ લાગે છે?' જટાશંકરે નર્સને પૂછ્યું.

'ખૂબ ઝડપી સુધારો છે. સવારે કાઢેલા એક્સ-રેથી ડૉક્ટર પટેલ સાહેબને સંતોષ છે.'

હૉસ્પિટલમાં ટ્યુબલાઇટ ઝળહળી ઊઠી.

દર્દીઓની ખબરઅંતર પૂછવા આવેલા સ્વજનો સ્પેશ્યલ-સેમી સ્પેશ્યલ રૂમમાંથી બહાર નીકળી હૉસ્પિટલનાં પગથિયાં ઊતરી રહ્યાં હતાં.

'રેવા, જાઉં? કાલે પાછો આવીશ.' જટાશંકરે પૂછ્યું. મનોમન ઇચ્છી રહ્યા, 'રેવા કહે, થોડી વાર બેસોને, શું છે, કોણ રાહ જોનાર છે?'

'ભલે. રોજ ન અવાય કામકાજના રોકાણમાં. વિદાયના દિવસે આવશો તો પણ ચાલશે.' રેવતી બોલી.

'એ મારા પર છોડી દે. મારા આવ્યા વગર ડૉક્ટર પટેલ તને હૉસ્પિટલ નહીં છોડવા દે એટલે એ દિવસે તો આવીશ જ.'

'મારી વ્યાધિની ઉપાધિ રૂપે તમારે બિલ ચૂકવવા હાજર રહેવું જ પડશે એ તો ભૂલી જ ગઈ હતી.'

'રેવા, લાગણીભીના સંબંધોમાં અર્થની વાત વચ્ચે ક્યાં લાવે છે?'

'અનાયાસે શબ્દો સરી પડચા. તમને દુઃખ થયું હોય તો ક્ષમા કરજો.'

'હવે પછી આવી વાત ઉચ્ચારીશ તો અવશ્ય દુઃખ થશે.'

'હવે શબ્દો હોઠ પર આવશે તો ગળી જઈશ, બસ?'

'તમામ શબ્દો નહીં — આવા શબ્દો.'

'ભલે.'

જટાશંકર રેવતીથી છૂટા પડી ફ્લેટ પર આવ્યા.

રેવતીથી છૂટા પડવાને દસ દિવસ બાકી હતા, છતાં આજે જ રેવતીથી છૂટા પડચા હોય એવું ખાલીખમપણું અંતર અનુભવતું હતું.

આવેલા ટિફિનમાથી જટાશંકર જમવા ખાતર જમ્યા. ચિત્ત બેચેનીથી ઘેરાઈ ગયુ હતું, જમવામાં રસ ન પડચો. જટાશંકર બબડચા. 'બધું જ એનું એ હોય છે, પણ ચિત્તની અવસ્થા પર ગમો-અણગમો અવલંબે છે, ખુશહાલ ચિત્તાવસ્થામાં જે ચીજવસ્તુ, ગીત–સંગીત, સાહિત્ય, કલા, ધર્મ–કર્મ પ્રસન્નતા બક્ષે છે તે નાખુશ ચિત્તાવસ્થામાં યથાતથ સ્વરૂપે હોવા છતાં પ્રસન્નતા બક્ષી શકતાં નથી. ચિત્તની ગતિવિધિ અગમ્ય છે.'

જટાશંકરે ટી. વી. ચાલુ કર્યો. ન્યૂઝ સાંભળવાનો તેમને શોખ હતો. વિવાદ, વિખવાદ, રાજકીય આક્ષેપબાજીઓ,

સરકારના રાજીનામાની માંગણી, ઑફિસનું વારંવાર ચમકતું વણ-ઉકલ્યું કોકડું, હડતાળ વગેરે સમાચારો સાંભળી જટાશંકરનું ચિત્ત વધુ ઉદ્વિગ્ન બન્યું, 'વિશ્વના ખૂણે ખૂણે અશાંતિ અને અરાજકતા વ્યાપેલાં છે. ભૌતિક–વૈજ્ઞાનિક વિકાસ પ્રત્યેની માણસજાતની ઘેલછાથી માણસજાતનો શાંતિથી વિચ્છેદ થતો જાય છે. હું પણ એ જ અવસ્થાને વર્યો છું.'

જટાશંકર બાલ્કનીમા બેઠા—

ચિત્તને ચેન પડતું નહોતું.

જટાશંકર ઊભા થયા બાથરૂમમા પ્રવેશ્યા, ઠંડા પાણીથી સ્નાન કર્યું. ગીતાના કર્મયોગનું પઠન કર્યું. શ્રીકૃષ્ણનું નામ-રટણ કર્યું, 'જય શ્રીકૃષ્ણ' સ્વયં બોલી, સ્વયં પડઘો પાડી ઊંઘવા મથી રહ્યા, ખૂબ મોડી રાતે ઊંઘ આવી. છતાં રોજના ક્રમ મુજબ પ્રભાતે આંખો ખૂલી ગઈ.

સ્નાનવિધિ – પૂજાપાઠ પતાવી. માળાના મણકા ફેરવતા જટાશંકર દૈનિક પત્ર વાચતા બાલ્કનીમાં બેઠા હતા.

ડોરબેલ બજી ઊઠી—

'આ સમયે કદી કોઈ આવતું નથી. કોણ હશે?' વિચારતાં જટાશંકરે બારણું ખોલ્યુ.

નટુભાઈ અને માર્ગી પર નજર પડતાં જટાશંકરે આશ્ચર્ય અનુભવ્યું, 'તમે! અચાનક!'

'કલે રાતે ફોન કરવાના ઘણા પ્રયત્નો કર્યા હતા, રાતના અગિયાર સુધી પણ ફોન ન લાગ્યો' માર્ગીએ કહ્યું.

'રાતના આઠ પછી તો ઘેર જ હતો, આમ કેમ થયું?' જટાશંકરે બીજું આશ્ચર્ય અનુભવ્યું, 'આમ કેમ?'

'કદાચ, ફોન ડેડ થઈ ગયો હશે.' નટુભાઈ બોલ્યા.

જટાશંકરે રિસીવર ઊંચક્યું, 'ખરી વાત છે. ડાયલટોન નથી આવતો. ઘેર ભાગ્યે જ કોઈના ફોન આવે છે. હુ પણ કોઈને

ભાગ્યે જ ફોન કરું છું એટલે ખ્યાલ ન આવ્યો.'

'મુંબઈ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ, બેંગ્લોર, હૈદ્રાબાદ અને અમદાવાદ જેવાં મહાનગરોની સરખામણીમાં વડોદરાનું ટેલિફોન-તંત્ર ઘણું શિથિલ છે.' નટુભાઈએ કહ્યું.

'તમે લોકો આરામ કરો. હું ચા બનાવી લાવું છું.' જટાશંકર કિચન તરફ ચાલવા લાગ્યા.

ખભે લટકતા પાકીટને ટેબલ પર મૂકી, જિન્સના એશ કલરના પેન્ટ અને બ્લૂ કલરના બુશશર્ટમા સજ્જ માર્ગી કિચનમાં દોડી અને જટાશંકરનો હાથ પકડતા કહ્યું, 'હું છું ને ચા બનાવો એ કેમ ચાલે? ચાલો. તમે પપ્પા સાથે બહાર બેસો.'

માર્ગીના સ્પર્શથી જટાશંકરના શરીરમાંથી ધ્રુજારી પસાર થઈ ગઈ. જટાશંકર આસ્તેથી હાથ છોડાવી, માર્ગીને અપમાન ન લાગે તેવું ક્ષોભભર્યું હસી, આંખો નમાવી બહાર આવ્યા. મનોમન વિચારી રહ્યા, 'માર્ગી શા માટે આવી હશે? કોઈ પ્રયોજનથી કે માત્ર ફરવાના આશયથી?'

જટાશંકર નટુભાઈની સામે સોફા પર બેઠા.

જટાશંકરના શરીરની ધ્રુજારી શમી ગઈ હતી. પણ ક્ષોભ શમ્યો નહોતો, 'માર્ગીએ ચા બનાવવાનો આગ્રહ રાખ્યો...'

'એ મને ગમ્યું. તમે ચા બનાવી હોત અને માર્ગી બેસી રહી હોત તો મને ન ગમત.' નટુભાઈ બોલ્યા.

શું બોલવું તે જટાશંકરને ન સમજાયું. જટાશંકર ચૂપ બેસી રહ્યા.

માર્ગી ટ્રેમાં ચાના કપ અને બિસ્કિટ લઈ આવી પહોંચી અને જટાશંકર સામે જોઈ બોલી, 'તમે તો એકલી ચા પિવડાવત. મેં ડબ્બામાથી બિસ્કિટ પણ શોધી કાઢ્યાં. તમારા ટેસ્ટની ચા બની છે કે નહીં તે કહેજો.'

જટાશંકર કેવળ હસ્યા.

'જટાશંકરભાઈ, મેં તમને કહ્યું હતું ને કે ખન્નાને ડિરેક્ટર પદેથી દૂર કર્યા છે અને થોડા સમયમાં તમારે માટે ખુશખબર લઈને આવું છું...'

જટાશંકર મૂંઝાયા, 'મારે માટે શા ખુશખબર હોઈ શકે? માર્ગીનું આગમન સૂચક હશે?' જટાશંકર બોલ્યા, 'મને ખ્યાલ ન આવ્યો.'

'મિ. ખન્નાની જગ્યાએ માર્ગી ફૂલ ટાઇમ ડિરેક્ટર તરીકે ફરજ બજાવશે અને તમારી નિમણુક પણ એક ડિરેક્ટર તરીકે કરી છે.'

'મારા જેવા બિનઅનુભવી પર તમે વધુ પડતી શ્રદ્ધા રાખો છો.'

'મારે મન અનુભવ કરતાં નિષ્ઠા અને પ્રામાણિકતા વધુ મહત્ત્વનાં છે. અનુભવ મેળવી શકાય છે, પણ નિષ્ઠા અને પ્રામાણિકતા મેળવી શકાતાં નથી. તે માનવીની પ્રકૃતિ સાથે વણાયેલાં હોય છે. મિ. ખન્નાની કનડગત દૂર થતા તમે માનસિક તનાવમાંથી મુક્ત થશો. માર્ગી સાથે કામ કરવાની તમને મઝા આવશે.'

'માર્ગી ડિરેક્ટર તરીકે કામ કરશે?' જટાશંકરથી બોલાઈ ગયું...'

'કેમ સ્ત્રી તરીકે ડિરેક્ટર બની શકે? આજ કાલ કેટલીય સ્ત્રીઓ ડિરેક્ટર તરીકે બિઝનેસનું કુશળતાપૂર્વક સંચાલન કરે છે. તમને માર્ગીની શક્તિ પર આશંકા છે?'

'ના, ના...' જટાશંકરની મૂંઝવણ દ્વિગુણીત થઈ, 'માર્ગી વડોદરા રહેશે? ઓફિસમાં સાથે કામ કરવાનું?'

'માર્ગી માટે મકાન શોધવાનું કામ સોંપાઈ ગયું છે. આજકાલમાં મકાન મળી જશે. ત્યાં સુધી અમે અહીં રહીશું. પછી માર્ગી બધું સંભાળી લેશે.'

'મારી સાથે કામ કરવામાં તમને વાંધો નથી ને ?' માર્ગી બોલી...

'વાંધો કેવો ?' જટાશંકર બોલ્યા, પણ મનમાં થથરાટ હતો, 'માર્ગી ખૂબ મુક્ત છે. ખૂબ સંભાળીને રહેવું પડશે.'

તૈયાર થઈને બધાં ઑફિસે આવવા નીકળ્યાં—

જટાશંકરને બૂટ, સફારી અને કેપમાં સજ્જ થયેલા જોઈ માર્ગી જટાશંકરના કાન સાંભળી શકે એટલા ધીમા અવાજે ગણગણી, 'મિ. પંડ્યા, આધુનિક ડ્રેસમાં તમે કેટલા હેન્ડસમ અને પર્સનાલિટી લાગો છો ! મેં અમદાવાદમાં કહ્યું હતું કે તમે મોડર્ન વસ્ત્રો પહેરો તો હેન્ડસમ લાગો. મારી વાત સાચી પડી ને ?'

'હા.' જટાશંકરનો સ્વર ધ્રૂજી ઊઠયો.

નટુભાઈ ખડખડાટ હસી પડયા, 'માર્ગી ભારે નટખટ છે.'

જટાશંકર ચૂપ રહ્યા.

જટાશંકર અને નટુભાઈની કાર અલકાપુરી વિસ્તારમાં આવેલી 'N. K. Industries Ltd.'ની ઑફિસ આગળ પાર્ક થઈ.

નટુભાઈએ માર્ગીને એની ચેમ્બર સોંપી દીધી.

સ્ટાફ સાથે માર્ગીનો પરિચય કરાવ્યો.

કર્મચારીઓએ ખન્નાની જગ્યાએ માર્ગીને આવેલી જોઈ રાહતની લાગણી અનુભવી.

નટુભાઈએ જટાશંકરની કેબિનમાં આવી કહ્યું, 'માર્ગીને માધવી સાથેના મારા સંબંધોનો ખ્યાલ ન આવે એ અંગે સાવધ રહી સાચવી લેશો.'

જટાશંકરે શબ્દોથી કહ્યું 'ભલે', પણ મનોમન બોલ્યા, 'માર્ગીથી સતત સાવધ રહેવું પડશે.'

*

[૨૬]

સાંજે ઑફિસ છૂટવાનો સમય થયો—

રેવતીને મળવા જવાનું હતું. નટુભાઈ અને માર્ગીની ઉપસ્થિતિ હોવાથી જટાશંકર મૂઝવણમાં હતા, 'નટુભાઈ અને માર્ગીએ એમના જીવનની નિખાલસતાથી મને વાતો કરી છે મારે રેવા સાથે અનૈતિક સંબંધો કયા છે કે છુપાવવા પડે? રેવા સાથેના લાગણીભર્યા સંબંધોથી પ્રણુવે મારા સમર્પણુનુ ગૌરવ વધારવા નટુભાઈના પરિવારને પરિચય આપી દીધો છે, પછી મારે શા માટે ક્ષોભ અનુભવવો પડે? શુદ્ધ સબંધો છુપાવવાથી શંકાસ્પદ બની શકે છે. મારે નિખાલસતાથી કહી દેવું જોઈએ કે રેવા હૉસ્પિટલમાં છે અને એને મળવા જાઉં છું.' જટાશંકરે વિચારી લીધું...

નટુભાઈ અને માર્ગી જટાશંકરની કેબિનમાં પ્રવેશ્યાં.

'ચાલો, ઘેર જઈશું?' માર્ગીએ પૂછ્યું.

જટાશંકરે કહ્યુ, 'મારે હૉસ્પિટલમાં જવું પડશે. રેવાની ખબર કાઢવા.'

'રેવા અહીં, હૉસ્પિટલમાં છે?' માર્ગીએ આશ્ચર્યથી પૂછ્યું, 'શું થયું છે?'

'હા. ડૉકટર પરેલની હૉસ્પિટલમાં છે. ટી. બી. થયો હતો. હવે સારું છે.'

'વાંધો ન હોય તો અમે પણ રેવતીની ખબર જોવા આવીએ.' નટુભાઈએ પૂછ્યુ.

'વાંધો કેવો? ચાલો...'

કારમાં બધાં હૉસ્પિટલ જવા નીકળી પડ્યાં.

'માર્ગી માટે ફ્લૅટની વ્યવસ્થા થઈ ગઈ છે. કાલે ફર્નિચર ગોઠવાઈ જશે. બપોરે શ્રીનિવાસનનો ફોન હતો.' રસ્તે નટુભાઈએ કહ્યું

'નિસર્ગને કૉન્ટ્રાકટ અપાવનાર શ્રીનિવાસનથી વાત કરો છો ?'

'હા. ખૂબ કાબેલ માણસ છે. એની મુશ્કેલીમાં મેં એને ઊભો થવામાં મદદ કરી હતી. ઉપકાર યાદ રાખનાર ખૂબ ઓછા માણસો હોય છે. શ્રીનિવાસન એમાંનો એક છે.'

'હા. તમારું માન રાખે છે એ મેં નિસર્ગની બાબતમાં જોયું છે.'

નટુભાઈ હસ્યા, 'આપ-લે પર દુનિયા ચાલે છે.'

માર્ગી ચૂપ હતી.

જટાશંકર, નટુભાઈ અને માર્ગી હૉસ્પિટલમાં પ્રવેશ્યાં.

રેવતી જટાશંકરની પ્રતીક્ષા કરી રહી હતી

જટાશંકરની સાથે બે અજાણ્યા જણને જોઈ રેવતીએ ક્ષોભ અનુભવ્યો.

'રેવા, પરિચય કરાવું. આ નટુભાઈ પ્રણવના શ્વસુર અને મોટા ઉદ્યોગપતિ છે, જે મને ઉદ્યોગની દુનિયામા ખેંચી લાવ્યા છે. અને આ માર્ગી નટુભાઈની પુત્રી અને પ્રણવનાં સાળી છે. હવેથી વડોદરા ઑફિસ સંભાળી લેવાનાં છે.'

રેવતીએ નમસ્કાર કર્યાં. રેવતીનો ક્ષોભ બેવડાયો, 'આ લોકો પંડ્યા સાથેના મારા લાગણીના સંબંધોથી જ્ઞાત હશે ?'

'આ રેવા...' જટાશંકરે રેવતી તરફ જોતાં કહ્યું.

'આપણે મળ્યાં આજે પણ પ્રણવે અમને તમારો પરિચય આપી દીધો છે.' નટુભાઈ બોલ્યા.

'પ્રણવે કેવી રીતે પરિચય આપ્યો હશે ? પંડ્યા સાથેના ધોના સંદર્ભમાં...?' રેવતીના ક્ષોભમાં સંકોચ ભળ્યો.

માર્ગી રેવતી સામે જોઈ રહી, 'મિ. પંડયા આ રેવતીના પ્રેમમાં હતા ? પ્રણવ અને પ્રાર્થનાના સુખ માટે મિ. પંડયાએ આ રેવતીના પ્રેમનો ત્યાગ કર્યો હતો ? રેવતીનુ કોઈ નહીં હોય કે મિ. પંડયાએ ખબર લેવા આવવુ પડે છે ?' રેવતી પણ મિ. પંડયાની જેમ અપરિણીત રહી હશે ? રેવતી અને જટાશંકરનું મિલન ચાલુ હશે ?' માર્ગીના મનમાં અનેક પ્રશ્નો ફૂટયા.

રેવતી માર્ગીને જોઈ રહી, 'નટુભાઈની આ પુત્રી હવે વડોદરા ઑફિસ સંભાળશે એટલે વડોદરા રહેશે ? માર્ગી પરિણીત હશે કે કુંવારી ?'

થોડી વાર બેસીને જટાશંકર, નટુભાઈ અને માર્ગીએ હોસ્પિટલ છોડી.

'રેવતીનું કોઈ નથી ?' માર્ગીએ ફ્લેટ પર આવીને પૂછયું.

'ના.' જટાશંકરે સ્પષ્ટતા કરવાનો નિર્ણય કર્યો. રેવતી વિશે નટુભાઈનો પરિવાર અધૂરી માહિતી ધરાવે છે. અધૂરી માહિતી અનેક તર્ક-વિતર્ક પ્રત્યે મનને વાળે છે.'

'મા-બાપ, પતિ . ?'

'રેવાને એની જુવાનીમાં મારે ખાતર બદનામી વહોરી લેવી પડી હતી. ખરા તબક્કે હું રેવાનો સ્વીકાર ન કરી શકયો. રેવાના વૃદ્ધ પિતાએ રેવાનુ અમારી જ્ઞાતિમાં જ ડભોઈના એક યુવાન સાથે લગ્ન કરી લીધું. હું સ્વીકાર કરી શકું એમ ન હોવાથી, પિતાની કકળતી આતરડી ઠારવા બદનામ થયેલી રેવાએ લગ્ન કરી લીધું.

રેવાના ભાગ્યમાં પતિ સુખ પણ નિમાયું નહોતું. એનો પતિ જુગારી હતો, દારૂડિયો હતો. રેવા પર નજર ઠરેલી એવા તેજોદ્વેષી માણસોએ એના પતિને નનામા પત્રો લખી, અમારા વિશુદ્ધ પ્રેમની વાતો મીઠું-મરચું ભભરાવીને કરી. એનો પતિ મારઝૂડ કરવા લાગ્યો.

રેવાના પતિનું મૃત્યુ થવાથી, પતિના ત્રાસથી છૂટેલી રેવા ઘેર પાછી ફરી. પુત્રીના દુઃખથી વાંટેક પિતા પુત્રીનું વૈધવ્ય ન જોઈ શક્યા. પિતા મૃત્યુ પામતા રેવા એકલી બની ગઈ.

રેવાએ ખૂબ ગરીબાઈમા, નિઃસહાય અવસ્થામાં મહેનત કરી વર્ષો વિતાવ્યાં. ખૂબ સ્વમાનશીલ બાઈ છે. એણે કદી મદદ માટે કોઈની પાસે કદી હાથ લંબાવ્યો નથી, મારી પાસે પણ.

રેવા ટી.બી.નો ભોગ બની. સયાજી હોસ્પિટલના જનરલ વોર્ડમા દાખલ થઈ. મને એણે ખબર ન આપી. થોડા દિવસ પહેલાં ચાણોદ ગયો ત્યારે ત્યાંથી એક મિત્ર દ્વારા ખબર પડી.

જનરલ વોર્ડમા વ્યાધિગ્રસ્ત રેવાને હું પરાણે સમજાવી ડૉ. પટેલની હોસ્પિટલમાં લઈ આવ્યો.

જટાશંકરે રેવતી સાથેના સંબંધો સ્પષ્ટ કર્યા.

'ખૂબ સ્વમાનશીલ બાઈ કહેવાય.' નટુભાઈ બોલ્યા, 'તમારા પાપભીરુ માનસે રેવતીને અન્યાય કર્યો છે એમ નથી લાગતું ?'

'હા, જીવનમાં આ હાથે એક જ વ્યક્તિને અન્યાય કર્યો છે અને તે રેવાને. કોઈને સીધી યા આડકતરી રીતે અન્યાય ન કર્યો હોય એવી વ્યક્તિ વિશ્વમાં ભાગ્યે જ વસતી હશે.'

માર્ગી શાંતિથી નટુભાઈ અને જટાશંકરની વાતો સાંભળતી હતી. તેને લાગ્યું કે જટાશંકર રેવતીને મળવાની બદનામીના ડરથી હિંમત કરી શકતા નથી. જો એમનામાં હિંમત હોત તો રેવતીને ક્યારની અપનાવી લઈ, રેવતીને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરી લીધું હોત.

બીજે દિવસે માર્ગીને મકાન મળી ગયું.

ત્રીજે દિવસે સામાન, ફર્નિચર વગેરે ગોઠવાઈ ગયાં.

માર્ગી ઑફિસની નજીક અલકાપુરી વિસ્તારમાં રહેવા ચાલી ગઈ.

સયાજીગંજના ફ્લેટમાં ચોથે દિવસે નટુભાઈએ અમદાવાદ જવા નીકળતાં પહેલાં જટાશંકરને કહ્યું, 'માર્ગીને સાચવજો. પહેલાં

કરતાં હવે ગંભીર બની છે. જીવનમાં પડેલા ફટકાએ એની આંખો ઉઘાડી નાખી છે.'

'નિશ્ચિંત રહેજો. હું મારું કર્તવ્ય બજાવીશ.' જટાશંકરે કહ્યું.

'તમે છો એટલે નિશ્ચિત છું. બાકી જટાશંકરભાઈ, હું ગમે તેટલો સુખી હોઉં પણ અનેક સમસ્યાઓથી ઘેરાયેલો છું.'

'હવે શી મુશ્કેલી છે ?'

'મારી કેટકેટલી ચિંતાઓનો બોજ તમારા પર લાદી તમને અસ્વસ્થ બનાવું ?'

'તમે હજુય મને પરાયો સમજો છો ?'

'મને મારી જાત કરતાંય તમારા પર વધુ શ્રદ્ધા છે એટલે તો મારી જીવન–કિતાબ તમારી સમક્ષ ખુલ્લી મૂકી દીધી છે. કયારેક લાગે છે કે તમને તમારા ધર્મનિષ્ઠ, કર્મનિષ્ઠ શાંત અને સંતોષી ગ્રામજીવનથી, મારા સ્વાર્થ ખાતર દૂર હડસેલી શહેરી–ઉદ્યોગના દૂષિત વાતાવરણમાં લાવી, તમારા ચિત્તની શાતિ હરી લેવાનો મેં ગુનો કર્યો છે.'

'તમે બળજબરી કરી નથી.'

'છતાં વચન માગી મેં તમને બાંધી લીધા. વચન પાળવા તમે વર્ષો જૂનો ક્રમ છોડી નવી દુનિયામા મારે ખાતર જ આવ્યા છો. તમારો અજંપો, તમારી ગૂંગળામણ, તમારી અસ્વસ્થતા હું જોઈ શકચો છું.'

'નટુભાઈ, એની ચર્ચા કરવાનો અર્થ નથી. તમે એ અંગે તમારી જાતને શા માટે દોષિત સમજો છો ? કોઈ નવી સમસ્યા જન્મી છે ?'

'માધવી અને મૌલિકની સમસ્યાથી તો તમે પરિચિત છો.' નટુભાઈ અટકી ગયા. તેમની આખો ભીની બની.

'હા. તમે ખૂબ હતાશ થઈ ગયા છો. આપણે ચા પીએ. પછી નિરાંતે અંતરને ઉલેચી હળવું બનાવી દો.'

જટાશંકર ઝડપથી કિચનમાં ચાલ્યા ગયા—

નટુભાઈ શબ્દો ગોઠવી રહ્યા.

થોડીવારમાં જટાશંકર ચાના કપ અને પાણીના ગ્લાસ લઈ આવ્યા.

નટુભાઈ એકીશ્વાસે પાણી ગટગટાવી ગયા.

ચા પીવાઈ ગયા પછી જટાશંકરે પ્રશ્નસૂચક દૃષ્ટિ નટુભાઈના ચહેરા પર ઠેરવી.

'હવે જે વાત કરું છું તેનાથી મંજુલા, માર્ગી અને ઘરનાં કોઈ પરિચિત નથી. પરિસ્થિતિની શરૂઆત થઈ છે. એને કેમ ડામી દેવી એ અંગે મૂંઝાઉં છું.'

'શી વાત છે?'

'બે વાત છે. એક તો એ કે, પ્રણવ અને રીના વચ્ચે અણબનાવ શરૂ થઈ ચૂક્યો છે...'

જટાશંકર ચમક્યા, છતાં શાંતિથી સાંભળી રહ્યા.

'અણબનાવના પાયામાં રીનાનું ઘમંડ જવાબદાર છે તે હું જોઈ શક્યો છું. રીના ડગલે ને પગલે પ્રણવને દબાવવાની કોશિશ કરે છે. રીનાને દુ:ખ ન થાય એટલા માટે પ્રણવ એની મરજીને માન આપતો હતો પરિણામ રીના હવે એમ ઇચ્છે છે કે, પોતાનુ ધાર્યું જ થાય. પ્રણવે પોતાના અભિપ્રાયને વગર દલીલે સ્વીકારી લેવો જોઈએ. પ્રણવ કાંઈ બોલે કે તરત રીના ગર્જી ઊઠે છે.

પ્રણવે એક દિવસ મને કહ્યું, 'પપ્પા, રીના મને ગુલામ સમજે છે. ક્યારેક એનું વર્તન ખૂબ અપમાનજનક હોય છે. થાય ત્યાં સુધી તો મેં સહન કર્યું. મારા સ્વમાનને સળગાવીને પણ મતભેદોને ડામતો રહ્યો છું, પણ રીના વારવાર કહે છે—તારી હેસિયત શી હતી! નાનકડા તીર્થધામની ગંદકી અને ગરીબાઈમાંથી બહાર લાવી મેં તને સમૃદ્ધિના સિંહાસન પર બેસાડ્યો છે—પપ્પા, મારી સહનશીલતાની ધીરજ આવી ગઈ છે. હું રીના સાથે પ્રેમથી પરણ્યો છું,

બળજબરીથી નહીં. રીનાનું આવું વર્તન અમને છૂટા પડવા પ્રેરશે.'

હું સમજી શક્યો છું કે વાંક રીનાનો—મારી પુત્રીનો છે. બન્નેનું વર્તન મારી આંખો સામે છે. બન્ને વચ્ચે વિખવાદ વધતો જાય છે. પ્રણવે અત્યાર સુધી રીનાના અહમ્‌ને પંપાળ્યું છે, પણ આખરે પ્રણવ પુરુષ છે. જખમાયેલા અહમ્ સાથે રીના સાથે ક્યાં સુધી રહી શકશે? એની સહનશીલતા એના સંસ્કારોને આભારી છે. સહનશીલતાનીય એક સીમા હોય છે.'

'પછી?'

'માર્ગીનું જીવન બરબાદ થયા પછી રીનાનું વર્તન એને પણ વિચ્છેદના માર્ગે દોરી જશે કે શું? એ વિચારે ચિંતિત છું.'

તમને દુઃખ ન થાય એટલા માટે મેં મૌન સેવ્યું હતું, પણ કમરભેર પાણી માથા સુધી આવે તે પહેલાં તમને આઘાત પહોંચે તો પણ વાત કરવી જોઈએ એમ લાગતાં વાત કરું છું.'

જટાશંકર સ્તબ્ધ બની ગયા. બબડતા હોય એમ બોલ્યા, 'હું પ્રણવને સમજાવીશ.'

'માત્ર પ્રણવને સમજાવવાનો કોઈ અર્થ નથી. પ્રશ્ન પ્રણવ પક્ષે નથી, રીના પક્ષે છે. આપણે આ અંગે કોઈ રસ્તો શોધવો જોઈએ. અત્યાર સુધી આપણે વડીલત્વ દાખવ્યું નથી, પણ હવે આપણે ખલેલ કરવી પડશે—એમના હિત ખાતર.'

જટાશંકરના ચહેરા પર ચિંતાની ઓકળીઓ ઊપસી આવી, દૂર દેખાતા રિફાઈનરીના ભૂંગળાંઓમાથી ભપકતા ભડકાઓને જોતા જટાશંકર બબડતા હોય એમ બોલ્યા, 'ખરી વાત છે. આપણે એમને સમજાવવાના પ્રયત્નો કરીશું, પણ આપણા પ્રયત્નો કરતાં પરસ્પરને સમજવાની એમનામાં દૃષ્ટિ પ્રગટશે તો જ પ્રણવ અને રીના સુખી થઈ શકશે.'

નટુભાઈ બોલ્યા, 'તમારી ચિંતા વાજબી છે. તમે દુ.ખ અનુભવશો એ જાણવા છતા તમારું ધ્યાન ખેંચવા સિવાય બીજો

વિકલ્પ સૂઝતો નહોતો. હું એકલો હસ્તક્ષેપ કરું અને પરિસ્થિતિ વણસી જાય પછી તમને કહું તેનો પણ અર્થ નહોતો. થોડા વખતમાં પ્રણવ અને રીના વડોદરા આવવાના છે એ તમારી જાણ માટે.'

'ભલે.'

'બીજી વાત વધુ સ્ફોટક છે, જે તમને કહેતાં અચકાઉં છું.' નટુભાઈના શબ્દો કંપી ઊઠ્યા.

'એવી શી વાત છે?'

'જટાશંકરભાઈ, સંબંધોથી અજ્ઞાત સગાં ભાઈ-બહેન એક-બીજાના પ્રેમમાં પડે તો?'

'તો તો મહાઅનર્થ થઈ જાય. વિશ્વનો કોઈ ધર્મ જેમની નસોમા લોહી વહેતુ હોય એવા સગાં ભાઈ–બહેનના સંબંધોને લગ્નની અનુમતિ આપતો નથી. તમે કોના સંદર્ભમા વાત કરો છો?'

નટુભાઈ સ્તબ્ધ બની બેસી રહ્યા.

'નટુભાઈ...નટુભાઈ...તમે સ્વસ્થ છો ને?'

મહાતંદ્રામાથી જાગૃત થતા હોય એમ નટુભાઈએ પાંપણો પલકારી, 'યસ...યસ...આઈ એમ ઓલ રાઈટ...'

'નટુભાઈ, વાત કહેવાથી અસ્વસ્થતા જન્મતી હોય તો રહેવા દો.'

'નહીં કહું તો વધુ અસ્વસ્થ રહ્યા કરશે.'

'બોલો.'

'મૌલિક અને ગાર્ગી સમવયસ્ક છે. મૌલિકના મારી સાથેના સંબંધોથી માત્ર હું, તમે અને માધવી જ વાકેફ છીએ. મૌલિક અને ગાર્ગીએ ભિન્ન ભિન્ન સ્ત્રીઓની કૂખેથી ભલે જન્મ લીધો હોય પણ એમની શિરાઓમાં મારું લોહી વહે છે.'

'એટલે તમે...તમે...એમ કહેવા માગો છો કે...'

'હા, મને વહેમ છે કે મૌલિક અને ગાર્ગી ખૂબ ઝડપથી એકબીજાની નજીક આવી ગયાં છે. મૌલિક ઓફિસમાં આવ્યો છે

ત્યારથી ગાર્ગીની ઑફિસની મુલાકાત વધી ગઈ છે. કેવી રીતે એકબીજાની નજીક આટલી ઝડપથી પહોંચી ગયા તેની ખબર નથી, પણ મેં બન્નેને ઑફિસ છૂટયા પછી ગાર્ગીની કારમાં જોયા છે. હું પણ માધવી સાથે વર્ષો પહેલાં આમ જ ફરતો હતો. મારાં કર્મનો પડછાયો મારાં સંતાનો પર પડયો છે એ કબૂલ કરું છું, પણ મારા અને માધવીના સંબંધો એક લોહીના નહોતા.'

'નટુભાઈ, મૌલિક અને ગાર્ગીના સંબંધોનું તમે જે અર્થઘટન કરો છો એવા ન પણ હોય.'

'એક દિવસ સાંજે મેં મારા તર્કનો તાળો મેળવવા મને ન છાજે છતાં બન્નેનો પીછો કર્યો રાતના ઊતરતા અંધકારમાં 'પરિમલ ગાર્ડન' જે પ્રેમીઓ માટે પ્રખ્યાત છે એ ગાર્ડનમાં વૃક્ષની છાયામાં બન્નેને વાતો કરતા સાંભળ્યાં.'

'આપણે પહેલી જ નજરે, પહેલી જ મુલાકાતમાં એકબીજાના પ્રેમમાં પડયાં' નહીં ?' — મૌલિક.

'હા. ફિલ્મોમાં બને છે એવું જ આપણા જીવનમાં બન્યું. લવ એટ ફર્સ્ટ સાઇટ—'માર્ગી.

'પણ ફિલ્મોમાં ગરીબી અને અમીરી વચ્ચે દીવાલ સર્જાય છે—' મૌલિક.

'આપણી બાબતમાં એવું નહીં બને—' ગાર્ગી.

'શા પરથી કહે છે ?—' મૌલિક.

'મારાં ડેડીએ મારી બહેનો માર્ગી અને રીતાને ગરીબ યુવાનો સાથે મેરેજ કરવાની સંમતિ આપી હતી. મને શા માટે ન આપે ?' – ગાર્ગી.

મેં કાનોકાન બન્ને વચ્ચેના સંવાદો સાંભળ્યા છે. જટાશંકરભાઈ, આ અનર્થ રોકવાનો એક જ રસ્તો છે. મારે મૌલિક સમક્ષ એની સાથેના સંબંધોને વહેલી તકે સ્પષ્ટ કરી દેવા જોઈએ. તમને કોઈ રસ્તો સૂઝે છે ?'

'સંબંધોની સ્પષ્ટતા સિવાય બીજો કોઈ વિકલ્પ નથી. મૌલિક અને ગાર્ગીના સંબંધો આગળ વધે તે પહેલાં અટકાવવાનો બીજો કોઈ વિકલ્પ નથી.' જટાશંકરે વ્યગ્રતાથી કહ્યું, 'સમાજમાં એક વંટોળ ઊઠશે. મંજુલાબહેન પણ આઘાત અનુભવશે. અનર્થ સર્જાશે.'

'જટાશંકરભાઈ, તમે જ કહેતા હતા કે, માણસનો પડછાયો તો અંધકારમાં અદૃશ્ય થઈ જાય છે, પણ કર્મો ફળ ન આપે ત્યાં સુધી જન્મજન્માંતર માણસનો કેડો મૂકતાં નથી. મારા માધવી સાથેના સંબંધોનુ વૃક્ષ એકવીસ વર્ષ પછી ફળ આપશે એની તો કલ્પના સુધ્ધાં નહોતી. મારા આચરણના છાંટા આડકતરી રીતે મારાં સંતાનો પર છંટાયા છે. હું પોતે પથભ્રષ્ટ હતો માટે મારાં સંતાનોની સ્વચ્છંદતા સુધી દોરી જતી સ્વતંત્રતાને અવરોધી ન શક્યો.' નટુભાઈની આંખો ભીની બની.

જટાશંકરને બાહ્ય રીતે અત્યંત સુખી અને ઉદારદિલ નટુભાઈ પ્રત્યે સહાનુભૂતિ જન્મી, 'ગગન પથભ્રષ્ટ છે, માર્ગીનું દામ્પત્ય–જીવન નિષ્ફળ ગયું. પ્રણવ અને રીના વચ્ચે ઘર્ષણની શરૂઆત થઈ ચૂકી છે. તેમાંય મૌલિક અને ગાર્ગીના–ભાઈ-બહેનના આકાર લેતા પ્રણય–સંબંધો ? કેટકેટલી સમસ્યાઓનું વજન ઊંચકીને આ માણસ જીવે છે.'

'બોલો, જટાશંકરભાઈ, બોલો, હું શું કરું ? આવી વાતો કોને કરું ?' નટુભાઈ વલવલી ઊઠ્યા.

'નટુભાઈ, મને લાગે છે કે મૌલિક અને ગાર્ગીને એકબીજા સાથેના સંબંધોની જાણ કરવી. મંજુલાબહેનની ક્ષમા માગી લઈ શાંતિથી એમને વાત કરવી જોઈએ. આ સમસ્યાનો તત્કાલ ઉકેલ લાવવો જોઈએ.'

'આ સમજાવટનું કામ મારા કરતાં તમે વધુ સારી રીતે કરી શકશો. મંજુને તમારા માટે આદર છે. તમારી ધર્મપરાયણતા માટે માન છે. તમારા જ્ઞાન પર શ્રદ્ધા છે. તમે એકાદ દિવસમાં અમદાવાદ

આવો. મૌલિક, માર્ગી અને મંજુ સમક્ષ પરિસ્થિતિ સ્પષ્ટ કરો. તમારા શબ્દોની અસર મારા કરતાં વધુ થશે.'

'મને વાંધો નથી, પણ મંજુલાબહેન પર શી અસર થશે એનો ખ્યાલ નથી. તમારા પરિવારમાં એક જબ્બર વંટોળ ઊઠશે એ અંગે ફરીથી ધ્યાન દોરું છું.'

'ક્યારેક તો એ ઘડી આવવાની હતી જ. ભલે, એ ઘડી કાલે આવી જાય. હવે તો મારામાં કોઈ બોજ ઊંચકવાની શક્તિ રહી નથી મૌલિક અને માર્ગીની સમસ્યા મારે માટે જીવલેણ છે.'

'હું પરમ દિવસે વહેલી સવારે નીકળું છું. પ્રણવને ખબર આપી દેશો કે હું એને ઘેર આવું છું.'

'સાથે ડ્રાઇવરને લઈ લેજો. હાઈવે પરની ભીડમાં જાતે ડ્રાઇવ ન કરશો. હાલ પૂરતું માર્ગી સમક્ષ અમદાવાદની તમારી મુલાકાતનો હેતુ પ્રગટ ન કરશો. માધવીને માનસિક રીતે પરિસ્થિતિથી સજ્જ કરી દેશો.'

'ભલે.'

નટુભાઈ સવારે અમદાવાદ જવા ઊપડી ગયા —

ઑફિસમા આવી જટાશંકરે માધવીને કહ્યું, 'કાલે સવારે અમદાવાદ ખૂબ મહત્ત્વના કામે જવાનો છું. તમારી સાથે અંગત વાત કરવાની છે. રાતના આઠેક વાગ્યે મારા ફ્લૅટ પર આવી શકશો? જો, વાંધો હોય તો હુ તમારે ઘેર આવુ.'

'પંડ્યા સાહેબ, તમારે ત્યા આવવામા મને શો વાંધો હોય? હુ આવી રહીશ.'

માધવી એની જગ્યા પર જતી રહી

થોડી વારમા માર્ગી જટાશંકરની કૅબિનમા પ્રવેશી, હસતાં હસતાં બોલી, 'આવુ?'

'આપણે બધા કેવી કૃત્રિમ સભ્યતામાં રાચીએ છીએ? પ્રવેશ્યા પછી આવુ?' એમ રજાસૂચક પ્રશ્ન પૂછીએ છીએ. તમારી ઑફિસમા

તમારે રજા લેવાની હોય ?'

'છતાં કેબિન તમારી છે. રજા લેવામાં હું મોડી છું એ વાત સાચી છે. પશ્ચિમના ઉપરછલ્લા અનુકરણનું પરિણામ છે.' માર્ગી ખખડાટ હસી.

જટાશંકરે જોયું તો માર્ગી સફેદ સાડી–બ્લાઉઝમાં સજ્જ હતી. પીઠ સુધી ઝૂલતાં લુખ્ખા કેશમાં ગુલાબનું ફૂલ ખોસ્યું હતું.

જટાશંકરને શ્વેત સાડીમાં સજ્જ થયેલી માર્ગી ભારતીય નારી લાગી.

'ચાલો, લંચ માટે જઈશું ?' માર્ગીએ પૂછ્યું.

જટાશંકર 'ના' ન પાડી શક્યા.

જટાશંકર માર્ગી સાથે 'હોટલ એક્સપ્રેસ'માં પ્રવેશ્યા.

જમતાં જમતાં માર્ગીએ કહ્યું, 'સાંજે ઑફિસ સમય પછી શું કાર્યક્રમ છે ?'

'કેમ ?'

'હું એકલી છું. કોઈની કંપની નથી. નવા વાતાવરણમાં ગોઠવાતાં થોડા દિવસ થશે. તમે કંપની આપો તો ક્યાંક ફરવા જઈએ. બરાબર ગોઠવાઈ ગયા પછી તમને તકલીફ નહીં આપું.'

'તકલીફનો પ્રશ્ન નથી. સાંજે રેવાની ખબર લેવા જઈશ. પછી થોડું કામ છે. અને કાલે સવારે તો અમદાવાદ જવાનો છું.' જટાશંકરે વ્યવહારુ અસત્ય ઉચ્ચાર્યું, માધવી રાતે આવવાની છે એમ ન કહી શક્યા. માધવીને જે વાત કરવાની હતી તે માર્ગીને કરવાની નહોતી. જટાશંકરે વચલો માર્ગ કાઢ્યો, 'ફરી ક્યારેક. માઠું ન લગાડશો.'

'ઓ. કે. ફરી ક્યારેક. હું મારી રીતે ફરવા નીકળી પડીશ.'

માર્ગી અને જટાશંકર ઑફિસમાં પ્રવેશ્યાં.

સાંજે જટાશંકર ડો. પટેલની હૉસ્પિટલમાં રેવાને મળ્યા.

રેવાનું સ્વાસ્થ્ય પ્રતિદિન સુધરતું જતું હોવાનો ડોક્ટરનો

અને નર્સનો અભિપ્રાય જાણી જટાશંકરે આનંદ અનુભવ્યો.

'રેવા, હું કાલે સવારે અમદાવાદ જાઉં છું. બેએક દિવસમાં પાછો ફરીશ. તું રાહ ન જુએ માટે કહું છું.'

'રેવતીએ, 'શા માટે અમદાવાદ જાવ છો ?' એવી કોઈ પૃચ્છા ન કરતાં કહ્યું, 'ભલે.'

રેવતી સાથે થોડી વાતો કરી જટાશંકર ફ્લેટ પર આવ્યા.

સ્નાન કરી, અસલ પહેરવેશ ધારણ કરી લીધો.

બરાબર આઠ કલાકે ડોરબેલ બજી ઊઠી.

માધવી સમયસર ઉપસ્થિત થઈ હતી.

'બેસો.' જટાશંકરે સોફા તરફ હાથ કર્યો.

માધવી બેઠી.

જટાશંકર પાણીનો ગ્લાસ લઈ આવ્યા.

ધોતિયું – કફની, ત્રિપુંડ, રુદ્રાક્ષની માળા અને ફરફરતી શિખાધારી જટાશંકરને માધવી આદરથી જોઈ રહી.

'માધવીબહેન, તમે આવ્યાં તે સારુ કર્યું. કાલે સવારે અમદાવાદ જાઉં છું. નટુભાઈ સમક્ષ વિકટ સમસ્યા ઉપસ્થિત થઈ છે. એ ઉદારદિલ માણસ તૂટી પડચો છે.'

'એવી કઈ પરિસ્થિતિ સર્જાઈ છે ?'

જટાશંકરે મૌલિક અને ગાર્ગીના પ્રેમસંબંધની વાત કરી.

'હે, ભગવાન ! ગજબ થઈ ગયો. બન્નેના સંબંધો સ્પષ્ટ ન થાય તો પણ મુશ્કેલી. થાય તો પણ મુશ્કેલી. સર કઈ માનસિક પરિસ્થિતિમાથી પસાર થતા હશે ? એનુ શું પરિણામ આવશે ? નિર્દોષ મંજુલાબહેનની શી દશા થશે ? આખો પરિવાર સરને અને મને કઈ દષ્ટિથી જોશે ?' માધવીની આંખોમાથી અશ્રુઓ ટપકવા લાગ્યાં.

'માધવીબહેન, બંજર ધરતીમાં પડેલું બીજ પણ ક્યારેક તો પાંગરી ઊઠે છે તો પછી જીવતાજાગતા માણસોનાં કર્મો વહેલામોડાં

તમારે રજા લેવાની હોય ?'

'છતાં કેબિન તમારી છે. રજા લેવામાં હું મોડી છું એ વાત સાચી છે. પશ્ચિમના ઉપરછલ્લા અનુકરણનું પરિણામ છે.' માર્ગી ખખડાટ હસી.

જટાશંકરે જોયું તો માર્ગી સફેદ સાડી-બ્લાઉઝમાં સજ્જ હતી. પીઠ સુધી ઝૂલતાં લુખ્ખા કેશમાં ગુલાબનું ફૂલ ખોસ્યું હતું.

જટાશંકરને શ્વેત સાડીમાં સજ્જ થયેલી માર્ગી ભારતીય નારી લાગી.

'ચાલો, લંચ મટે જઈશું ?' માર્ગીએ પૂછ્યું.

જટાશંકર 'ના' ન પાડી શક્યા.

જટાશંકર માર્ગી સાથે 'હોટલ એક્સપ્રેસ'માં પ્રવેશ્યા.

જમતાં જમતાં માર્ગીએ કહ્યું, 'સાંજે ઑફિસ સમય પછી શું કાર્યક્રમ છે ?'

'કેમ ?'

'હું એકલી છું. કોઈની કંપની નથી. નવા વાતાવરણમાં ગોઠવાતાં થોડા દિવસ થશે. તમે કંપની આપો તો ક્યાંક ફરવા જઈએ. બરાબર ગોઠવાઈ ગયા પછી તમને તકલીફ નહીં આપું.'

'તકલીફનો પ્રશ્ન નથી. સાંજે રેવાની ખબર લેવા જઈશ. પછી થોડું કામ છે. અને કાલે સવારે તો અમદાવાદ જવાનો છું.' જટાશંકરે વ્યવહારુ અસત્ય ઉચ્ચાર્યું, માધવી રાતે આવવાની છે એમ ન કહી શક્યા. માધવીને જે વાત કરવાની હતી તે માર્ગીને કરવાની નહોતી. જટાશંકરે વચલો માર્ગ કાઢ્યો, 'ફરી ક્યારેક. માઠું ન લગાડશો.'

'ઓ. કે. ફરી ક્યારેક. હું મારી રીતે ફરવા નીકળી પડીશ.'

માર્ગી અને જટાશંકર ઑફિસમા પ્રવેશ્યાં.

સાંજે જટાશંકર ડૉ. પટેલની હૉસ્પિટલમાં રેવાને મળ્યા.

રેવાનું સ્વાસ્થ્ય પ્રતિદિન સુધરતું જતું હોવાનો ડૉક્ટરનો

કંટાળીને ફરવા નીકળી હતી. તમારા ફ્લેટમાં લાઇટ સળગતી જોઈ ઉપર ચાલી આવી. મારે આમ અચાનક ચાલી આવવું નહોતું જોઈતું. સોરી તમને ખલેલ કરવા બદલ અને માર્ગી પર્સ ઝુલાવતી સડસડાટ ચાલી ગઈ.

જટાશંકર માર્ગી સમક્ષ માધવીના આગમનનો હેતુ સ્પષ્ટ કરી શકે એમ નહોતા.

આઘાતથી વિમૂઢ બનેલા જટાશંકર પવનથી અથડાતા બારણાને ફાટી આંખે જોઈ રહ્યા, 'નિર્દોષતા પણ અભિશાપ નથી ?'

*

ઉત્તર માગે એ કુદરતનો ક્રમ છે. તમે ધીરજ રાખો. શું થાય છે તે આવીને જણાવીશ. નટુભાઈ આવનાર ઝંઝાવાત સામે તમે માનસિક રીતે સજ્જ બનો એમ ઇચ્છતા હતા. એટલે તમને આ સમયે ફ્લેટ પર બોલાવ્યાં. ઑફિસમા આવી વાત કરી શકાય એમ નહોતી. પાણી પીને સ્વસ્થ બનો. નસીબમાં લખ્યું હશે તે મિથ્યા થવાનુ નથી. હું મારા કૃષ્ણકનૈયાને પ્રાર્થના કરીશ કે બધાનું કલ્યાણ થાવ...,

માધવી પાણી પીવા છતાં સ્વસ્થ ન બની શકી.

'હું જાઉં ?' માધવી ઊભી થઈ.

'એકલાં એકલાં મૂંઝાશો ના. ધીરજ રાખજો.'

ત્યાં ડોરબેલ રણકી.

'કોણ હશે ?' વિચારતાં જટાશંકર બારણું ખોલતાં સ્તબ્ધ બની ગયા.

સામે માર્ગી ઊભી હતી.

માર્ગી પણ માધવીને જોઈ આશ્ચર્યમાં ડૂબી ગઈ, 'માધવી, અત્યારે અહી !'

માધવીના ચહેરા પર માર્ગીની અકલ્પિત ઉપસ્થિતિથી ગભરાટની રેખાઓ અંકિત થઈ, 'માર્ગી શું વિચારશે ? આમેય મિ. ખન્નાએ મારા અને પંડયા સાહેબના સંબંધો અંગે ઑફિસમા અફવા વહેતી મૂકી હતી. માર્ગીના કાને અફવા અથડાશે ત્યારે મારી ઉપસ્થિતિને શંકાની દૃષ્ટિએ જોતી થઈ જશે.'

માર્ગી અને માધવીની આંખો એક થતાં બન્નેએ પરસ્પર સામે કૃત્રિમ સ્મિત વેર્યું.

માધવી ખુલ્લા બારણામાંથી ચાલી ગઈ.

'માફ કરજો મિ. પંડયા, હું અચાનક આવી ચડી. મને ખબર નહોતી કે તમે આવા કોઈ કામમા બિઝી હશો. એકલી

કંટાળીને ફરવા નીકળી હતી. તમારા ફ્લેટમાં લાઇટ સળગતી જોઈ ઉપર ચાલી આવી. મારે આમ અચાનક ચાલી આવવું નહોતું જોઈતું. સોરી તમને ખલેલ કરવા બદલ અને માગીૅ પર્સ ઝુલાવતી સડસડાટ ચાલી ગઈ.

જટાશંકર માગીૅ સમક્ષ માધવીના આગમનનો હેતુ સ્પષ્ટ કરી શકે એમ નહોતા.

આઘાતથી વિમૂઢ બનેલા જટાશંકર પવનથી અથડાતા બારણાને ફાટી આંખે જોઈ રહ્યા, 'નિર્દોષતા પણ અભિશાપ નથી?'

*

અમદાવાદના માર્ગે ડ્રાઇવર મારુતિ દોડાવી રહ્યો હતો.

વહેલી સવારનો સૂરજ કૂણાં કિરણો દ્વારા અંધકારથી ગ્રસાયેલી ધરતીને ઉજાસમંડિત કરી રહ્યો હતો.

હાઈવે પર વહેલી સવારે વાહનોની ભરચક ભીડ નહોતી.

મારુતિ સડસડાટ દોડી રહી હતી.

જટાશંકર પાછલી સીટ પર વિચારમગ્ન અવસ્થામાં બેઠા હતા.

ગઈ કાલે રાતે માધવીની ઉપસ્થિતિમાં માર્ગી અચાનક આવી ચડી હતી અને 'સોરી, તમને ખલેલ કરવા બદલ', કહી સડસડાટ ચાલી ગઈ હતી. એ બનાવે જટાશંકર આખી રાત વ્યગ્ર રહ્યા હતા, 'માર્ગી મારા વિશે શું વિચારશે? રેવા સાથેના મારા લાગણીભર્યા સંબંધોથી માર્ગી વાકેફ છે. માર્ગીએ મને સાંજે–રાતે કંપની આપવા ઉત્સાહથી પ્રસ્તાવ મૂકયો હતો, પણ માધવીને મૌલિક અને માર્ગીના સંબંધો વિશે વાત કરવા મેં જ એને રાતના આઠ વાગ્યે મારા ફ્લેટ પર બોલાવી હતી એટલે 'મારે કામ છે. ફરી કોઈવાર', કહી મેં માર્ગીના પ્રસ્તાવનો અસ્વીકાર કર્યો હતો. માર્ગીએ પણ માઠું લગાડ્યા વગર 'ફરી કોઈ વાર', કહી ખૂબ હળવાશથી કહેલું. માર્ગી ફરતાં ફરતાં અચાનક આવી ચડશે એવી કલ્પનાય ક્યાથી હોય? માધવીની ઉપસ્થિતિને માર્ગી કયા અર્થમાં ઘટાવશે? મારા ચારિત્ર્ય વિશે સાશંક બનશે?'

હજુ પણ જટાશંકરની વ્યગ્રતા શમી નહોતી, 'સમસ્યાઓ વે છે ત્યારે ઉપરાઉપરી આવે છે. પ્રણવ અને રીના વચ્ચે

મતભેદ શરૂ થઈ ચૂકયો છે. મૌલિક અને ગાર્ગી વચ્ચે સંબંધો આકાર લે છે. એ કોકડું ઉકેલે તે પહેલાં માર્ગીની ગેરસમજ જન્માવનાર ઉપસ્થિતિ...માર્ગી સડસડાટ ચાલી ગઈ. વિમૂઢ બનેલો હું માર્ગીને ન આવકારી શકયો, ન રોકી શકયો. જો કે, રોકીને-ય હું માર્ગીને શું સમજૂતી આપી શકવાનો હતો ?

ઉદ્યોગની નવી દુનિયામાં ડગલે ને પગલે મારો આત્મા કોચવાતો રહ્યો છે. કોઈનું કાંઈ પણ અહિત મારા હસ્તે ન થવા છતાં હું દુઃખ અનુભવતો રહ્યો છું. બધું સહન કરી શકાય પણ ચારિત્ર્ય પરનું આળ ન સહી શકાય. રેવા સાથેના કેવળ લાગણી ભર્યા સંબંધોને બે દાયકા વીતવા છતાંય એ સંબંધો પર પથરાયેલા શંકાના પડછાયા પૂરા વિલુપ્ત થયા નથી ત્યાં માર્ગીનું માનસ માધવી અને મારા સંબંધો પર વિકૃતિનું આવરણ ઓઢાડી બેસે તો ?'

જટાશંકરના ચિત્તનો કેડો ગઈ રાતની ઘટના મૂકતી નહોતી.

ડભાણ આવતાં જટાશંકરની પૂર્વસૂચના મુજબ ડ્રાઇવરે હોટલ આગળ કાર રોકી.

વહેલી સવારથી જ લક્કરી બસો અને કાર હોટલ આગળ પાર્ક થઈ હતી.

સ્ત્રી-પુરુષો, યુવાનો અને બાળકો બાંકડે બેસી ગરમ ગરમ ઊતરના ફાફડા-ગોટા ખાઈ રહ્યાં હતાં-ચા પી રહ્યાં હતાં.

કેટલાક યુવાનો પાનના ગલ્લા આગળ ઊભા રહી તમાકુનું પાન-માવો ચાવી રહ્યા હતા. સિગારેટમાંથી ધુમાડો કાઢી રહ્યા હતા.

પ્રવાસમાં પગ છૂટા કરવા માટે, હાઈવે-હોટલોનો મહિમા વધતો જાય છે.

જટાશંકરે ચા પીધી.

ડ્રાઇવરે ચા ન પીધી, 'સાહેબ, મને કોઈ વ્યસન ન -બીડી-સિગારેટનું વ્યસન ટૂંકા પગારમાં પોસાઈ ન

ખોડિયારના આશીર્વાદથી આટલી મોંઘવારીમાંય કુટુંબનું પૂરું થાય છે.'

જટાશંકરને આશ્ચર્ય થયું, 'ખૂબ ઓછા ડ્રાઇવરો પાન-બીડી-સિગારેટ-દારૂનાં વ્યસનોથી મુક્ત હોય છે. વ્યસનો પાછળ કમાણી ખર્ચી નાખે છે અને કુટુંબને કંગાલ બનાવી, સંઘર્ષ અને અશાંતિમાં જીવતા હોય છે.'

જટાશંકરે કહ્યું, 'ભાઈ, આજના યુવાનો જ્યારે બદીઓમાં ફસાતા જાય છે ત્યારે યુવાન માણસ તરીકે અને ખાસ કરીને ડ્રાઇવરની પંગતનો માણસ હોવા છતા તું વ્યસનથી મુક્ત છે એ ઘણું સારું છે. તારું સ્વાસ્થ્ય જળવાશે અને ટૂંકી કમાણીમાં કુટુંબ પણ સુખી થશે.'

'મા ખોડિયારની કૃપા અને આપના જેવા વડીલોના આશીર્વાદથી આજે તો સુખી છું.'

'તારી આજ સારી છે. કારણ કે, તારું આચરણ સારું છે. આચરણને જાળવજે – આવતી કાલ પણ સારી હશે.'

'જી.'

જટાશંકરને તનસુખ ડ્રાઇવર માટે માન થયું, 'ક્યાં શબ્દે શબ્દે ગ્લાનિપ્રદ કુવચનો ઉચ્ચારતા, વાતે વાતે બાગ્યો ચડાવતા મોટાભાગના વ્યવસાયની આદતોનો ભોગ બનેલા ડ્રાઇવરો અને ક્યાં તનસુખ જેવો સભ્ય, વિનમ્ર અને વ્યસનમુક્ત ડ્રાઇવર? સ્થાનને અને સંસ્કારોને કોઈ સંબંધ નથી. ભદ્ર સમાજના બધા સંસ્કારી જીવો હોતા નથી, તો નીચલા થરના બધા અસંસ્કારી જીવો હોતા નથી.'

કાર અમદાવાદના માર્ગે દોડવા લાગી.

જટાશંકરે મૌલિક અને ગાર્ગી સાથે વાત કરવાની ભૂમિકા વિચારવા માંડી.

લગભગ આખી રાતનો ઉજાગરો હોવાથી જટાશંકરની આંખો ઈ ગઈ.

કાર શાહીબાગ વિસ્તારમાં આવેલા નટુભાઈના બંગલામાં પ્રવેશી અને રીના–પ્રણવના ત્રીજા બંગલાનો પોર્ચમાં ઊભી રહી. પ્રવેશદ્વાર પર ઊભેલા ગુરખાએ બીડી ફેંકી દઈ સલામ ઠોકી દીધી, 'સલામ સા'બ.'

કાર ઊભી રહેતાં જટાશંકર જાગી ગયા.

ડ્રાઇવરે દરવાજો ખોલી, જટાશંકરની સૂટકેસ ઊંચકી લીધી.

જટાશંકરે ડ્રાઇવરના હાથમાથી સૂટકેસ લઈ લેતાં કહ્યુ, 'મારો બોજ ઊંચકી શકાય ત્યાં સુધી, જાતે ઊંચકવા ટેવાઈ ગયો છું.'

ડ્રાઇવર બંગલાની રીતરસમથી પરિચિત હોવાથી 'આઉટ હાઉસ' તરફ ચાલવા લાગ્યો

જટાશંકર બંગલાના મુખ્ય બારણા આગળ આવ્યા. બારણું બંધ હતું.

જટાશંકરે કાંડા ઘડિયાળમાં જોયું તો આઠ થયા હતા, 'હજુ પ્રણવ અને રીના ઊંઘે છે?'

જટાશંકરે બેલનું બટન દબાવ્યું.

નોકરે બારણું ખોલ્યું.

નોકર જટાશંકરને ઓળખી ગયો. પ્રણવ સાથેના સંબંધો જાણતો હોવાથી કહ્યું, 'આવો... આવો... બેસો...સાહેબ ઊંઘે છે.'

'જા, ઉઠાડ.'

થોડીવારમાં નાઇટ ડ્રેસમા સજ્જ પ્રણવ બગાસું ખાતો, આળસ મરડતો આવી પહોચ્યો, 'કાકાબાપુ, આવી ગયા! રીનાના પપ્પાએ કહ્યુ હતુ કે તમે આવવાના છો.'

'તારી લાલઘૂમ આખો કહે છે કે, રાતનો ઉજાગરો છે.'

'હા. રાતે ખૂબ મોડો સૂતો.'

'રીના હજુ ઊંઘે છે?'

પ્રણવના ચહેરા પર ક્ષોભ ઊપસી આવ્યો, 'જોડેના બંગલામાં છે—એના પપ્પાને ઘેર.'

'ક્યારથી ?'

'ગઈ કાલે રાતે જ ગઈ છે.'

'કેમ, કોઈ માંદું છે ? સારવાર કરવા રોકાઈ છે ?'

'ના.'

'તો પછી ઝઘડો કરીને ગઈ છે ?'

પ્રણવ ચૂપ રહ્યો.

'તમારી વચ્ચે સંઘર્ષ શરૂ થઈ ગયો છે એ હું જાણું છું. રીસાઈને ચાલી ગઈ છે ?'

'તમે ક્યાંથી જાણો ? પપ્પાએ કહ્યું ?'

'કોણે કહ્યું એ અગત્યનું નથી, હકીકત અગત્યની છે.'

'તમે સુખી થાવ એટલા માટે તો મારું જૂનવાણી માનસ પડતું મૂકીને આંતરજ્ઞાતીય લગ્નની મેં સહર્ષ સંમતિ આપી હતી. તમારી વચ્ચે રહેલી આર્થિક અસમાનતા તરફ તમારું ધ્યાન ખેંચ્યું હતું. તમને બન્નેને વિશ્વાસ હતો કે તમે આ લગ્નથી સુખી થશો. આટલા માટે પ્રેમલગ્ન કર્યું હતું ? પ્રેમનો અર્થ જાણો છો ?'

'કાકાબાપુ, મેં મારી જાતને રીનાને અનુકૂળ બનાવવા પ્રયત્નો કર્યા હતા, પણ રીનાને એના પૈસાનું ભારે ઘમંડ છે. મારો કોઈ મત સ્વીકારવા એ તૈયાર નથી. અત્યાર સુધી એના વિચારોને અનુકૂળ થતો આવ્યો છું. હું મારા કોઈ વિચાર દર્શાવી ન શકું ?'

'મતભેદ તીવ્રતમ બની મનભેદની ઊંડી ખાઈ સર્જશે તો એનું પરિણામ છૂટાછેડામાં આવશે એની કલ્પના છે ? જો તારી તૈયારી હોય તો મને વાંધો નથી.'

'એનો વિચાર મને કદી આવ્યો નથી. રીનાએ પણ છૂટાછેડાની વાત કદી ઉચ્ચારી નથી.'

'જો, વિસંવાદ પરાકાષ્ઠાએ પહોંચશે તો સુસંવાદ સ્થાપી

શકીશે નહીં અને પરિણામ છૂટાછેડામાં જ આવશે. તું નહીં બોલે તો રીના બોલશે.'

પ્રણવને જટાશંકર આજે જુદા જ લાગ્યા. 'કાકાબાપુના શબ્દોમાં આટલી સખ્તાઈ મેં કદી અનુભવી નથી.' પ્રણવ વિચારી રહ્યો.

નોકર ચાના કપ અને નાસ્તાની ડિશો મૂકી ગયો.

જટાશંકરે નોકરને કહ્યું, 'નટુભાઈ સાહેબ અને રીનાબહેનને બોલાવી લાવ. કહેજે હમણા જ આવી જાય.'

'કાકાબાપુ, તમે ઑફિસના કામે આવ્યા છો ?'

'ના, સામાજિક મુલાકાતે આવ્યો છું.'

'ખાસ અમારા માટે આવ્યા છો ?'

'તમારા વણસતા જતા સંબંધોને, મોડું થઈ જાય તે પહેલા સ્થિર કરવાના પ્રયત્નો માટે તથા બીજા મહત્ત્વના કામે પણ આવ્યો છું.'

કાકાબાપુ, તમે કંઈક જુદા જ લાગો છો.'

'માણસ પરિવર્તનશીલ પ્રાણી છે. સમય–સંજોગો પ્રમાણે પરિવર્તન થવું જ જોઈએ.'

'તમે નેતાઓ જેવી ભાષા બોલો છો.'

'નેતાઓને પોતાની ગાદી ટકાવી રાખવા માટે અનેક મહોરાઓ પહેરવાં પડે છે. જે માને છે તે બોલતા નથી અને જે બોલે છે તે માનતા નથી. હું તો જે લાગે છે તે બોલું છું. મારે કોઈ પ્રલોભન નથી, સ્વાર્થ નથી.'

'કાકાબાપુ, તમે શું ઇચ્છો છો ?'

'તારી અને રીના વચ્ચેની તિરાડ પુરાય એ મારો હેતુ છે. હમણાં નટુભાઈ અને રીના આવી પહોંચશે. તું કોઈ પણ જાતનો અભિપ્રાય દર્શાવ્યા વગર, 'મારા કાકાબાપુ કહે કે તે મને મંજૂર છે' એટલું જ તારે દૃઢતાથી કહેવાનું. હું અને નટુભાઈ

બીજું સંભાળી લઈશું. તમારા સુખ માટેના અમારા પ્રયત્નો હશે, વિચ્છેદ માટેના નહીં હોય, સમજ્યો ?'

પ્રણવ જટાશંકરમા આટલી દૃઢતા, આટલી સખ્તાઈ પહેલી જ વાર જોતો હતો, 'જી, મને મંજૂર છે.'

'મારા પર શ્રદ્ધા રાખજે.'

'કાકાબાપુ, તમારા પર તો મને ઈશ્વર જેટલી જ શ્રદ્ધા છે.'

નટુભાઈ અને રીના પ્રવેશ્યાં—

'આવી ગયા ?' નટુભાઈએ પૂછ્યું.

'હા. ગાંઠ પર ગાંઠો ચડે એ પહેલાં પહેલી ગાંઠ ઉકેલવા આવ્યો છું.' અને નટુભાઈ સામે સૂચક દૃષ્ટિએ જોઈ જટાશંકરે રીનાને પૂછ્યું, 'રીના, કેમ છે બેટી, મઝામાં ને ?'

રીનાના ચહેરા પર ક્ષોભ હતો, 'ચાલે છે.'

'એનો અર્થ એ કે મઝામાં નથી.'

રીનાએ આંખો નમાવી દીધી, 'હા.'

'પ્રણવ પણ મઝામાં નથી. એનો અર્થ મારે શું ઘટાવવો ? તમારી વચ્ચે બનાવ નથી એમ ને ?'

નટુભાઈ શાંતિથી સાંભળી રહ્યા હતા.

'પ્રણવ મને સમજવાની કોશિશ કરતો નથી.' રીનાએ પ્રણવ સામે રોષથી જોયું.

'તું કહે તે બધું જ મારે માની લેવું ? મારે મારું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી ?' પ્રણવે પણ રોષથી ઉત્તર આપ્યો.

'પ્રણવ, હું રીનાને પૂછું છું. તને પૂછું ત્યારે તારે જવાબ આપવાનો. વચ્ચે બોલવાનું નહીં.' જટાશંકરે કહ્યું. 'તમે બન્નેએ પ્રેમલગ્ન કર્યાં હતાં. ક્યા ગયો તમારો પ્રેમ ? આટલા ટૂંકા ગાળામાં તમારા પ્રેમનું બાષ્પીભવન થઈ ગયું ?'

રીના અને પ્રણવ ચૂપ થઈ ગયાં.

'રીના, પ્રણવ, તમારી વચ્ચે મતભેદની આ તો શરૂઆત

છે. મતભેદ મનભેદ બની જાય તે પહેલા અહમની કાંચળી ઉતારી, પરસ્પરને સમજવાના પ્રયત્નો કરવા જોઈએ અને પોતાનો અભિપ્રિય જ સાચો છે અને સામાએ એને અનુસરવુ જોઈએ એવો હઠાગ્રહ બન્નેના વ્યક્તિત્વ માટે વિઘાતક બની જાય છે. પ્રણવ, તારે કાંઈ કહેવું છે?'

'રીનાએ મારા સ્વમાન પર ઘા કરતા શબ્દો ઉચ્ચારેલા, 'મેં તને ગામડાની ધૂળમાંથી ઊંચકી સમૃદ્ધિના સિંહાસન પર બેસાડયો છે.' કોઈ પણ સ્વમાની પુરુષ આવા શબ્દો સહી શકે?'

'રીના, તેં આવા શબ્દો ઉચ્ચારેલા?'

'હા. ગુસ્સામાં બોલાઈ જવાયું હતું.' રીનાના ચહેરા પર ઝાંખપ હતી.

'પ્રણવની કારકિર્દી તારા કરતાં તેજસ્વી છે. એટલે વાતે વાતે પ્રણવ કહે કે હું તારા કરતા વધુ બુદ્ધિશાળી છું. હું કહું તે પ્રમાણે તારે વર્તવાનુ તો તને ગમે? તું હમેશા તે પ્રમાણે વર્તી શકે? તારું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ જ નથી એ વાત તને દુઃખ ન પહોંચાડે?'

'માફ કરજો. હું વચ્ચે ખલેલ કરું છું', નટુભાઈ બોલ્યા, 'રીના, તારામાં તેં જાતે પેદા કરી નથી એવી બાપની સમૃદ્ધિનું અહમ્ મેં તારા બાળપણથી જોયું છે. પ્રણવમા એના સંસ્કાર, તેજસ્વિતા અને સૌજન્યશીલ વર્તનનુ અહમ્ મેં જોયું. મારી પુત્રી છે, છતાં તારું ઉપરાણુ લઈ તારું જીવન મારે છિન્નભિન્ન કરવું નથી. માર્ગીનું જીવન બરબાદ થયું તેનો ઘા હજુ અંતરમાં તાજો જ છે. તારે પણ તારું જીવન બરબાદ કરી, ઘા પર ઘા કરવો છે? ગાર્ગીનું ભવિષ્ય પણ મને ચિંતિત બનાવે છે. તા
છે એ મને કહી દે. કાલે રાતે તું પ્રણવ સાથે ઝઘડી
આવી તે મને ગમ્યું નહોતું.'

બોલાવવા ઇચ્છો છો કે અમારે સાથે રહેવું છે, ખરું ને?' જટાશંકર હસ્યા.

રીના ઊભી થઈ ગઈ, 'હવે હું એકલી થોડી છું? મારી સાથે ભાવિ પ્રણવ છે.' અને રીના શરમાઈને અંદરના રૂમમાં દોડી ગઈ.

પ્રણવ પણ પાછળ દોડ્યો.

'નટુભાઈ, આપણી ખેલેલ ફળી. મને તો કલ્પના સુધ્ધાં નહોતી કે પ્રણવ અને રીનાના જીવનમાં બાળકનું અવતરણ થવાનું છે.'

'આ મંગલ સમાચાર હું પણ હમણા જ સાંભળું છું. આપણી ધારણા કરતાં સહેલાઈથી આ પ્રશ્ન પતી ગયો.'

'આપણે તો નિમિત્ત માત્ર છે. નિર્યતિના નિયમાનુસાર ઘટનાઓ બન્યા કરે છે. આપણે એનાથી જ્ઞાત નથી એટલું જ. એનું શ્રેય ભાવિ બાળકને પણ આપી શકાય. આપણે ઇચ્છીએ કે, વિસંવાદ પછી સ્થપાનાર સંવાદ કલ્યાણકારી બને.'

'એક પ્રશ્ન તો ઊકલી ગયો પણ ખરો પ્રશ્ન હવે જ છે.'

'ખરી વાત છે. ખરો કોઠો તો હવે જ ભેદવાનો છે.'

નોકરે આવીને કહ્યું, 'શેઠાણી બા બોલાવે છે.'

નટુભાઈ અને જટાશંકર વચલા બંગલામાં પ્રવેશ્યા. 'જટાશંકરભાઈ, પ્રણવ સિવાય અમારી સાથે પણ તમારા સંબંધો છે.' મંજુલાબહેન હસ્યાં.

'તમને મળવા, થોડી અંગત વાતો કરવા તો ખાસ આવ્યો છું. તમને મળ્યા વગર જાત, તો આવવાનું પ્રયોજન અધૂરું રહી જાત.'

'સાંજે આપણે બધાં અહીં જમીએ છીએ. પછી નિરાંતે વાતો કરવી છે.'

'જરૂર. તમને ન ગમે એવી વાતો પણ કરીશ.' જટાશંકરે ...થી કહ્યું.

નટુભાઈ જોઈ શક્યા કે જટાશંકર મંજુ સમક્ષ રાતની વાતની ભૂમિકા સરસ રીતે બાંધતા જાય છે.

'હિતેચ્છુઓ જ ન ગમતી વાતો કરી શકે છે. શહેરી જીવનથી છૂટવા માટે થોડા દિવસ ચાંણોદ આવવું છે. હોડીમાં ફરવું છે. નર્મદાતટ પરનાં તીર્થધામો જોવાં છે, પણ તમે તો શહેરી જીવ બની ગયા છો.'

'તમે કાર્યક્રમ નક્કી કરો. હું રજા લઈને આવીશ. ઘર ખોલીશું...પ્રણવ અને રીનાને પણ બોલાવી લઈશું. નટુભાઈ ધંધામાથી થોડા દિવસ મુક્ત થઈને આવશે તો મઝા રહેશે.'

'હું પણ આવીશ. ખૂબ થાકી ગયો છું.'

'હલ્લો, અન્કલ!' ગાર્ગી પંજાબી ડ્રેસમાં સજ્જ થઈને આવી પહોંચી. તેના અંગેઅંગમાથી થનગનાટ નીતરતો હતો. તેની આંખોમાં ચમક હતી.

'ગાર્ગી, કેમ છે? મઝામાં ને?'

'ખૂબ મઝામાં.'

'ગાર્ગી, તેં ઑફિસના કામમાં રસ લેવા માંડયો છે, લગભગ રોજ ઑફિસમાં આવે છે જાણી આનંદ થયો. આજે ઑફિસે આવવાની છે?'

'હા.'

'મારે માટે થોડો સમય કાઢજે. મારે તારી સાથે દિલ ખોલીને વાત કરવાની છે.'

'મારી સાથે!' ગાર્ગી આશ્ચર્યથી બોલી, 'શી વાત કરવાની છે?'

'ઑફિસમાં કહીશ.'

'ઓ. કે. નો પ્રોબ્લેમ.' ગાર્ગી ચાલી ગઈ.

ચા-નાસ્તો કરીને નટુભાઈ અને જટાશંકર ઑફિસે આવવા નીકળ્યા...

રસ્તામાં નટુભાઈ અને જટાશંકરના મનમાં એક જ પ્રશ્ન રમતો હતો, 'મૌલિક અને ગાર્ગીનો પ્રશ્ન જટિલ છે. એના તીવ્ર પ્રત્યાઘાતો પડશે. કુટુંબમાં એક સોપો પડી જશે, પણ મૌલિક અને ગાર્ગીના સંબંધો સ્પષ્ટ કરવામાં વિલંબ થાય તો મહાઅનર્થ સર્જાઈ શકે એમ છે.'

કાર ઑફિસ નજીક પાર્ક થઈ—

નટુભાઈ અને જટાશંકર આવનાર ઝંઝાવાતનો સામનો કરવા મનને મજબૂત બનાવવાના માનસિક પ્રયત્નો કરતા ઑફિસમાં પ્રવેશ્યા.

*

જટાશંકર અને નટુભાઈ ચેમ્બરમાં પ્રવેશ્યા—

પ્યૂન પાણીના ગ્લાસ મૂકી ગયો.

'જટાશંકરભાઈ, હવે શું કરીશું ?'

'હું એનો જ વિચાર કરું છું.'

પ્યૂન એક ચિઠ્ઠી લઈને આવ્યો.

'મોકલ'

એક મધ્યવયસ્ક પુરુષ પ્રવેશ્યો.

'ગુડ મોર્નિંગ સર.'

'વેરી ગુડ મોર્નિંગ. ઓર્ડર તૈયાર છે ?'

'ઓર્ડર લઈને આવ્યો છું. થેન્ક યુ વેરી મચ.'

'ક્યારથી જોડાવ છો ?'

'આજે જ વડોદરા જવા રવાના થાઉં છું. કાલથી સર્વિસ જોઈન્ટ કરીશ.'

'ફાઇન. તમારો પરિચય કરાવું. આ અવિનાશ પટેલ છે. એમ.બી.એ. છે. વડોદરા ઓફિસમાં માર્કેટિંગ ડિવિઝન સંભાળશે. અવિનાશ, આ પંડ્યા સાહેબ છે. વડોદરા ઓફિસમાં જનરલ મેનેજર છે.'

અવિનાશે શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો.

જટાશંકરે શેકહેન્ડ કર્યાં.

અવિનાશે 'થેન્ક યુ' કહી ચેમ્બર છોડી.

...ભાઈ, આ અવિનાશ અમારી

...વે છે. દિલ્હી હતો.

પત્ની મૃત્યુ પામતાં, દિલ્હી પરથી મન ઊઠી જતાં અમદાવાદ પાછો ફર્યો છે. વડોદરા ઑફિસમાં જોડાય છે. માર્ગી અને અવિનાશ બન્ને ઘરભંગ થયેલા છે—એકે છૂટાછેડા લીધા છે, એકની પત્ની મૃત્યુ પામી છે. જો, એકબીજાને અનુકૂળ આવે તો બન્નેને પરણાવી દેવા એવું મારા મનમાં છે. એ વિચાર માર્ગી કે અવિનાશ સમક્ષ પ્રગટ કર્યો નથી.'

'વડીલો તરીકે સંતાનોની ચિંતા કરવાનો આપણો ધર્મ છે.'

'એ વાત સાચી પણ મને ઘણીવાર વિચાર આવે છે બેપરવાઈથી જીવતી આજની યુવાપેઢી વડીલોની લાગણી—ભાવનાનો વિચાર કરે છે ખરી?'

'વડીલનું બિરુદ અમસ્તું મળે છે? વડીલ તરીકેની ફરજનું સ્મરણ થઈ આવ્યું. મારે મૌલિકને બોલાવી વાત કરવી છે. હું ઇચ્છું કે તમારી ગેરહાજરીમા વાત થાય.'

'હું ચેમ્બર તમને સોંપીને બહારનું કામ પતાવું છું. સાંજે બંગલે મળીશું.' નટુભાઈએ ચેમ્બર છોડી.

જટાશંકરે પ્યૂન દ્વારા મૌલિકને બોલાવ્યો.

'હલ્લો, પંડ્યા સાહેબ!' મૌલિક પ્રવેશ્યો.

'બેસ ભાઈ.'

મૌલિક બેઠો.

'મારા મમ્મી મઝામાં?'

'હા. તને અમદાવાદ ફાવી ગયું?'

'ઘણું ફાવી ગયું. મેં તમામ ખરાબ આદતો છોડી દીધી છે. તમે મને અમદાવાદ ન મોકલ્યો હોત તો હજુ એ કૂંડાળામાંથી બહાર ન નીકળ્યો હોત. એનો યશ તમને જાય છે.'

'તારી અંદર રહેલી સારપ કોઈના સંસ્પર્શથી જાગી ઊઠી ઈનું ન માનનાર માણસ કોઈનું તો માનતો હોય છે. જીવનમા એ 'કોઈ' એટલે સ્ત્રી.'

'સાચી વાત છે. કોઈના પ્રેમે મારા જીવનની દિશા બદલી નાખી છે.' મૌલિકનો ચહેરો આનંદથી ખીલી ઊઠ્યો – વૈશાખી ગુલમોરની જેમ.

'મૌલિક, યાદ છે અમદાવાદ મોકલતાં પહેલાં તને મારા ફ્લેટ પર બોલાવ્યો હતો ?'

'હા.'

'આજે ફરી તારી સાથે વાત કરવી છે. એ વાત માત્ર તને જ નહીં, આપણા તમામ સ્નેહીઓને સ્પર્શે છે.'

'શી વાત છે?' મૌલિક મૂંઝાયો.

'તું એકલો જ રહે છે ને?'

'હા.'

'તો રિસેસમાં તું ફ્લેટ પર જતો રહેજે. આ વાત એવી છે કે ઑફિસમાં કે હોટલ જેવાં જાહેર સ્થળોએ કરી શકાય એવી નથી. હું તારા ફ્લેટ પર આવીશ.'

'તમે મને મૂંઝવો છો.'

'એ મૂંઝવણનો કાયમી ઉકેલ આવી જશે. તારું સરનામું આપ.'

મૌલિકે સરનામું લખી આપ્યું –

'હુ તારી રજાની વ્યવસ્થા કરું છુ. હું બે વાગ્યે આવી રહીશ.'

મૌલિક મૂંઝવણ અનુભવતો ચાલ્યો ગયો, 'હવે પંડ્યા સાહેબને શો બોધ આપવાનો હશે ? મારા અને ગાર્ગીના સબંધો અગે હશે ? હજુ તો સબંધની શરૂઆત થાય છે ત્યા સંબંધો છોડી દેવાની વાત તો નહીં કરવાના હોય ને ?'

જટાશંકરને લાગ્યું ઉદ્ધત મૌલિકની બોલવા–ચાલવાની ભાતમા ઘણો ફેર પડી ગયો છે. મૌલિક સ્વસ્થ લાગે છે.

ગાર્ગી ગોલ્ડન રંગના પંજાબી ડ્રેસમા સજ્જ ઝુલાવતી ચેમ્બરમાં પ્રવેશી, 'ગુડ નૂન અન્કલ.'

'આવ બેટી. બેસ.'

ગાર્ગી બેઠી.

'પપ્પા નથી ?'

'બહાર ગયા છે. સાંજે બંગલે મળશે.'

રિસેસનો સમય થતાં ટેબલો ખાલી થવા લાગ્યાં. ટાઇપ-રાઇટરોનો ટકટકાટ શમી ગયો. ફાઇલો સમેટાઇ ગઇ.

'અન્કલ, હું આવું છું.' ગાર્ગી ઉત્તરની રાહ જોયા વગર ચેમ્બરની બહાર નીકળી ગઈ.

જટાશંકરે કલ્પ્યું. 'ગાર્ગી મૌલિકને મળવા ગઈ હશે, પણ મૌલિક નીકળી ગયો હશે.'

થોડી જ વારમાં ગાર્ગી પાછી ફરી. તેના પ્રફુલ્લિત ચહેરા પર ઝાંખપ હતી.

'મૌલિકની મુલાકાત નહીં થઈ હોય તેથી ગાર્ગી ઉદાસ લાગે છે.' જટાશંકર મનોમન બબડ્યા.

'અન્કલ, તમે મારી સાથે દિલ ખોલીને વાત કરવાના હતા ને ?'

'વાત કરીશ. અહીં નહીં, બહાર જઈએ.'

ગાર્ગીને આશ્ચર્ય થયું, 'ઑફિસમાં વાત ન કરાય એવી કઈ વાત હશે ?'

'ગાર્ગી, તેં જવાબ ન આપ્યો.'

'ચાલો, બહાર જઈએ.'

'તું કાર લાવી છે ?'

'હા.'

જટાશંકર અને ગાર્ગી કારમાં બેઠાં.

'ક્યા લઈ લઉં ?' કાર સ્ટાર્ટ કરી, ગીઅર બદલતાં ગાર્ગીએ પૂછ્યું.

'તેં મૌલિકનું ઘર જોયું છે ?'

ગાર્ગી ચમકી—જોરદાર બ્રેક મારી કાર રોકી, 'તમે શું કહેવા માગો છો ?'

'ગાર્ગી, મૌલિક સાથેના તારા સંબંધોનો મને અણસાર છે...'

'હજુ તો અમારા સંબંધોની શરૂઆત થઈ છે. જો તમે એ સંબંધો તોડાવવા આવ્યા હોય તો મારે તમારી કોઈ વાત સાંભળવી નથી.' ગાર્ગીના સ્વરમાં ઉશ્કેરાટ હતો.

'હું તમારા સંબંધો તોડાવવા નહીં, પણ એને એક નવું સ્વરૂપ આપવા આવ્યો છું.'

'તમારે શી વાત કરવી છે ?'

'હું તને અને મૌલિકને એકઠાં બેસાડીને વાત કરીશ. મારી વાત સાંભળ્યા પછી લાગશે છે, હું તમારો દુઃશ્મન નથી.'

ગાર્ગી સ્તબ્ધ બની ગઈ, 'જટાશંકર જેવા માણસને અંગત સંબંધની જાણ ક્યાંથી થઈ ગઈ ?'

'ગાર્ગી, તારી લાગણી સમજી શકું છું. તને મારા પર ગુસ્સો આવે તે પણ સહજ છે. મારી વાત સાંભળ્યા પછી તમને લાગશે કે મેં યોગ્ય સમયે યોગ્ય વાત કરી છે. મૌલિકના ફ્લેટ પર ગાડી લઈ લે.'

'મેં મૌલિકનો ફ્લેટ જોયો નથી. આંબાવાડી તરફ રહે છે એટલી જાણ છે. હજુ અમારા સંબંધોની શરૂઆત છે. વડોદરા રહ્યાં તમને કેવી રીતે ખબર પડી ?'

જટાશંકર હસ્યા, 'તારા પપ્પાએ કહ્યું.'

'શું ! પપ્પા જાણે છે ?' ગાર્ગીએ ધ્રુજારી અનુભવી.

'હા.'

જટાશંકરે ગજવામાંથી સરનામું કાઢી, ગાર્ગીના હાથમાં મૂક્યું, 'મૌલિક પાસેથી લીધું છે. એને ઑફિસેથી મેં જ ઘેર મોકલી દીધો છે. મારી ગત જોતો હશે. તું સાથે આવીશ એની એને કલ્પના નહીં હોય.'

ગાર્ગીએ સડસડાટ કાર દોડાવી. એક સ્કૂટરવાળો હડફેટમાં આવતો રહી ગયો.

'ગાર્ગી, મારા પરનો ગુસ્સો કાર, સડક અને નિર્દોષ માણસો પર ન ઉતારીશ. ધીમે ધીમે...'

ગાર્ગીએ ગતિ ધીમી કરી. તેના મનમાં વિચારોનું વાવાઝોડું ફૂંકાતું હતું, 'અમારા છૂપા પ્રેમની વાત પપ્પા ક્યાથી જાણે ? પપ્પાએ જટાશંકર અન્કલને વાત કરી હશે ? એટલા માટે જ અન્કલ વડોદરાથી ખાસ આવ્યા હશે ? અન્કલ અમને એકઠાં કરીને શી વાત કરવાના હશે ? અમારા સંબંધને કયું નવું સ્વરૂપ આપવાના હશે......'

કાર મૌલિકના ફ્લેટ આગળ ઊભી રહી.

જટાશંકરને લાગ્યું કે ખરેખર ગાર્ગી પહેલી જ વાર મૌલિકના ફ્લેટ પર આવે છે. ફ્લેટ પર આવવા જેટલા સંબંધો ગાઢ બન્યા નથી. એમના સંબંધો સપાટી પરના છે એની ખાતરી થતાં જટાશંકર અને ગાર્ગી એ/૭, ફ્લેટના બંધ બારણા આગળ આવી પહોંચ્યા.

ગાર્ગીએ બેલની સ્વિચ શોધવા દૃષ્ટિ ફેરવી.

જટાશંકરે બારણું ખટખટાવતાં કહ્યું, 'બેલ નથી.'

મૌલિકે થોડી ક્ષણોમાં બારણું ખોલ્યું–

જટાશંકરની સાથે ગાર્ગીને ઊભેલી જોઈ, તેનો ચહેરો ફિક્કો પડી ગયો. તેણે પડી ગયેલા અવાજે કહ્યું, 'આવો.' અને ગાર્ગી સામે પ્રશ્નસૂચક દૃષ્ટિએ જોયું, 'આ બધુ શું છે ?'

ગાર્ગીએ હાથના હાવભાવ દ્વારા કહ્યું, 'મને ખબર નથી.'

જટાશંકર અને ગાર્ગી પાટ પર બેઠા.

મૌલિક પાણીના ગ્લાસ લઈ આવ્યો.

વ્યસનો છોડી દીધા પછી મૌલિક માણસ બનતો જાય છે જટાશંકરે નોધ લીધી.

'વાત તમને બન્નેને સ્પર્શતી હતી એટલે ગાર્ગીને પણ મારી સાથે લઈ આવ્યો છું. આડીઅવળી વાત કર્યા સિવાય મૂળ મુદ્દા પર આવું ?'

'હા.' મૌલિકે કહ્યું.

'તમે બન્ને એકબીજાના પ્રેમમાં છો ?' જટાશંકરે કહ્યું, 'સાચો ઉત્તર આપશો તો પરિસ્થિતિ સરળ બની જશે.'

'હા.' મૌલિકે કહ્યું.

'તારી નિખાલસતાથી આનંદ થયો.'

'ક્ષણભર કલ્પના કરો કે અમે વડીલો તમારા સંબંધોને સ્વીકૃતિ ન આપીએ તો ?'

'પપ્પાએ માર્ગીબહેન અને રીનાબહેનને 'લવ મેરેજ' કરવાની સંમતિ આપી છે તો મને કેમ ન આપે ?' ગાર્ગી રોષથી બોલી.

'નટુભાઈ જૂનવાણી માણસ નથી કે તમારા પ્રેમનો વિરોધ કરે. માર્ગી અને રીનાની વાત જુદી હતી અને તમારી જુદી છે. અંગત કારણોસર નટુભાઈ તો શું, હું પણ તમારા સંબંધોને સ્વીકૃતિ ન આપું.'

'એવાં કયા કારણો છે ?' મૌલિક બોલી ઊઠ્યો.

'હું પૂછું તેનો સાચો જવાબ આપશો ?'

'પૂછો.'

'ભાઈબહેનનાં લગ્ન થઈ શકે ?'

'આ વાતને અને તમારા પ્રશ્નને શું નિસ્બત છે ?'

'છે. બોલો.'

'ન થઈ શકે.'

'તો તમારા લગ્ન પણ શક્ય નથી.' જટાશંકરે કહ્યું અને મૌલિક – ગાર્ગીના ચહેરા સામે જોયું.

'તમે શું કહેવા ઇચ્છો છો ? ગાર્ગી મારી...' મૌલિકનું શરીર

ગુસ્સાથી કંપી ઊઠ્યું.

'હા, મૌલિક, હા, ગાર્ગી તારી બહેન થાય. તમારી માતા જુદી છે, પણ પિતા એક છે.'

'એટલે નટુભાઈ મારા પિતા થાય?' મૌલિકનો અવાજ તરડાઈ ગયો.

'હા. તમારા પ્રેમની એમને જાણ થતાં એમણે તારો વિધિવત્ સ્વીકાર કરવાનો નિર્ણય કર્યો છે. તમને આગળ વધતાં અટકાવવાનો આ એક જ માર્ગ હતો એનાથી એમની સામાજિક પ્રતિષ્ઠા ડોલી જશે, પરિવારમા પણ એમનુ સ્થાન પડી જશે, આમ છતા બધું જ સહન કરવાની તૈયારી સાથે પિતા તરીકે તને નામ આપવા તૈયાર થયા છે. તું પિતાને શોધતો હતો ને, તને પિતા મળી ગયા છે. ઈશ્વરનો આભાર માનીએ કે, તમારા સંબંધો આગળ વધે તે પહેલા બધો સ્ફોટ થઈ ગયો.'

મૌલિક અને ગાર્ગી મૂઢ બની એકબીજાને તાકી રહ્યાં.

જટાશંકરે ગાર્ગી અને મૌલિકને પાણીના ગ્લાસ આપ્યા.

'તમારી સ્તબ્ધતા સ્વભાવિક છે.'

'એમણે મારી માતાને કેટલો અન્યાય કર્યો છે? મને પણ...'

મૌલિકના કંઠમાથી ડૂસકું ધબકયું.

'મૌલિક, નટુભાઈના સંજોગો જોતાં એમણે તમને પૂરો ન્યાય કર્યો છે. નટુભાઈએ માધવીબહેન અને મંજુલાબહેન પ્રત્યે સમતોલ ફરજ બજાવી છે. એમની જગ્યાએ બીજો કોઈ હોત તો માધવી-બહેનને રસ્તે રઝળતાં મૂકી દીધાં હોત; પણ એમ કરવાને બદલે એમણે આજ સુધી તમારા બન્નેની ચિંતા કરી છે એનો હુ એકલો સાક્ષી છું. માધવીબહેન પણ એમને દેવની જેમ પૂજે છે. તારા કલ્યાણની પણ એમણે ખેવના કરી છે. તારી માતાએ એમને ન રોકચા હોત તો એ તો કચારના ઘટ:સ્ફોટ કરવા ઝંખતા હતા. તમારા સંબંધોના વજનથી એ સતત કચ્ચડાતા રહ્યા છે. તમે બધાએ

એમનું સુખ જોયું છે, મેં એમને દુઃખી થતા, અશ્રુઓ સારતા જોયા છે. એમના વિશે એક પણ શબ્દ ઘસાતો બોલી એમને અન્યાય ન કરશો. તમારા સંબંધો ભાઈ–બહેનના ન હોત તો એમણે તમને પણ સ્વતંત્રતા આપી હોત.'

'જીવનમા પહેલી જ વાર ગાર્ગીના પ્રેમે મને માણસ બનાવ્યો ત્યારે એ પણ ઝુંટવાઈ ગયો?' મૌલિકની આંખો ભીની બની.

'પ્રેમના અનેક સ્વરૂપો છે. કોણે કહ્યુ કે ગાર્ગીનો પ્રેમ ઝુંટવાઈ ગયો છે? બહેનના સ્વરૂપે ગાર્ગીનો પ્રેમ તને પ્રાપ્ત થશે. પ્રેમનુ સ્વરૂપ બદલાશે.' જટાશંકર બોલ્યા, 'ગાર્ગી, તમારા પ્રેમને આ નવું સ્વરૂપ આપવા હું આવ્યો છું. લોહીના સંબંધોનુ પણ એક આભિજાત્ય હોય છે. તમે લોહીના સંબંધે એકબીજાની નજીક આટલાં જલદી ગયા હતાં.'

'અમારા સંબંધો તમારા ચાંણોદની નર્મદા જેટલા પવિત્ર છે. અમને ખ્યાલ પણ ક્યાંથી આવે કે અમે ભાઈ–બહેન છીએ.' ગાર્ગીએ કહ્યું.

'માનવીના લલાટ પર સંબંધોનાં નામ કોતરાયેલાં હોતાં નથી. એમા તમારો વાંક નથી. હવે તો ખ્યાલ આવ્યો ને તમે ભાઈ–બહેન છો. તમારા સંબંધોનો સમયસર ખ્યાલ ન આવ્યો હોત તો ગજબ થઈ જાત. ઈશ્વર જે કાંઈ કરે છે તે સારા માટે. આ સંબધોને સ્પષ્ટ કરવાનો મેં ગુનો કર્યો હોય તો મારા પર તિરસ્કાર વરસાવી શકો છો.'

'તમે પુણ્યકાર્ય બજાવ્યું છે. પવિત્ર સંબંધો અભડાય તે પહેલાં બચાવી લીધા છે.' મૌલિકે કહ્યું.

'મેં માત્ર મારી ફરજ બજાવી છે.'

'પટેલ સાહેબ, મારો જાહેર સ્વીકાર કરશે તો એમની સામાજિક પ્રતિષ્ઠા પર ઘા થશે. કુટુંબમાં પણ ઝંઝાવાત ફેલાઈ જશે, છતાં એ તૈયાર થયા છે એ એમની ઉદારતા સૂચવે છે. હું નથી ઇચ્છતો

કે અમારે લીધે એમને સહન કરવું પડે. તમારી વાત સાભળ્યા પછી મારો એમના પ્રત્યેનો રોષ ઓગળી ગયો છે. એમને કહેજો કે મારે લીધે આટલું સહન ન કરે. ગાર્ગી મારી બહેન છે એ જાણ્યા પછી અમારા અંગે નિશ્ચિંત રહે. અમારા સંબંધો પૂરા થઈ જાય છે. હું તથા મારી માતા નામ વગરના સંબધો પર જીવીએ છીએ તેમ જીવી નાખીશું. એમની ઇચ્છા હશે તો અમે અમદાવાદ – વડોદરા છોડી દૂર દૂર જતા રહીશું.'

'મૌલિક, તારા વિચારો જાણી આનંદ થયો છે. તારામાં આવેલા પરિવર્તનની સાક્ષી તારા વિચારો પૂરે છે.'

'મારો સ્વીકાર કરવાથી મારી માતાનો પત્ની તરીકે સ્વીકાર કરી શકવાના નથી.'

'લગ્ન કરી અપનાવી નહીં શકે છતાં માધવીબહેનને થોડો ઘણો ન્યાય કર્યાનો સંતોષ તો જરૂર મેળવી શકશે. પૂર્ણ ન્યાય આ પરિસ્થિતિમાં શકય નથી. તારી પાછળ નટુભાઈનું નામ લાગશે એ નાનીસૂની વાત નથી. તું કાયદેસરનો વારસ બની શકીશ. કંપનીના નોકર તરીકે નહીં, પણ એક માલિક તરીકે તારી સામાજિક પ્રતિષ્ઠા વધી જશે. માનવીય સંબંધો અનેક સ્વરૂપે આકાર લેતા હોય છે. સમાજમાં થોડો ખળભળાટ થશે, પછી શમી જશે.'

'પણ પટેલ સાહેબને ઘણું સહન કરવું પડશે.'

'એ એમનું પ્રાયશ્ચિત્ત હશે. હવે તારે પટેલ સાહેબ નહીં પણ પણ પપ્પા કહેવું જોઈએ.'

'જયાં સુધી પટેલ સાહેબ મને 'બેટા' તરીકે સંબોધે નહીં ત્યાં સુધી હું એમને 'પપ્પા' કેવી રીતે કહી શકું?' મૌલિકના અવાજમા ક્ષોભ હતો.

'આજે રાતે પરિવાર સમક્ષ બધી જ પરિસ્થિતિ સ્પષ્ટ કરીશું. આવતી કાલે નટુભાઈ પિતા તરીકે તને મળવા આવશે,

પુત્ર તરીકે સંબોધશે, પછી?'

'પછી કોઈ પ્રશ્ન નથી.'

'તે પહેલાં તું ગાર્ગીને બહેન તરીકે સંબોધ અને ગાર્ગી તને ભાઈ કહે'.

'ગાર્ગી, મારી બહેન!'

'મૌલિક, મારા ભાઈ!'

જટાશંકરની આંખો ભીની બની.

'ગાર્ગી, રક્ષાબંધનના દિવસે જ રક્ષા બંધાય એવું નથી. પ્રેમનો કોઈ પણ તાંતણો રક્ષા બની શકે છે.' જટાશંકરે ગજવામાંથી નાડાછડી કાઢી ગાર્ગીના હાથમાં આપતાં કહ્યું, 'લે, આ પવિત્રતાના પ્રતીકને શુભેચ્છા સાથે મૌલિકના હાથે બાંધી દે.' જટાશંકર પૂર્વતૈયારી રૂપે નાડાછડી લાવ્યા હતા.

ગાર્ગીએ નાડાછડી મૌલિકના કાંડા પર બાંધી દીધી.

મૌલિકે ગજવામાંથી અગિયાર રૂપિયા કાઢી, ગાર્ગીના હાથમાં મૂકતાં કહ્યું, 'ગરીબભાઈની શ્રીમંત બહેનને નાનકડી ભેટ.'

'મારે મન અગિયાર લાખ બરાબર છે.'

જટાશંકર સંબંધોનું નવું સ્વરૂપ જોઈ ગદ્‌ગદિત બની ગયા, 'ઈશ્વર તમારું કલ્યાણ કરે.'

'અન્કલ, સવારનું ખાધું નથી. ભૂખ લાગી છે.' ગાર્ગી બોલી, 'તમને ભૂખ નથી લાગી?'

જટાશંકર હસી પડ્યા, 'ભૂખ મરી ગઈ હતી. હવે બરાબરની ઊઘડી છે. ચાલો, કોઈ હોટલમાં નાસ્તો કરીએ. કોઈ સરસ હોટલમાં લઈ જા.'

ગાર્ગી કાર ચલાવતી હતી. જોડે મૌલિક બેઠો હતો. પાછળ જટાશંકર બેઠા હતા.

હોટલમાં નાસ્તો કરીને જટાશંકર અને ગાર્ગી ઑફિસમાં આવ્યાં.

'ગાર્ગી, તું આટલી સમજશક્તિ દાખવીશ એની કલ્પના નહોતી '

'અન્કલ, અત્યાર સુધી મનની મરજી મુજબ બિન્દાસ રીતે જીવી છું. આ બનાવે મને ભાન કરાવ્યું છે કે જીવન એક ગંભીર સમસ્યા પણ છે.'

'ગાર્ગી, ખરી મુશ્કેલી તો રાતે તમારા પરિવાર સમક્ષ પરિસ્થિતિનો સ્ફોટ કરીશ ત્યારે ઊભી થશે. નિર્દોષ મંજુલાબહેનના આઘાતની કલ્પના કરતાં હું ધ્રૂજી ઊઠું છું.'

'મમ્મી ખૂબ સરળતાથી જીવી છે. પપ્પા માટેનો એમનો પ્રેમ મેં જોયો છે. પપ્પાના ભૂતકાળની વાત સાંભળી પ્રચંડ આઘાત અનુભવશે.'

'મંજુલાબહેનને આઘાત પહોંચાડવાનું કામ મારે કરવાનું છે. તારે એમાં મદદ કરવાની છે. નટુભાઈ પણ દુઃખી થઈ જશે. આ ભારેલી પરિસ્થિતિ સ્પષ્ટ થવી પણ જરૂરી છે. નટુભાઈનો ખાસ આગ્રહ છે. આ પરિસ્થિતિનો બોજો હવે ઊંચકી શકતા નથી.'

'હું મમ્મીને સમજાવવાનો પ્રયત્ન કરીશ.'

સાંજે ઑફિસ છૂટ્યા પછી ગાર્ગી અને જટાશંકર બંગલે પાછા ફરતાં હતાં.

જટાશંકર રાતના વિચારે અસ્વસ્થ હતા, 'પ્રણવ અને રીનાનું સમાધાન થઈ ગયું, મૌલિક અને ગાર્ગીએ સંબંધોનો નવો વળાંક સ્વીકારી લીધો...અત્યાર સુધી બધું સરળતાથી પાર ઊતર્યું હતું... હવે પછીના થોડા કલાકોમાં થનાર વિસ્ફોટ કેવો હશે? દુનિયામાં નિર્દોષતા દંડાય છે એ મોટી કરુણતા છે. બિચારાં મંજુલાબહેન!'

જટાશંકરની ભીતરમાંથી અવાજ આવ્યો, 'જટાશંકર, નટુભાઈ જેવો માણસ માધવી અને મૌલિકના સંબંધોનો જાહેર સ્વીકાર કરી, વર્ષો પહેલાના કૃત્યનું પ્રાયશ્ચિત્ત કરે છે. તું આ 'માં સક્રિય ભાગ ભજવે છે. તારા વિચારો પ્રગતિશીલ બન્યા

છે, પણ એ બીજા માટે. તું સ્વયં એનો અમલ કરી શકીશ? તું તો ધર્મભીરુ માણસ છે. તેં પણ રેવતીને અન્યાય કર્યો છે. માત્ર એની સારવારના પૈસા ખર્ચીને પ્રાયશ્ચિત્તનો સંતોષ મેળવીશ? તું એકલો છે... રેવતી એકલી છે... એના તરફ તારું કોઈ કર્તવ્ય નથી? બીજાના પ્રાયશ્ચિત્તના સાક્ષી બનનારે પણ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, પોતાનાં કર્મોનું, એમ તને નથી લાગતું? કે પછી પોથી-માંનાં રીંગણાં...?'

જટાશંકરે ધ્રુજારી અનુભવી, 'ખરી વાત છે. મારે રેવાનો વિચાર કરવો જોઈએ...એ સ્વમાનશીલ સ્ત્રીએ નિઃસહાય અવસ્થામાં-ય કદી મારી સમક્ષ કોઈ માગણી કરી નથી. લાગણીની સંજીવની પર જીવી છે.'

કાર બંગલાના કંપાઉન્ડમાં પ્રવેશી.

*

રાતના જમી પરવારીને નટુભાઈના વચલા બંગલામાં આખું કુટુંબ એકઠું થયું હતું. નટુભાઈએ બધાંને એકઠાં કર્યાં હતાં—

જટાશંકરે ઑફિસેથી આવી, નટુભાઈને કહ્યું હતું, 'મૌલિક અને ગાર્ગીના સંબંધો સપાટી પરના હતા. ખૂબ સમયસર એમના સંબંધોની જાણ થઈ હતી. જો, વિલંબ થયો હોત તો લોહીના સંબંધોથી અજ્ઞાત મૌલિક અને ગાર્ગી યૌવનસહજ આવેશમાં આગળ વધતા રહેત અને સંબંધોની પરાકાષ્ઠાએ જાણ થઈ હોત તો કલંકિત સંબંધોનું એક કરુણ પ્રકરણ સર્જાત. મૌલિક અને ગાર્ગીએ આઘાતની કળ વળતાં ભાઈ-બહેન તરીકે સંબંધો સ્વીકારી લીધા છે.

મૌલિકમાં ભારે પરિવર્તન આવ્યું છે. એણે કહ્યું હતું કે, પટેલ સાહેબ અમારો જાહેર સ્વીકાર કરશે તો એમને ઘણું સહન કરવું પડશે. હું અને મારી માતા દૂર દૂર ચાલ્યાં જઈશું. એમની આબરૂને આંચ નહીં આવવા દઈએ.'

'મૌલિકમા સમજદારી પ્રગટી છે એ સૂચવે છે કે, મૌલિક લાઈન પર આવતો જાય છે.'

'ગાર્ગીના પ્રેમને આભારી છે. મૌલિકે વ્યસનો છોડી દીધાં છે. એના હાવભાવ અને વર્તનમાં ઘણું પરિવર્તન આવ્યું છે. એ કહે છે જ્યાં સુધી પટેલ સાહેબ મને 'બેટા' તરીકે સંબોધશે નહીં ત્યાં સુધી હું એમને 'પપ્પા' કહી શકીશ નહીં', છતાં એમને અમારો સ્વીકાર ન કરવો હોય તો મને વાંધો નથી.'

'જટાશંકરભાઈ, રત્નસુંદર વિજયજીના વાકયે મારા પર ઘેરી અસર કરી છે, ("આ જગતમાં એક પાપ એવુ મોટું નથી કે જેને પશ્ચાત્તાપ નાનું ન બનાવી શકે. તો એક પાપ એવું નાનું નથી કે જેને વારંવારનુ સેવન મોટું ન બનાવી શકે...') મારે પશ્ચાત્તાપ કરીને માધવી અને મૌલિકને કરેલા અન્યાયના પાપને નાનુ બનાવી દેવું છે. આવી તક વારંવાર આવતી નથી.

હું મૌલિકનો આવતી કાલે જ પુત્ર તરીકે સ્વીકાર કરીશ. એને 'બેટા !' કહી એના મુખેથી 'પપ્પા !' સાભળીશ. પિતા હયાત હોવા છતા જે ઉંમરે મૌલિકને પપ્પાની જરૂર હતી તે ઉંમરે એને વંચિત રાખ્યા મે એને અન્યાય કર્યો છે. માધવીને પત્નીત્વ ન બક્ષીને મેં એનો પણ અપરાધ કર્યો છે. 'એ વાતની વેદના સતત મારા કાળજાને કોરતી રહી છે. પશ્ચાત્તાપના અગ્નિમાં સિઝાતો રહ્યો છુ. ગમે તે પરિણામ આવે, હું મૌલિકને મારું નામ તો જરૂર આપીશ.

મારા કૃત્યનુ પ્રાયશ્ચિત્ત કરી, અંતરનો બોજ હળવો કરી લેવો છે. માધવીને ભલે વિધિવત્ ન અપનાવી શકું છતાં એની સાથેના સંબધોને પ્રકાશમાં લાવી, એના લલાટ પરનુ કલંક ભૂંસવુ છે. દેવસાક્ષીએ મેં એની સાથે લગ્ન કર્યાં છે. મારી આબરૂ ખાતર એણે આટલાં વર્ષો ખૂબ સહન કર્યું છે. મારે કહેવું છે, બધાને કહેવું છે કે, માધવીના પુત્રનો હું પિતા છુ. ગમે તેવા પ્રત્યાઘાતો સહેવાની મારી તૈયારી છે.'

'નટુભાઈ, તમારામા પણ ભારે પરિવર્તન આવી ગયું છે. દેવદર્શન, પૂજા–સેવા કર્યા વગર પણ તમે ધર્મનિષ્ઠા, નીતિ-નિષ્ઠા અને કર્મનિષ્ઠા તરફ વળ્યા છો. આવી હિંમત ભાગ્યે જ કોઈ કરી શકે'

'તમારા જીવન અને વિચારોના સંપર્કમાં આવ્યા પછી મારામાં નિર્વેદની લાગણી જન્મી હતી. ઘણાવાર વિચાર આવતો,

[૨૯]

રાતના જમી પરવારીને નટુભાઈના વચલા બંગલામાં આખું કુટુંબ એકઠું થયું હતું. નટુભાઈએ બધાંને એકઠાં કર્યાં હતાં—

જટાશંકરે ઓફિસેથી આવી, નટુભાઈને કહ્યું હતું, 'મૌલિક અને ગાર્ગીના સંબંધો સપાટી પરના હતા. ખૂબ સમયસર એમના સંબંધોની જાણ થઈ હતી. જો, વિલંબ થયો હોત તો લોહીના સંબંધોથી અજ્ઞાત મૌલિક અને ગાર્ગી યૌવનસહજ આવેશમાં આગળ વધતા રહેત અને સંબંધોની પરાકાષ્ઠાએ જાણ થઈ હોત તો કલંકિત સંબંધોનું એક કરુણ પ્રકરણ સર્જાત. મૌલિક અને ગાર્ગીએ આઘાતની કળ વળતાં ભાઈ–બહેન તરીકે સંબંધો સ્વીકારી લીધા છે.

મૌલિકમાં ભારે પરિવર્તન આવ્યું છે. એણે કહ્યું હતું કે, પટેલ સાહેબ અમારો જાહેર સ્વીકાર કરશે તો એમને ઘણું સહન કરવું પડશે. હું અને મારી માતા દૂર દૂર ચાલ્યાં જઈશું. એમની આબરૂને આંચ નહીં આવવા દઈએ.'

'મૌલિકમાં સમજદારી પ્રગટી છે એ સૂચવે છે કે, મૌલિક લાઇન પર આવતો જાય છે.'

'ગાર્ગીના પ્રેમને આભારી છે. મૌલિકે વ્યસનો છોડી દીધાં છે. એના હાવભાવ અને વર્તનમાં ઘણું પરિવર્તન આવ્યું છે. એ કહે છે જ્યાં સુધી પટેલ સાહેબ મને 'બેટા' તરીકે સંબોધશે નહીં ત્યાં સુધી હું એમને 'પપ્પા' કહી શકીશ નહીં, છતાં એમને મારો સ્વીકાર ન કરવો હોય તો મને વાંધો નથી.'

'જટાશંકરભાઈ, રત્નસુંદર વિજયજીના વાક્યે મારા પર ઘેરી અસર કરી છે, ('આ જગતમાં એક પાપ એવું મોટું નથી કે જેને પશ્ચાત્તાપ નાનું ન બનાવી શકે. તો એક પાપ એવું નાનુ નથી કે જેને વારંવારનુ સેવન મોટું ન બનાવી શકે...') મારે પશ્ચાત્તાપ કરીને માધવી અને મૌલિકને કરેલા અન્યાયના પાપને નાનું બનાવી દેવું છે. આવી તક વારંવાર આવતી નથી.

હું મૌલિકનો આવતી કાલે જ પુત્ર તરીકે સ્વીકાર કરીશ. એને 'બેટા !' કહી એના મુખેથી 'પપ્પા !' સાભળીશ. પિતા હયાત હોવા છતા જે ઉંમરે મૌલિકને પપ્પાની જરૂર હતી તે ઉંમરે એને વંચિત રાખ્યો મેં એને અન્યાય કર્યો છે. માધવીને પત્નીત્વ ન બક્ષીને મેં એનો પણ અપરાધ કર્યો છે. 'એ વાતની વેદના સતત મારા કાળજાને કોરતી રહી છે. પશ્ચાત્તાપના અગ્નિમાં સિઝાતો રહ્યો છું. ગમે તે પરિણામ આવે, હુ મૌલિકને મારું નામ તો જરૂર આપીશ.

મારા કૃત્યનુ પ્રાયશ્ચિત્ત કરી, અંતરનો બોજ હળવો કરી લેવો છે. માધવીને ભલે વિધિવત્ ન અપનાવી શકું છતાં એની સાથેના સંબંધોને પ્રકાશમાં લાવી, એના લલાટ પરનુ કલંક ભૂંસવુ છે. દેવસાક્ષીએ મેં એની સાથે લગ્ન કર્યાં છે. મારી આબરૂ ખાતર એણે આટલાં વર્ષો ખૂબ સહન કર્યું છે. મારે કહેવું છે, બધાને કહેવુ છે કે, માધવીના પુત્રનો હું પિતા છું. ગમે તેવા પ્રત્યાઘાતો સહેવાની મારી તૈયારી છે.'

'નટુભાઈ, તમારામા પણ ભારે પરિવર્તન આવી ગયું છે. દેવદર્શન, પૂજા–સેવા કર્યા વગર પણ તમે ધર્મનિષ્ઠા, નીતિ-નિષ્ઠા અને કર્મનિષ્ઠા તરફ વળ્યા છો. આવી હિંમત ભાગ્યે જ કોઈ કરી શકે.'

'તમારા જીવન અને વિચારોના સંપર્કમાં આવ્યા પછી મારામાં નિર્વેદની લાગણી જન્મી હતી. ઘણાવાર વિચાર આવતો,

'આ બધું કોના માટે હું કરી રહ્યો છું. અતિ સમૃદ્ધિથી ઓચાઈ ગયો છું. હું મારા માટે જીવ્યો છું? જીવ્યો છું તો કેવું જીવ્યો છું? મારા આત્માને તૃપ્તિ થાય એવુ જીવ્યો છું? માધવી અને મૌલિકને કરેલો અન્યાય સતત મને ડંખ્યા કરે છે. આવતી કાલે આંખો મીંચાઈ જાય તો એક અકથ્ય મૂઝવણ લઈને આ ભૌતિક દુનિયા છોડવી? આથી મારા સંતોષ ખાતર પણ માધવી અને મૌલિકને અપનાવી લેવા જોઈએ. મારા કર્મોથી નાસી નાસીને ક્યાં નાસવાનો હતો? હુ જયા જઈશ ત્યા મારા કર્મો સાથે જ આવશે. શું મારે સદા કર્મોના અગ્નિમાં સિઝાઈને જીવવું? પ્રાયશ્ચત્ત દ્વારા કર્માને ભસ્મીભૂત કરવા મથું છું. કદાચ, એ જ મારા અત્યાર સુધીના જીવનનું ઉદ્દાત્ત કાર્ય હશે.'

જટાશંકર અહોભાવથી નટુભાઈને જોઈ રહ્યા.

'આખું કુટુંબ મારા કલંકિત અતીતની કથા સાંભળવા ઉપસ્થિત રહેશે. એક ગાર્ગી જ વડોદરા છે. એને પણ શા માટે બોલાવી ન લેવી? જેથી એના મનના સમાધાન માટે આખી કથાનું પુનરાવર્તન ન કરવું પડે.'

'ગાર્ગીને પણ બોલાવી લો. ગાર્ગીના મનની ગૂંચો ઊકલે એ પણ જરૂરી છે.'

નટુભાઈએ લાઇટનિંગ કોલ કરી, ગાર્ગીને તરત અમદાવાદ આવી જવા જણાવ્યું, 'બધાંની તબિયત સારી છે. કોઈ ચિંતાનો પ્રશ્ન નથી, છતાં મહત્ત્વની કૌટુંબિક સમસ્યાના નિરાકરણ સમયે તારી હાજરી અનિવાર્ય છે.'

ડ્રોઇંગરૂમમાં નટુભાઈનો મોટા પુત્ર નિહાર, એની પત્ની નીમા, ગગન, રીના, પ્રણવ, ગાર્ગી અને મંજુલાબહેન ઉપસ્થિત હતાં. ગાર્ગીની રાહ જોવાતી હતી.

ગાર્ગી પણ આવી પહોંચી. બધાંને એકઠાં થયેલા જોઈ તેણે ટુભાઈને સામે મૂંઝવણભરી દષ્ટિએ જોયું.

નટુભાઈએ કહ્યું, 'જમી લે.'

'જમવાની ઇચ્છા નથી.'

ગાર્ગી પાણીના ગ્લાસ લઈ આવી, મંજુલાબહેનની જોડે બેસી ગઈ.

'એવી શી વાત છે?' નિહારે પૂછ્યું.

'જટાશંકરભાઈ જે વાત કરે તે સ્વસ્થતાથી સાંભળજો. મને સ્પર્શતી વાત તમને બધાંને પણ સ્પર્શે છે. હું મારા મોઢેથી કહી શકું એમ નથી એટલે એ કપરું કામ મેં જટાશંકરભાઈને સોંપ્યું છે.'

બધાંની નજર જટાશંકર પર સ્થિર થઈ.

'હું વાત કરું ત્યારે વચમાં કોઈએ બોલવાનું, પૂછવાનું કે અભિપ્રાય આપવાનું કામ કરવાનું નથી, વાત પૂરી થયા પછી પ્રત્યાઘાત આપવાની છૂટ છે. આ વાત જેટલી ગંભીર છે એટલી અણગમતી પણ છે.' જટાશંકરે કહ્યું.

'જટાશંકરભાઈ, અમારા સૌના માધ્યમ બની જે કહેવું હોય તે કહો.' મંજુલાબહેને આછું સ્મિત વેર્યું.

જટાશંકરે નટુભાઈના માધવી અને મૌલિક સાથેના સંબંધો મૌલિક અને ગાર્ગીના સંબંધો વિશે વિગતે વાત કરી, મૌલિકને પિતાનું નામ આપવાના નટુભાઈના નિર્ણયની જાણ કરી.

નટુભાઈ જેલમાંથી નાસી છૂટેલા પાકા કેદી હોય એમ બધાંની નજર નટુભાઈને વીંધી રહી. બધાનાં ચહેરા પર ગંભીરતા હતી. આંખોમા વેદના હતી, 'તમે...તમે...આવા...?'

નટુભાઈના ચહેરા પર સ્થિતપ્રજ્ઞની શાંતિ હતી.

'મંજુલાબહેન અસ્વસ્થ બની રડી પડશે', એવી જટાશંકરની માન્યતા ખોટી પડી.

મંજુલાબહેન સ્વસ્થ હતાં.

'પપ્પા, અમે મૌલિકનો વારસદાર તરીકે સ્વીકાર કરતા નથી.'

ગગને રોષથી કહ્યું, 'તમારા પાપનું અમારે ફળ ભોગવવાનું ?'

'ગગનની વાત બરાબર છે.' નિહારે કહ્યું, 'પપ્પાની પ્રતિષ્ઠા...'

'ગગન, નિહાર, તમને તમારા પિતા સામે એક શબ્દ ઉચ્ચારવાનો અધિકાર નથી. નિહાર, તું મોટો છે, છતાં તને તારા સંસાર અને બાપના પૈસા સિવાય કશામાં રસ નથી. બાપનો આટલો મોટો બિઝનેસ ન હોત તો તું ક્યારનો સ્વતંત્ર થઈ ગયો હોત. નજીક હોવા છતાં તારી લાગણીનો અમે અનુભવ કર્યો નથી. તું દૂર હોત તો અને બાપ ગરીબ હોત તો તેં બાપ સામે જોવાની પણ તમા ન રાખી હોત.'

મંજુલાબહેનના અવાજમાં તીખાશ હતી, 'એક ભાગીદાર ઊભો થાય છે ત્યારે તમારે બાપની પ્રતિષ્ઠાની ઢાલ ધરવી છે ?'

જટાશંકરે કલ્પેલું, મંજુલાબહેન આઘાતથી વલવલી ઊઠશે એના બદલે મંજુલાબહેનને નટુભાઈનું ઉપરાણું લેતાં જોઈ જટાશંકરે અને ઉપસ્થિત બધાંએ કલ્પનાતીત આશ્ચર્ય અનુભવ્યું.

ખુદ નટુભાઈએ પણ મંજુલાબહેનના આ સ્વરૂપની કલ્પના કરી નહોતી,

'ગગન, તેં આટલી ઉંમર સુધી બાપના પૈસે ક્લબોમાં રખડી ખાવા સિવાય બીજું શું કામ કર્યું છે ? બાપનો પૈસો ન હોત તો રસ્તે રખડી ખાતો હોત. મિલકત તારા બાપે કેટલી મહેનતથી પ્રાપ્ત કરી છે એ હું પણ જાણું છું. તમારા બાપ ધારે તો એમની મિલકતમાંથી એક દસિયોય તમને ન આપે એ જાણે છે ? તું જાતે જ પંથભૂલેલો યુવાન છે, તારા બાપ સામે આંગળી ચીંધવાનો તને અધિકાર નથી, સમજ્યો ?'

'પણ મમ્મી...તને થયેલા અન્યાયનો તો વિચાર કર...' ગગન બોલ્યો.

'એ પ્રશ્ન મારો છે. તારા બાપે મને કોઈ અન્યાય કર્યો નથી.

એ ધારત તો આખી પરિસ્થિતિ પર પડદો પાડી શકત, છતાં એમણે આખા પરિવાર સમક્ષ પોતાની ભૂલનો સ્વીકાર કરવાની હિંમત બતાવી છે. એ એમના હૃદયની પારદર્શકતા સુચવે છે.'

'મંજુ!' નટુભાઈની આંખો ભીની બની, 'તારે મને ઠપકો નથી આપવો? તને તો અધિકાર છે. બીજી સ્ત્રી સાથે સંબંધ રાખી મેં તને છેતરી છે.'

'તમે કદી માધવીને નિમિત્ત બનાવી મારી સાથે ઝઘડો કર્યો નથી. તમે તો મારા પ્રત્યે અને માધવી પ્રત્યે સમતોલ ફરજ બજાવી છે. એક સ્ત્રી તરીકે મને માધવી પ્રત્યે સહાનુભૂતિ છે. એની સહનશીલતા માટે માન છે. એક કુંવારી માતા તરીકે પુત્ર સાથે જીવનનાં એકવીસ વર્ષ કેમ કેમ વિતાવ્યાં હશે એની કલ્પના કરું છું અને ધ્રૂજી ઊઠું છું. એણે કદી પોતાનો હક્ક માગી, આપણા દામ્પત્યજીવનમાં ખલેલ પહોંચાડી નથી. પુત્ર સમક્ષ પિતાનું નામ પ્રગટ કર્યું નથી. ગાર્ગી અને મૌલિકના સંબંધો ન બંધાયા હોત તો આ વાત પર હજુ અંધારપટ છવાયેલો હોત. ખરું તો માધવીએ સહન કર્યું છે. મેં તો એમની સમૃદ્ધિનો લાભ લીધો છે. કારણ કે હું એમની સામાજિક પત્ની છું જ્યારે માધવી શ્રદ્ધાની પત્ની છે. મને સંતોષ છે કે એમણે માધવી પ્રત્યે પણ ફરજ બજાવી છે. એને તરછોડી દીધી હોત તો મને એમના માટે આટલું માન ન હોત. તમે બધાં એમ જાણો છો કે, માધવી સાથેના એમના સંબંધોથી હું અજાણ છું?' મંજુલાબહેનના શબ્દોમાથી ઝનૂન ટપકતું હતું.

જટાશંકરે મંજુલાબહેનને મનોમન વંદન કર્યું, 'એક સ્ત્રી આટલી સમજદાર, આટલી સમર્પણશીલ હોઈ શકે? મને શાસ્ત્રોનું જ્ઞાન છે, ધાર્મિક વિધિઓ અને ક્રિયાકાંડોનું જ્ઞાન છે, પણ સંસારના આ જ્ઞાનથી હું અનભિજ્ઞ રહ્યો છું. શાસ્ત્રોનું સ્થાન એની જગ્યાએ છે, વ્યવહારનું સ્થાન એની જગ્યાએ છે. વ્યવહારસં

ધર્મની નીતિમત્તા ભળે તો જીવનના અડધા રાગ – દ્વેષ – સ્વાર્થ શમી જાય. મંજુલાબહેનમાં સમર્પણનું ઝનૂન પ્રગટ્યું છે.'

'મંજુ, તું અમારા સંબંધોથી વાકેફ હતી ?'

'હા, વર્ષો પહેલાં માધવીએ લખેલો પત્ર ઘેર આવ્યો હતો, તમે બિઝનેશ ટૂર પર હતા. જિજ્ઞાસાને વશ થઈ જાય એ પત્ર વાંચવાનો મેં અપરાધ કર્યો હતો. પત્ર ફાડી નાખીને, તમને ન પહોંચાડીને મેં બીજો અપરાધ કર્યો હતો. મને પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો હતો, પણ જેમ એમણે કદી માધવીનો ઉલ્લેખ કર્યો નહોતો, તેમ હું પણ આ વાતને ગળી ગઈ હતી. એમની રિબામણ મેં જોઈ છે, તમે બધાંએ તો એમની સમૃદ્ધિ જોઈ છે. એનો લાભ લીધો છે. એમણે બધાંને પોતપોતાની રીતે જીવવાં દીધાં છે. બધાંની જુદી જુદી સમસ્યાઓનો બોજ હસતા મોઢે ઊંચક્યો છે.

એક પત્ની તરીકે હું મૌલિકનો સ્વીકાર કરું છું અને મૌલિકનો સ્વીકાર કરવાની એમને સંમતિ આપું છું. માધવીનો પણ એકની શ્રદ્ધાની પત્ની તરીકે સ્વીકાર કરું છું.'

જટાશંકરભાઈએ પરિસ્થિતિનો સમયસર સ્ફોટ કર્યો એ પણ સારું કર્યું છે. તમે બધાં પણ આ પરિસ્થિતિનો સ્વીકાર કરી લેજો—'

'મંજુ, ભાગ્યે જ કોઈ સ્ત્રી આટલી ઉદારતા બતાવી શકે. તેં મને ક્ષમા કરીને તારી જાતને વિરાટ બનાવી છે, હું મારી જાતને વામન સમજું છું.'

'આવી વાત કરી મને દોષિત ન બનાવશો. તમે તો મને સુખના સિંહાસન પર બેસાડી છે. મારે મન તમારું સ્થાન દેવતુલ્ય છે.'

નટુભાઈની આંખોમાંથી અશ્રુધારા છૂટી.

જટાશંકરને મંજુલાબહેનમાં દેવીનો સાક્ષાત્કાર થયો. 'નારીનું દૈવી સ્વરૂપ આવું હશે ?'

'અને છેલ્લે બધાંની હાજરીમાં કહું છું કે, આવતી કાલે મારી આંખો મીચાઈ જાય તો માધવીનો પત્ની તરીકે વિધિસર સ્વીકાર કરજો. તો મારા આત્માને શાંતિ થશે. તમે બધાં જાવ. મારે ઊંઘવું છે. આજે હું ખૂબ પ્રસન્ન છું.'

જટાશંકરને લાગ્યું, 'માધવીના સ્વીકારની વાત ઉચ્ચારી મંજુલાબહેને સમર્પણના મંદિર પર સુવર્ણકળશ ચડાવ્યો છે.'

નિહાર નીમા અને પુત્ર સાથે પોતાના બંગલામાં ચાલી ગયો.

'જટાશંકરભાઈ, એમને સાચવજો. દિલના ખૂબ ભોળા અને ઉદાર માણસ છે.'

'જરૂર.'

'હવે ખૂબ થાકી ગઈ છું, થોડા દિવસમાં આરામ લેવા ચાંણોદ આવવું છે.'

'જરૂર આવો. બધી વ્યવસ્થા થઈ જશે.'

જટાશંકર નિહાર અને રીના ત્રીજા બંગલામાં આવ્યાં

જટાશંકરે ઈશ્વરનો આભાર માન્યો. પ્રણવ – રીના, મૌલિક–ઞાર્ગી, મંજુલાબહેન – નટુભાઈ – માધવીના સંબંધોનુ ગૂંચવાયેલુ કોકડું આટલી સહજતાથી ઊકલી જશે એની કલ્પના નહોતી. મંજુલાબહેનને મનોમન વારંવાર વંદન કર્યાં.

જટાશંકરે શ્રમિત દેહને તાજગી આપવા મધરાતે સ્નાન કર્યું અને શ્રીકૃષ્ણનું નામરટણ કરતાં ઊંઘવા માટે આંખો મીંચી દીધી, 'પ્રભુ સર્વેનું કલ્યાણ કરજો.'

મળસ્કે જોરજોરથી બારણાં ખટખટાવવાનો અવાજ સાંભળી જટાશંકરની આંખો ઊઘડી ગઈ.

ધોતિયા પર ઝભ્ભો પહેરી, 'જય શ્રીકૃષ્ણ' બોલી, જટાશંકરે બારણું ખોલ્યું.

પ્રણવ અને રીના રડમસ ચહેરે ઊભેલાં હતાં.

'મમ્મી...!' રીનાએ ધ્રુસકું મૂક્યું.

'શું થયું ?'

'પપ્પાનો ફોન હતો. મમ્મીનું હાર્ટફેઈલ...'

જટાશંકર, પ્રણવ અને રીના ઝડપથી વચલા બંગલામાં પ્રવેશ્યા.

પલંગ પર મંજુલાબહેનનો નિશ્ચેષ્ટ દેહ લંબાઈને પડેલો હતો. તેમના ચહેરા પર પ્રસન્નતા મહોરેલી હતી.

'આખી રાત ખૂબ આનંદથી વાતો કરી અને મારા ખોળામાં માથું નાખી દીધું...' નટુભાઈના કંઠમાં ડૂસકું અવરોધાયું.

જટાશંકરે નાડી જોઈ, વિષાદથી કહ્યું, 'ચૈતન્ય વિલુપ્ત થયું છે. પાર્થિવ દેહ પંચમહાભૂતોમાં ભળી ગયો છે. જીવન પૂરું થયું.'

નિહાર નીમા અને પુત્ર સાથે આવી પહોંચ્યો.

ગાર્ગી અને માર્ગીની આંખો ભીની હતી

હાર્ટ સ્પેશ્યાલિસ્ટ ડૉ. દલાલ આવી પહોંચ્યા.

નાડી જોઈ, સ્ટેથોથી ધબકાર માપ્યા, મસાજ કર્યું અને બોલ્યા, 'સોરી, માસિવ એટેક આવી ગયો છે.'

ડૉ. દલાલ ચાલી ગયા–

ગાર્ગી મંજુલાબહેનના શરીરને વળગી ધ્રુસકે ધ્રુસકે રડી પડી. માર્ગી, નીમા, નિહાર ગગનનાં ડૂસકાં ધબકી ઊઠ્યાં.

નટુભાઈ અવાચક બની મંજુલાબહેનના અચેતન દેહને તાકી રહ્યા.

જટાશંકરની આંખો પણ ભીની બની, 'મંજુલાબહેનનો આત્મા અનંતની સફરે ઊપડી ગયો, 'ગીતા'માં કહ્યું છે, આત્મા અમર છે. એને બાળી શકાતો નથી, ભીંજવી શકાતો નથી, સૂકવી શકાતો નથી. આત્માએ ઘર બદલ્યું છે, કોઈ પણ જાતના કષ્ટ વગર, વ્યાધિ વગર, પ્રસન્નતાથી ભાગ્યશાળી જ જીવન મૂકી શકે છે. એમને એમના મૃત્યુની આગાહી થઈ ચૂકી હતી એ કાલ

રાતના એમના શબ્દો પરથી લાગે છે. પુણ્યશાળી આત્માને જ અગમનાં એંધાણુ વરતાય છે.' જટાશંકર આત્માની શાંતિ અર્થે આંખો મીંચી '૩ઁ શાંતિઃ શાંતિઃ શાંતિઃ'ના મંત્રો જપવા લાગ્યા.

'કોઈ રડશો નહીં. મંજુ એક ભવ્ય જીવન જીવી ગઈ છે. જેટલું જીવન ભવ્ય હતું, મૃત્યુ પણ એટલુ જ ભવ્ય છે.' નટુભાઈ બોલ્યા.

'કોઈ સગાં–સંબંધીને ખબર કરવાની હોય તો...' જટાશંકર બોલ્યા.

'બધાં જ અમદાવાદમાં છે. બહારગામ કોઈ નથી.' માર્ગી બોલી, 'ફોન કરવા માંડીએ.'

જટાશંકરે ધરતી લીંપી, ગંગાજળ છંટકારી મંજુલાબહેનના દેહને ઠાઠડી પર સુવડાવ્યો.

ખબર પડી તેમ તેમ સગાં–સંબંધીઓ આવવા લાગ્યાં.

મંજુલાબહેનના દેહની પ્રદક્ષિણા કરી, ફૂલો ચડાવવા માંડ્યાં. ફૂલોથી દેહ ઢંકાઈ ગયો.

જટાશંકરે નટુભાઈને બાજુ પર બોલાવી કહ્યું, 'તમારે મંજુલાબહેનના આત્માની શાંતિ માટે માધવીનો પત્ની તરીકે અંગીકાર કરવાનો છે ને ?'

'મંજુ જીવતી હોત તો મેં એના અધિકારમાં ભાગ ન પડાવવા દીધો હોત. જોકે, માધવીએ કદી એવી લાલસા પ્રગટ કરી નથી. મારા જીવનમાં બન્ને ઉદાત્ત સ્ત્રી આવી હતી. એકે બીજીનો માર્ગ આનંદથી ખુલ્લો કરી આપ્યો. તમારા બધાંના ગયા પછી મંજુ એક જ વાત કહેતી હતી. કદાચ, મને 'કંઈ' થઈ જાય તો માધવીને મારી ક્રિયાપાણી પતી જાય પછી તરત અપનાવી લેજો. બિચારીએ ખૂબ સહન કર્યું છે. એક વર્ષ શોક પાળવાનો રિવાજ ખીંટીએ લટકાવી દેજો...'

'તો પછી તમે સ્મશાને ન આવશો.'

'અંતિમ વિદાય આપવા પણ ન આવું ?'

'અહીંથી આપી દેજો. શાસ્ત્રોમાં કહ્યું છે કે, બીજી સ્ત્રીનો સ્વીકાર કરનાર પુરુષ માટે પત્નીના અવસાન પ્રસંગે સ્મશાનમાં ન જવું જોઈએ.'

'પણ.. '

'મારું આટલું માનો.'

'ભલે.'

સગા-સંબંધીઓનાં ટોળાં કંપાઉન્ડમાં ઊભરાયાં.

સ્ત્રીઓ માર્ગી, ગાર્ગી, નીમા, રીના સાથે ટોળામાં ભળી ગઈ હતી.

ઠાઠડી બંધાઈ-ઊંચકાઈ-'રામ બોલો ભાઈ રામ...રામ નામ સચ હૈ'ના નાદો ગાજી ઊઠ્યા.

સપ્તર્ષિના ઓવારે ચિતા ખડકાઈ-

મોટા પુત્ર તરીકે નિહારે પૂળો મૂક્યો.

રાતે બધાં ડ્રોઇંગરૂમમાં એકઠાં થયાં હતાં.

'મંજુની ઇચ્છા મુજબ અંતિમ ક્રિયા ચાંણોદ કરવી છે.' નટુભાઈએ કહ્યું, 'ત્રિવેણીસંગમમાં અસ્થિવિસર્જન માટે નિહારને તમે લઈ જજો.'

'એની ચિંતા ન કરશો. ક્રિયાવિધિ હું કરાવીશ.'

'તમે ?'

'પ્રણવને પરણાવ્યો તો મંજુલાબહેનની વિધિ હું કરું એમાં વાંધો છે ? મંજુલાબહેન પર મારો અધિકાર નથી ? મારા મૂળ વ્યવસાયને વીસરી જાઉં તે પહેલાં તાજો કરી લઉં ને ?'

'ઠીક લાગે તેમ કરજો. ક્રિયાવિધિનો ભાર તમારા માથે.'

'તો આવતી કાલે હું વડોદરા જવા રવાના થાઉં ?' જટાશંકરે કહ્યું, 'સ્વસ્થતા રાખજો.'

'ભલે, માર્ગી પણ આવશે. અહીંના શોકગ્રસ્ત વાતાવરણમાં દુ:ખી થશે.'

સવારે વડોદરા જવા રવાના થતાં પહેલાં જટાશંકરે પ્રણવ-રીનાને કહ્યું, 'પ્રેમલગ્ન ન કર્યાં હોવા છતાં પ્રેમ કોને કહેવાય, એનું નટુભાઈ અને મંજુલાબહેનનું દામ્પત્યજીવન ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે. સમજશક્તિ, ઉદાર દૃષ્ટિબિંદુ અને સમર્પણની ભાવના સુખી દામ્પત્યજીવનનો રાજમાર્ગ છે. બાકી, કેવળ સમૃદ્ધિ સુખની જડીબુટ્ટી નથી.'

'અને એકબીજાને સમજીને રહીશું. સુખ નામનો પ્રદેશ અંતરમાં જ વસે છે એની ખાતરી થઈ. મમ્મીના મૃત્યુએ મારી આંખો ખોલી નાખી છે. આશીર્વાદ આપો, કાકાબાપુ!' રીનાએ વંદન કર્યાં.

પ્રણવે અનુકરણ કર્યું.

'કાકાબાપુ' શબ્દ સાંભળીને જટાશંકરનું હૈયું હરખાઈ ઊઠ્યું. તેમણે આશીર્વાદ આપ્યા, 'સર્વે સુખિનઃ સન્તુ । સર્વે ભદ્રાણિ પશ્યન્તુ ।'

જટાશંકર અને માર્ગીની અલગ અલગ કાર વડોદરાના માર્ગે દોડવા લાગી.

ડભાણની હોટલ આગળ બન્ને કાર ઊભી રહી.

માર્ગી અને જટાશંકરે ચા પીધી—

કારે ફરી ગતિ પકડી—

જટાશંકર ફ્લેટ પર આવ્યા ત્યારે એક કવર પડ્યું હતું.

'પ્રાર્થનાનો પત્ર,' જટાશંકર રવાના કરનારનું નામ જોઈ બબડ્યા. અને કવર ફોડી પત્ર પર નજર દોડાવી.

*

જટાશંકર પ્રાર્થનાનો પત્ર વાંચવા માંડ્યા –

પૂ. કાકાબાપુ,

શ્રીકૃષ્ણની કૃપાથી કુશળ હશો.

મારી નણંદ મલ્લિકાનું અંકુર નામના વણિક જ્ઞાતિના યુવાન સાથે સાદાઈથી લગ્ન કરી નાખ્યું છે. એટલે કોઈને બોલાવ્યા નથી એ તમારી જાણ માટે લખું છું.

લગનનો બચેલો ખર્ચ કોઈ યોગ્ય સંસ્થાને દાનમાં આપી દેવાની અમારા સર્વની ઇચ્છા છે. જ્યાં પૈસાનો સાચો ઉપયોગ થતો હોય, ખોરાકને બદલે ટ્રસ્ટીઓ–સંચાલકો પૈસા ખાતા ન હોય એવી સંસ્થા તમારા ધ્યાનમા હોય તો સૂચવશો. મારા શ્વસુરે આ અંગે તમને ખાસ લખાવ્યું છે.

આમ તો ખૂબ સુખી છું, પણ નિસર્ગની તબિયત વારંવાર બગડે છે એની ચિંતા રહ્યા કરે છે. જો કે, પૂર્ણ સુખ પૂર્ણ સત્યની જેમ અસ્તિત્વ ધરાવતું નથી એ જાણું છું એટલે મહદ્ અંશે મળેલા સુખથી સંતુષ્ટ છું.

મારી ચિંતા ન કરશો.

ક્યારેક તો ફોન દ્વારા અમારી ખબર લો. હું જાણું છું કે કંપનીનો ફોન મફત છે, છતાં એનો દુરુપયોગ કરવાની તમારી પ્રકૃતિ નથી.

ફોન ન કરો તો પણ પત્ર દ્વારા તો ખબર પુછાવી શકો ને?

તમારી કુશળતા પ્રાર્થું છું.

–પ્રાર્થનાનાં વદન

મલ્લિકાનાં અચાનક લગ્ન થઈ ગયાના સમાચારથી જટાશંકરને આશ્ચર્ય થયું. સાથે સાથે નિસર્ગની વારંવાર બગડતી તબિયતથી ચિંતા થઈ.

જટાશંકરે મુંબઈ ફોન જોડયો—

ફોન પર મનોજકુમારનો અવાજ આવ્યો :

'યસ, સ્પીકિંગ. મનોજકુમાર હીઅર.'

'હું જટાશંકર બોલું છું.'

'બોલો, બોલો, જટાશંકરભાઈ.'

'આજે પ્રાર્થનાનો પત્ર મળ્યો. મલ્લિકાનાં લગ્નના સમાચાર જાણ્યા. મલ્લિકાને અભિનંદન.'

'આ લગ્ન અચાનક લેવા પડયાં. પ્રાર્થનાએ આ લગ્ન કરાવી અમારી પ્રતિષ્ઠા બચાવી લીધી છે. પ્રાર્થના ખરેખર સંસ્કારી અને ઘડાયેલી છે, અમારા ઘરને પોતાનું ઘર બનાવી દીધું છે.'

'પરિણીત સ્ત્રીનો એ સાચો ધર્મ છે.'

'છતા ખૂબ ઓછી સ્ત્રીઓ આ ધર્મ બજાવે છે. તમારા સંસ્કારો એના જીવનમા ઊતર્યા છે.'

'નિસર્ગની તબિયત કેમ છે ?'

'સ્વસ્થ થાય છે, બગડે છે. હમણા હમણાં વધુ ખરાબ રહે છે.'

'મુંબઈમાં તો નામાંકિત હૉસ્પિટલો છે. નિષ્ણાત ડૉક્ટરો છે.'

'બોમ્બે હૉસ્પિટલ'માં ચેકિંગ કરાવવા માટે ડૉક્ટરની એપાઇન્ટમેન્ટ મળી ગઈ છે.'

'શી તકલીફ છે ?'

'કિડનીની તકલીફ છે. રિપોર્ટ આવે જણાવીશું. ચિંતા ન કરશો.'

'પ્રાર્થના અને નિસર્ગ સાથે વાત કરવી છે.'

'બન્ને બહાર ગયા છે.'

'મારી ખબર પૂછશો.'

'ભલે.'

જટાશંકરે રિસીવર મૂકી દીધું. મનોજકુમાર ચિંતા ન કરવાનું કહેતા હતા, છતાં નિસર્ગને કિડનીની તકલીફ છે એ વાત જાણી જટાશંકરને ચિંતા થઈ.

તૈયાર થઈને જટાશંકર ઑફિસે આવ્યા.

માર્ગી આવી ગઈ હતી. નવો માર્કેટિંગ મેનેજર અવિનાશ ફરજ પર હાજર થઈ ગયો હતો.

જટાશંકરને આધુનિક વસ્ત્રોનું વજન લાગ્યું. તેમનો જીવ મુઝાવા લાગ્યો. મંજુલાબહેનના આકસ્મિક મૃત્યુનો ઘા હજુ તાજો હતો.

માર્ગી જટાશંકરની કૅબિનમાં પ્રવેશી.

'પહેલાં મિસ્ટર પંડ્યા કહેતી હતી, પણ હવે તમે ઑફિસમાં ઉચ્ચ હોદ્દો ધરાવો છો. મારે તમને બીજાઓની જેમ 'પંડ્યા સાહેબ' કહેવું જોઈએ.'

('સંબોધનથી ઔપચારિકતા જળવાય છે, પણ અંતરનુ માન તો આચરણથી મળતુ હોય છે.')

'રીસ્પેક્ટ ઇઝ કમાન્ડેડ, નોટ ડિમાન્ડેડ એ અંગ્રેજી કહેવત હું જાણું છું, પણ ઑફિસમાં ઔપચારિકતા જળવાય એ પણ અત્યંત જરૂરી છે, હું તમને મિ. પંડ્યા કહીશ તો ઑફિસના કર્મચારીઓ પણ તમારી પીઠ પાછળ પંડ્યા કહી સંબોધન કરશે.'

'તમને ઠીક લાગે તેમ કરી શકો છો'

'મારે તમારી ક્ષમા માગવાની છે.' માર્ગીએ ક્ષોભથી કહ્યુ.

'શા માટે ?'

'માધવીબહેન અને તમારા સંબંધો પર શંકા કરી હું રોષથી ચાલી ગયેલી. પરિસ્થિતિ સ્પષ્ટ થતા લાગ્યું કે, તમે તો પપ્પા અને માધવીબહેન વચ્ચે કડીરૂપ હતા.'

'તમારી જગ્યાએ કોઈ પણ સ્ત્રી હોત તો ગેરસમજ કરી

બેસત. તમારો વાંક નથી. નટુભાઈએ મૌલિક અને ગાર્ગીના સંબંધોની માધવીને જ વાત કરવાનું સૂચન કર્યું હતું એટલે તમારી સમક્ષ વ્યવહારુ અસત્ય ઉચ્ચારવું પડેલું, 'હું રાતે રોકાયેલો છું.' માધવીબહેનને સર્જાયેલી સમસ્યાનો અણસાર આપવા મેં રાતે ફ્લેટ પર બોલાવેલાં અને તમે અચાનક આવી ચડ્યાં. હું તમારા આગમનથી અસ્વસ્થ બની ગયેલો. તમને રોકી નહોતો શક્યો. અરે રોક્યા હોત તો પણ તમારી સમક્ષ સમસ્યા રજૂ ન કરી શકત. તમારી ગેરસમજ દૂર થઈ તેથી આનંદ થયો. હવે ક્ષમા માગી મને શરમમા ન મૂકશો.'

'માધવીબહેનને મમ્મીના મૃત્યુની અને પપ્પાના નિર્ણયની જાણ કરી ?'

'ના.'

'તો હું જાઉં છું. તમે એમને જાણ કરી દો. મમ્મીની વાત સાચી છે. માધવીબહેનનું સમર્પણ મોટું છે.'

'તમે બેસો. તમારી હાજરીમા જ વાત કરીએ.' જટાશંકરે કહ્યું.

'મારી અનુપસ્થિતિમાં વાત કરો તો સારું.' ગાર્ગી ચાલી ગઈ.

જટાશંકરે માધવીને બોલાવી —

માધવીએ પૂછ્યું, 'પ્રશ્ન પતી ગયો કે વધુ ગૂંચવાયો છે ?'

'તમને જાણીને આનંદ થશે કે ગાર્ગીના પ્રેમે મૌલિકનાં બધાં વ્યસનો છોડાવી દીધાં છે. મૌલિક ખૂબ ઠરેલ અને સમજદાર બની ગયો છે...'

'મૌલિકે વ્યસનો છોડી દીધાં છે એ જાણી આનંદ થયો, પણ એના અને ગાર્ગીના સંબંધો...?'

'બન્ને પહેલાં તો મૂઢ બની ગયાં, પછી સમજી શક્યા કે ભાઈ-બહેનનાં લગ્ન શક્ય નથી. એમના પ્રેમની શરૂઆત હતી. બન્નેએ એકબીજાને ભાઈ-બહેન તરીકે સ્વીકારી લીધા છે. રક્ષાના પ્રતીક તરીકે ગાર્ગી પાસે નાડીછડી બંધાવી હતી અને મૌલિકે,

'ગરીબ ભાઈની શ્રીમંત બહેનને ભેટ,' કહી આપેલા અગિયાર રૂપિયા ગાર્ગીએ 'મારે મન અગિયાર લાખ બરાબર છે,' કહી હર્ષથી સ્વીકારી લીધા હતા.'

'હાશ ! મારા મનનો બોજ કેટલો હળવો થઈ ગયો છે તે મારું મન જાણે છે.' માધવીનો ચહેરો પુલકિત બન્યો.

'માધવીબહેન, તમારું તપ એળે ગયું નથી. મૌલિક હવે લાઇન પર આવી જશે એમાં શંકાને સ્થાન નથી. સંબંધોનો વળાંક એના જીવનનો મંગળ વળાંક બની રહેશે. હવે એક માઠા સમાચાર આપવાના છે...'

'શા ?' માધવીનો સ્વર ધ્રૂજી ઊઠ્યો.

જટાશંકરે કહ્યું, 'મંજુલાબહેનનું અવસાન થયું છે.'

'શું...?'

જટાશંકરે બધી વાત કરી.

'મેં મંજુલાબહેનનો અપરાધ કર્યો છે. બધું જાણતાં છતાં વાતને અંતરના પેટાળમાં આટલાં વર્ષ સંઘરી રાખી એટલું જ નહીં પણ મને અને મૌલિકને અપનાવી લેવા જાહેરમાં વાત કરી ? એમની ઉદારતા અસીમ કહેવાય.'

'મંજુલાબહેન તમારા સમર્પણને બિરદાવનાં હતાં. તમે ખૂબ સહન કર્યું છે એમ કહી આવી વિકટ પરિસ્થિતિમાં નટુભાઈની પડખે ઊભાં રહ્યાં.'

'સરે પ્રચંડ આઘાત અનુભવ્યો હશે. આ બધાં માટે હું કારણભૂત છું'.

'તમે ત્રણે વ્યક્તિઓ વિશિષ્ટ છો. તમારા ત્રણેની ઉદારતા અનન્ય છે. આ બનાવે મને માનવસંબંધો વિશે નવેસરથી વિચારતો કરી મૂક્યો છે'

માધવી પાંપણો પર રૂમાલ ફેરવી કેબિનની બહાર નીકળી

'જે ઑફિસ છૂટયા પછી ગાર્ગીએ કહ્યું, 'મમ્મી...

આઘાત એકલતામાં બેવડાય છે. અહીં હજુ કોઈની કંપની થઈ શકી નથી, રાતે ક્યાંક ફરવા નીકળીશું ? જો, તમે રોકાયેલાં ન હોય તો ?'

'આજે રાતે રોકાયેલો નથી.'

'તો હું તમારા ફ્લેટ પર આઠેક વાગ્યે આવું ? બહાર જમી લઈશું.'

'ભલે.'

સાંજે જટાશંકર ડૉ. પટેલની હૉસ્પિટલમાં આવ્યા.

જટાશંકરને જોઈ રેવતીનો ચહેરો ખીલી ઊઠ્યો.

'તબિયત કેમ છે ?'

'ખૂબ ઝડપથી સુધરતી જાય છે. અમદાવાદનું કામ પતી ગયું ? ખૂબ જલદી આવી ગયા ? તમે ખૂબ શ્રમિત લાગો છો.'

જટાશંકરે કહ્યું, 'તું નટુભાઈને, મારા વેવાઈને ઓળખે છે ને ?'

'હા. તે દિવસ મારી ખબર જોવા એમની પુત્રી સાથે આવેલા.'

'નટુભાઈનાં પત્ની મંજુલાબહેનનું હાર્ટફેઈલથી ગઈ કાલે અચાનક અવસાન થયું એમની દહનક્રિયા તથા અન્ય સમસ્યાઓની દોડધામનો શારીરિક અને માનસિક થાક હજુ ઊતર્યો નથી. એમની અંતિમક્રિયા મારે ચાણોદ મુકામે કરાવવાની છે.'

'તમે ક્રિયાવિધિ તમારા સ્વહસ્તે કરાવશો ?'

'હા. પ્રાચીન સંસ્કારો લુપ્ત થાય તે પહેલાં પુનઃ જાગ્રત કરી લેવા જોઈએ. ક્યારે મૂળ તરફ પાછું ફરવાનું થાય એ કહી શકતો નથી. મારી અસલ મૂડી તો એ જ છે ને ?'

રેવતીના ચહેરા પર પ્રસન્નતા ઝબકી ઊઠી.

ડૉ. પટેલ રાઉન્ડમાં આવ્યા.

'મિ. પંડ્યા,રેવતીબહેનને પરમ દિવસ સવારે હૉસ્પિટલમાંથી રજા આપીશું. હવે માત્ર આરામ, હવા અને દવાની જરૂર છે. જે ઘેર રહીને પણ થઈ શકશે.'

'ઘર' શબ્દની સાથે રેવતીની આંખો સામે બાપ–દાદાના સમયનું

ટેકરી પર ઊભેલું જર્જરિત બારણાવાળું, કટાઈ ગયેલી સાંકળોવાળું મકાન તરવરી ઊઠ્યું. 'પાછી એ જ નાનકડી દુનિયા...એ જ લોકો અને એ જ એકલવાયું જીવન ?'

રેવતીનો ચહેરો મ્લાન બની ગયો.

'ભલે, તમને ઠીક લાગે તેમ.' જટાશંકરે કહ્યું, 'હું પરમ દિવસ સવારે આવી જઈશ.'

ડૉક્ટર બીજા દર્દીઓને જોવા ચાલી ગયા.

'રેવા, હૉસ્પિટલ છોડતાં દુઃખ થાય છે ?'

રેવતી મનોમન બોલી, 'વિશેષ તો તમારો સંપર્ક છૂટી જશે એ વાતનું દુઃખ છે. થોડા સમયની મુલાકાત જીવનને એક બળ આપતી હતી.' પણ શબ્દો દ્વારા કહ્યું, 'હા.'

'હું પરમ દિવસે સવારે આવી જઈશ. ડ્રાઇવર તને ચાંણોદ મૂકી આવશે.'

'ભલે.'

'રેવા, તારે મારું વેણ રાખવું પડશે' જટાશંકરે અધિકારથી કહ્યું.

'પંડ્યા, તમારું વેણ કદી ઉથાપ્યું છે ?'

'દર મહિને તને રકમ મળતી રહેશે આરામ કરજે, દવા નિયમિત લેજે. થોડા સમયમાં ખોવાયેલું સ્વાસ્થ્ય પાછું ફરશે.'

'પણ...'

'તારે આરામ કરવાનો છે. મહેનતનું કામ કરીશ અને ફરી ઊથલો મારશે તો વધુ મુશ્કેલી ઊભી થશે. આ રકમ વ્યક્તિગત તને મારા ગજવાની આપવાનો નથી, પણ અમારી કંપની દર વર્ષે અમુક રકમ દાનમાં ખર્ચે છે એમાંથી મળી રહેશે.'

'જીવનમાં કદી કોઈની પાસે હાથ લંબાવ્યો નથી, પણ તમને દુઃખ ન થાય માટે સ્વીકારી લઈશ. તમને નારાજ કરી શકતી નથી.'

'રેવા, હાથ લાંબો કરવાની, ફોર્મ ભરવાની કે આર્થિક સ્થિતિનું

બયાન કરવાની પણ વિધિ કરવાની જરૂર નથી. તારું સ્વમાન હણાય એ મને ન ગમે, પણ હાલની પરિસ્થિતિમાં આ એક જ ઉત્તમ વિકલ્પ છે.'

રેવતી જટાશંકર સામે અનિમેષ નેત્રે જોઈ રહી.

'રેવા, તેં કોઈ અપેક્ષા વગર સંબંધો પર જીવન વ્યતીત કર્યું છે. તારે કોઈ અપેક્ષા હોય તો કહી દે. હું અવશ્ય પૂરી કરીશ.' જટાશંકરે કહ્યું અને મનેમન ઇચ્છી રહ્યા, 'રેવા કહે, પંડ્યા, તમે મારો સ્વીકાર કરી લો. એકલતાથી હું થાકી ગઈ છું.'

રેવતીએ કહ્યું. 'પંડ્યા, તમે આટલો સ્નેહ-સદ્‌ભાવ રાખો છો એ બસ છે. હું સંતૃપ્ત છું.'

જટાશંકરને વિશ્વાસ હતો કે રેવતી રિબાશે, પણ કોઈ માગણી નહીં કરે, લાગણીની પણ, ઐકયની પણ. જટાશંકરનો વિશ્વાસ સાચો ઠર્યો છતાં જટાશંકરે નિરાશા અનુભવી. બબડતા હોય એમ બોલ્યા, 'ક્યારેક તો 'કંઈક' માગ.'

રેવતી ફિક્કું હસી, 'વગર માગે જ બધું મળી ગયું છે. તમારી કોઈ અપેક્ષા હોય તો કહો.' અને મનોમન ઇચ્છી રહી, 'જટાશંકર કહે, રેવા, એકલતાથી હું ઊબકી ગયો છું. મેં બધાં પ્રત્યે ફરજ બજાવી છે. કેવળ તારા તરફ ફરજ બજાવવાની બાકી છે. હવે મારો માર્ગ ખુલ્લો થઈ ગયો છે. આપણે એક ન બની શકીએ ?'

જટાશંકરે કહ્યું, 'રેવા, આપણે આપણી અપેક્ષાઓને ધરબી દઈ જીવીએ છીએ. જોઈએ, ક્યાં સુધી જીવાય છે. મારી કોઈ અપેક્ષાઓ લઈને ક્યારેક તારી પાસે આવું તો નિરાશ નહીં કરે ને?'

'મારા હાથમાં હશે તો તમે નિરાશ થઈને પાછા નહીં ફરો. હું ઇચ્છું કે તમે કદી મારી પાસે કોઈ અપેક્ષાની ગઠરી લઈને આવો અને એ ગઠરીનો બોજ ઊંચકી લઈ મારી જાતને ધન્ય માનું.'

રેવતી અને જટાશંકર પરસ્પરના શબ્દોનો ધ્વનિ સમજી શક્યાં, પણ 'મારો સ્વીકાર કરો...આપણે એક બનીએ, પ્રૌઢત્વનો

સહારો બનીએ,' એવા શબ્દો ઉચ્ચારી ન શક્યા.

જટાશંકર ઉદાસ ચિત્તે રૂમ પર આવ્યા—

સ્નાન કર્યું, વસ્ત્રો બદલ્યાં અને માર્ગીની પ્રતીક્ષા કરી રહ્યા.

વાદળો ઘેરાયાં હતાં.

ઠંડો પવન સૂસવાતો હતો.

ઈશાન ખૂણામા વીજળી ચમકતી હતી.

ખેંચાઈ ગયેલો વરસાદ વરસવાના એંધાણ વરતાતાં હતાં.

વરસાદની ઝરમર શરૂ થઈ ગઈ.

'મેહૂલો મન મૂકીને વરસે તો સારું. માનવીઓ તો મહેનત કરીને, ચોરીચપાટી કરીને, લૂંટફાટ કરીને ય દુષ્કાળનો સામનો કરશે પણ મૂંગાં ઢોર-ઢાંખરની ઘાસ-ચારા અને પાણીની વિકટ સમસ્યા તો હલ થાય. એમનાં સ્થળાંતર અટકે. પાંજરાવાળો ભરાતી અટકે.' જટાશંકર બાલ્કનીમા ઊભા રહી, વર્ષાની ઝરમર જોઈ રહ્યા હતા.

બેલ વાગી—

જટાશંકરે બારણું ખોલ્યું—

આછા પિંક કલરની સાડીમાં સજ્જ થઈ માર્ગી ઊભી હતી.

'આવો...' જટાશંકરે આવકાર આપ્યો.

માર્ગી ડ્રોઈંગરૂમના સોફા પર બેઠી—

મુશળધાર વરસાદ પ્રચંડ વીજકડાકા સાથે ધરતીને ભીજવતો વરસી રહ્યો.

માર્ગીની ઉપસ્થિતિએ જટાશંકરને વ્યગ્ર બનાવ્યા, 'પરિચયની પહેલી જ ક્ષણથી માર્ગી મને અસ્વસ્થ બનાવતી રહી છે. માર્ગીના રેવા સાથેના સામ્યને આભારી છે, માર્ગીના આકર્ષણને આભારી છે કે મારી ભીતરમાં રહેલી નિર્બળતાને આભારી છે? ગમે તે કારણ હોય પણ જીવનની ચાળીશીની સીમા પર માર્ગીએ મને સ્ત્રીની આવશ્યકતાનું ભાન કરાવ્યું છે. એ સ્ત્રી પછી માર્ગી હોય કે રેવા...'

'શું વિચારો છો?' માર્ગી હસી.

'પ્રસ્તુત–અપ્રસ્તુત.' જટાશંકરે ગોળગોળ જવાબ આપ્યો.

'વરસાદ ભારે મિજાજથી વરસે છે.'

'તરસી ધરતીની તૃષા તૃપ્ત કરે છે.'

'આવા વાતાવરણમા બહાર જમવા જવાય એવું લાગતુ નથી.'

'છોકરો ટિફિન આપવા પણ નહીં આવે એમ લાગે છે. બિસ્કિટ છે, દૂધ છે, ચા બનાવી લઈશું. ચાલશે ?'

'ચાલશે. હું થોડી અંગત વાતો કરવા આવી છું.' માર્ગી બોલી અને જટાશંકરના ચહેરાને તાકી રહી.

'બોલો.' જટાશંકરે આછી ધ્રુજારી અનુભવી.

'કોઈ પણ પ્રકારનો દંભ કર્યા વગર કહું, મે ફરી લગ્ન કરવાનો નિર્ણય કર્યો છે. મેં જીવન માણ્યું જ નથી મને લગ્નની આવશ્યકતા વરતાય છે. જીવન વેડફી દેવાનો કોઈ અર્થ નથી લાગતો.'

'લગ્નની આવશ્યકતા વરતાતી હોય તો લગ્ન કરી સ્થિર થઈ જવું જરૂરી છે. તમારો નિર્ણય સાચો છે. દેહદમન મનોવિકૃતિ જન્માવે છે.'

'તમને ક્યારે એવી આવશ્યકતા વરતાઈ છે? કે પછી કેવળ ધર્મ–ધ્યાન–પૂજન–સ્તવનના તરાપા પર જીવન વ્યતીત કરવાની પ્રતીજ્ઞા લીધી છે ?'

જટાશંકર ધ્રૂજી ઊઠ્યા, 'હુ પણ પંચમહાભૂતોનુ બનેલુ પૂતળું છું. મારામા પણ પાયાની બધી જ વૃત્તિઓ પડેલી છે. સ્ત્રી-પુરુષના સાહચર્યને હું પવિત્ર માનું છું.'

'તમે લગ્ન કરવાનો નિર્ણય કર્યો છે ?'

'હજુ આ અંગે દ્વિધામા છું.'

'હવે સ્પષ્ટ પૂછું ?'

'પૂછો.'

'તમે લગ્ન કરવાનો નિર્ણય કર્યો હોય અને હુ તમારી દૃષ્ટિએ યોગ્ય પાત્ર લાગતી હોઉં તો મારી દૃષ્ટિએ તમે યોગ્ય પુરુષ છો.

તમારા ઉત્તરથી મને માઠું નહીં લાગે. પુખ્તવયનાં સ્ત્રી-પુરુષ તરીકે જીવનની વ્યવસ્થા અંગે આપણે નિખાલસ ચર્ચા કરીએ તો ખોટું નથી.'

જટાશંકર સ્તબ્ધ બની ગયા. માર્ગી એમના પ્રત્યે આકર્ષણ સેવે છે એનો એમને અણસાર હતો, પણ માર્ગી સીધો જ પ્રશ્ન મૂકશે એનો ખ્યાલ નહોતો.

'હું તમને ધર્મસંકટમાં મૂકવા નથી ઇચ્છતી. તમે શાંતિથી ઉત્તર આપજો. મારા મનમાં ઘોળાતી ઇચ્છા મેં પ્રગટ કરી છે. તમારો નકારાત્મક ઉત્તર પણ મને દુઃખ નહીં પહોંચાડે એની ખાતરી આપું છું.'

'માર્ગી, પ્રશ્ન તમારી લાયકાતમાં નથી. આ પ્રશ્ન પૂછીને તમે મને ગૌરવ આપ્યું છે. આવતી કાલની આશા પર તમે આધારિત ન રહો એટલા માટે સ્પષ્ટ કરું છું કે...જો લગ્ન કરવાનો નિર્ણય કરીશ તો...'

'તો ?'

'રેવાને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવાનું મનોમંથન ઘણા સમયથી અનુભવું છું.'

'ન્યાયની દૃષ્ટિએ કહું તો, રેવતીબહેનનો સ્વીકાર એ તમારું સાચું પ્રાયશ્ચિત્ત હશે.'

'એવી ઘડી આવશે તો હું રેવા પાસે દોડી જઈશ. મારો સ્વીકાર–અસ્વીકાર કરવાની રેવાને સ્વતંત્રતા હશે. મારો અસ્વીકાર કરશે તો મને માઠું નહીં લાગે.'

'તમારી જાતને સ્પષ્ટ કરી નાખવી જોઈએ, એમ નથી લાગતું ?'

'નટુભાઈની હિંમતે મને વિચારતો કરી મૂક્યો છે.

'આપણે ઘણી નિખાલસ વાતો કરી. તમને ખરાબ લાગ્યું ને ?'

'તમારી ખેલદિલીથી આનંદ થયો. હું તમારું

રહ્યો છું. તમારી ભીતરમાં પડેલી સ્વસ્થ સ્ત્રીનાં દર્શન કરી શક્યો છું. તમને એક સૂચન કરું ?'

'બોલો '

'અવિનાશની નિમણૂક નટુભાઈએ ખૂબ વિચારપૂર્વક વડોદરાની ઑફિસમા કરી છે. એ પણ તમારી જેમ જ ઘરભંગ થયેલો છે. નટુભાઈની દૃષ્ટિએ એ તમારે માટે યોગ્ય પાત્ર છે. તેઓ ઇચ્છી રહ્યા છે કે તમારું જીવન ફરીથી વ્યવસ્થિત બને. અવિનાશનો તમને પરિચય થશે. એની યોગ્યતા તમે ચકાસી જોજો.'

'પપ્પાએ પણ મને આડકતરી રીતે આવું સૂચન કર્યું છે.'

જટાશંકરના મનનો ભાર હળવો થઈ ગયો, 'ચાલો, હવે ચાની વ્યવસ્થા કરું.'

'તમે બેસો. હું ચા બનાવી લાવું છું. આટલો અધિકાર તો લેવા દો.'

'ભલે.'

માર્ગી ચા બનાવી લાવી–

વરસાદનું જોર નરમ બન્યું હતું–

'હું જાઉં ?'

'હું મૂકી જાઉં ?'

'એકલી જઈ શકીશ. હું એટલી ભીરુ સ્ત્રી નથી.'

'જાણું છું તમે આધુનિક યુવતી છો.'

જટાશંકર કાર સુધી માર્ગીને મૂકવા આવ્યા.

કાર ઉપાડતાં માર્ગી બોલી, 'આજની વાતને દુઃસ્વપ્ન માની વીસરી જજો.'

'આજે માર્ગીમાં રહેલી માર્ગીનું નવું સ્વરૂપ જોઈ શક્યો છું. આજનો દિવસ યાદ રહી જશે. કેટલી સમજદારીપૂર્વક આપણે વાતો કરી છે.'

માર્ગીએ કાર મારી મૂકી–

જટાશંકર બાલ્કનીમાં બેઠાં બેઠાં ભીની સડક પરથી પસાર થતાં વાહનો જોઈ રહ્યાં.

રેવતીને હૉસ્પિટલ છોડવાનો દિવસ આવી પહોંચ્યો–

જટાશંકરે ડૉકટર પટેલનું બિલ ભરી દીધું.

રેવતીની શુશ્રૂષા કરતી નર્સ અને ચીજવસ્તુઓ લાવી આપનાર વૉર્ડબૉયને સંતોષ્યાં.

રેવતી કારમાં બેઠી–

ડિકીમાં ફ્રૂટ્સનો કરંડિયો મુકાયો–

જટાશંકરે રેવતીના હાથમાં બૉક્સ મૂક્યું, 'ટબ્લેટ્સ છે. નિયમિત લેજે.'

'ભલે.' રેવતીની આંખો ભીની બની.

જટાશંકરની આંખો પણ પલળી, 'કામકાજ હોય તો નિઃસંકોચ લખજે.'

ડ્રાઇવરે કાર ઉપાડી–

જટાશંકર રિક્ષા પકડી ફ્લેટ પર જવા નીકળ્યા.

ઊછળતી કૂદતી રિક્ષાના ખડખડાટમાં જટાશંકરને 'રેવા... રેવા...' શબ્દોનો આભાસ થયો–

જીવનમાં પહેલી જ વાર જટાશંકરને રેવતીનો વિરહ વસમો લાગ્યો ..

*

મંજુલાબહેનના નિધન નિમિત્તે ઑફિસમાં રજા પાળવામાં આવી હતી.

મૌલિકને સમાચાર મળતાં મૌલિકે આઘાત અનુભવ્યો, 'બે દિવસમાં કેટલું બધું બની ગયું? ગાર્ગી મારી બહેન નીકળી પ્રેમના સંબંધો ભાઈ-બહેનના પ્રેમસંબંધોમાં પરિણમ્યા. સારુ છે અમારા સંબંધો વિશુદ્ધ હતા. ખૂબ આગળ નીકળી ગયા પછી સબંધોમાં અશુદ્ધિપ્રવેશ પછી ખબર પડી હોત કે ગાર્ગી અને મારી માતા ભિન્ન ભિન્ન હોવા છતાં અમારી રગોમા એક જ પિતાનુ લોહી વહે છે તો પરિણામ શું આવત એની કલ્પના નથી. પંડયા સાહેબે કલ્યાણકારી ફરજ બજાવી અમને દોષમુક્ત બનાવ્યા છે.'

ગાર્ગી સાથેના સંબંધોને નવો વળાંક આપ્યા પછી માંડ માંડ સ્વસ્થ બનેલો મૌલિક મંજુલાબહેનના આકસ્મિક અવસાનના સમાચાર સાભળી ધ્રૂજી ઊઠયો, 'પટેલ સાહેબે મંજુલાબહેન સમક્ષ મારી માતા સાથેના સંબંધો સ્પષ્ટ કર્યા હશે પરિણામે મંજુલા-બહેન આઘાત જીરવી શકયાં નહીં હોય અને...'

મૌલિકની આંખો ભીની બની, 'ભાગ્યે જ કોઈ પુરુષ એની વર્તમાન પત્ની સમક્ષ એની અતીતની હયાત પત્ની સાથેના સબંધો સ્પષ્ટ કરી, એના પુત્રને પિતાનુ નામ આપવાની હિંમત કરી શકે. પટેલ સાહેબે સાચા અર્થમાં પ્રાયશ્ચિત્ત કરી, મહામૂલો ભોગ આપ્યો છે.'

મૌલિકનો નટુભાઈ પ્રત્યેનો રોષ ઓગળી ગયો. જે પુરુષની પિતા તરીકે સમજશક્તિની પાંખો ફૂટી ત્યારથી આજ સુધી શોધ કરતો હતો એમનો પરિચય થતાં, પુત્ર તરીકે એમના સ્વીકારનો નિર્ણય સાભળી એમણે આપેલા ભોગની જાણ થતાં, મૌલિકને થવો જોઈતો આનંદ ન થયો.

નટુભાઈને મળવા મન તરફડી ઊઠયું, પણ હજુ કંપનીનો અદનો નોકર છું. એમણે હજુ મારો વિધિવત્ સ્વીકાર કર્યો નથી ત્યાં સુધી પુત્રના સંબંધે એમને મળવા કેવી રીતે જાઉં ?'

બીજે દિવસે ઓફિસમાં નટુભાઈ ન આવ્યા.

સાજે ફ્લેટ પર મૌલિક પહોંચ્યો ત્યારે નટુભાઈ બારણા આગળ ઊભા હતા.

મૌલિકે ક્ષોભ અનુભવ્યો. જીવનમાં પહેલી જ વાર આંખો નમાવી દઈ, તાળું ખોલ્યું.

'આવો.'

નટુભાઈ ખુરશી પર બેઠા.

'મૌલિક, તને આપણા સંબંધોની જાણ થઈ હશે.'

'પંડયા સાહેબે બધી વાત કરી હતી.'

'તને મારા પર રોષ હોય એ સ્વાભાવિક છે.'

'હતો, પણ તમારા સંજોગોમાં તમે અમારો જાહેર સ્વીકાર કરવાની જે ફરજ બજાવી છે એની જાણ થતાં બધો જ ગુસ્સો ઓગળી ગયો છે.'

'તો તું પિતા તરીકે મારો સ્વીકાર કરે છે ?'

'તમે પુત્ર તરીકે મારો સ્વીકાર કરવા તૈયાર હો તો હું ગૌરવ અનુભવીશ.'

'બેટા !'

'પપ્પા !'

નટુભાઈ અને મૌલિક ભેટી પડયા. બન્નેની આખો અશ્રુઓથી

તરબતર હતી.

'મંજુલાબહેના મૃત્યુના સમાચાર જાણી દુઃખ થયું છે. એમના મૃત્યુ માટે હું અને મારી માતા જવાબદાર છીએ એવું લાગ્યા કરે છે.'

'મૃત્યુ નિશ્ચિત હોય છે. આપણે કાર્યકારણનો સંબંધ જોડીએ છીએ. ખરી જવાબદારી તો મારી કહેવાય.'

થોડીવાર શાંતિ છવાઈ ગઈ.

'મૌલિક, મંજુની ઇચ્છા હતી કે મારે માધવીનો સ્વીકાર વિના વિલંબે કરી લેવો. મંજુની ક્રિયાવિધિ પતી જાય પછી માધવીનો હું વિધિસર સ્વીકાર કરીશ. તને અને માધવીને બંગલામા મારી સાથે લઈ આવીશ.'

'મારી માતાને વાંધો નહીં હોય તો મને પણ વાંધો નથી.' તમારો પરિવાર અમારો સ્વીકાર કરશે ?'

'મૌલિક, બેટા, મંજુના સમર્પણે બધાંની આંખો ખોલી નાખી છે. એની ચિંતા મારા પર છોડી દે.'

'પપ્પા, તમે રજા આપો તો હું મમ્મીને મળવા વડોદરા જાઉં. મેં એને ખૂબ ત્રાસ આપ્યો છે. મારે એની ક્ષમા માગવી છે.'

'જા. જરૂર જા. એને તારા પરિવર્તનથી આનંદ થશે. એણે ખૂબ સહન કર્યું છે—મારે લીધે, તારે લીધે.'

નટુભાઈએ જતાં જતાં કહ્યું, 'માધવીને મારા તરફથી આશ્વાસન આપજે. મંજુના મૃત્યુથી એ પણ એની જાતને દોષિત માની, દુઃખી થતી હશે. એક નિર્દોષ વ્યક્તિના મૃત્યુએ આપણા ત્રણેના અંતરમાં દોષની ભાવના જન્માવી છે.' નટુભાઈ ચાલ્યા ગયા.

મૌલિક બીજે દિવસે સવારના બસ પકડી વડોદરા જવા રવાના થયો.

મૌલિકને આવેલો જોઈ માધવી રડી પડી.

'મમ્મી, મેં તને ખૂબ દુઃખ આપ્યું છે. તારા વિશે ગેરસમજ

ફરી તને ન કહેવા જેવા શબ્દો કહ્યા છે. હવે હું પહેલાંનો મૌલિક રહ્યો નથી. તારી ક્ષમા માગું છું.' મૌલિક માધવીના ચરણોમાં નમી પડ્યો.

'તારામાં આવેલા અચાનક પરિવર્તનની વાત મને પંડ્યા સાહેબે કરી છે. તેનો મને આનંદ છે, પણ મંજુલાબહેનના મૃત્યુનું અસહ્ય દુઃખ છે.'

સાંજે માધવી અને મૌલિક જટાશંકરના ફ્લેટ પર ગયાં.

રેવતીને વિદાય આપ્યા પછી જટાશંકરના અંતરમાં બાઝેલી વિષાદની લીલ દૂર થઈ નહોતી. જટાશંકરે વિષાદને કચડવાનો પ્રયત્ન કરતાં આવકાર આપ્યો.

'મૌલિક, કેમ છે ભાઈ?' જટાશંકરે પૂછ્યું.

'સારું છે, પણ મંજુલાબહેનના મૃત્યુનું દુઃખ છે.'

'એક ઉદાત્ત સ્ત્રીની વિદાયનું સૌને દુ.ખ છે.' જટાશંકરે કહ્યું, 'પણ ઈશ્વરની ઇચ્છા આગળ આપણે નિઃસહાય છીએ.'

'સંબંધોની સમસ્યાએ એક નિર્દોષ સ્ત્રીનો ભોગ લીધો એ ભૂલી શકતી નથી.' માધવીએ કહ્યું.

('જીવનની એ જ કરુણતા છે. નિર્દોષ વ્યક્તિઓને સહન કરવુ પડે છે ત્યારે ક્ષણભર ઈશ્વરના ન્યાય પરથી શ્રદ્ધા ડગી જાય છે, પણ શાંતિથી વિચારીએ તો લાગે છે કે, બધું જ નિર્મિત છે. શક્ય છે ગત ભવનું ઋણ આ જન્મે ચૂકવવું પડતું હશે. આ જન્મે આપણે આવતા ભવનું ભાતું બાંધીએ છીએ. કેટલાંક કર્મો આ જન્મમાં જ ફળ આપતાં હોય છે. કેટલાંક કર્મો જમા ઉધાર રહેતાં હોય છે. વૈજ્ઞાનિકોની વાત વૈજ્ઞાનિકો જાણે, પણ મને ઋણાનુબંધ પર અડોલ શ્રદ્ધા છે. મારી માન્યતા સાચી જ છે એવો દાવો નથી દરેક વ્યક્તિ પોતાની સંસ્કારો અનુસાર વર્તે છે, જીવે છે અને મૃત્યુ પામે છે.')

જટાશંકરના શબ્દો પર વિષાદ ફરફરતો હતો.

'એમના કોઈ પણ વાંક વગર મારા કોઈ પણ જાતના સામાજિક અધિકાર વગર મારા સ્વીકારનો માર્ગ ખુલ્લો કરી આપનાર મંજુલાબહેનના સમર્પણના બોજ હેઠળ હું જીવનભર કચડાતી રહીશ.'

'માધવીબહેન, એમણે કોઈ પણ જાતની ફરિયાદ વગર, ઉપાલંભના શબ્દો ઉચ્ચાર્યા સિવાય હસતા મુખે તમારા તરફ અને એમના તરફ સમતોલ જવાબદારી બજાવનાર નટુભાઈને ધન્યવાદ આપ્યા હતા અને એ પુનિત આત્માને મૃત્યુની આગાહી થઈ ગઈ હોય એમ નટુભાઈ સમક્ષ 'પોતે અવસાન પામે તો' તમારો વિના વિલંબે સ્વીકાર કરવાનો આગ્રહ રાખ્યો હતો. તમારી સહનશક્તિ માટે એમને ખૂબ માન હતું. સમગ્ર બનાવનો હું સાક્ષી છું. મિલકતના ભાગલા પાડતી વ્યક્તિઓ આ દુનિયામાં ઠેર ઠેર જોવા મળે છે, પણ અધિકારના ભાગલા પાડતી વ્યક્તિઓ જૂજ જોવા મળે છે. મંજુલાબહેન પ્રસન્નતાથી તમારો અધિકાર તમને સોંપતા ગયાં છે. નટુભાઈ સાથે પૂર્વાર્ધ એમણે ભોગવ્યો, ઉત્તરાર્ધ તમને સોંપતાં ગયા છે.'

માધવીની આંખો છલકાઈ ગઈ.

'મંજુલાબહેની તર્પણવિધિ પૂરી થયા પછી અઢારમા દિવસે નટુભાઈ તમારો સામાજિક પત્ની તરીકે અને મૌલિકનો પુત્ર તરીકે જાહેરમાં સ્વીકાર કરી તમને ગૌરવ બક્ષશે. તમે પણ આનંદપૂર્વક એમનો પ્રસ્તાવ સ્વીકારી લેજો. મંજુલાબહેનની અંતિમ ઇચ્છાનું તર્પણ તમારે પ્રસન્નતાથી કરવાનું છે. કોઈ પણ જાતની દલીલ કે વેદના વ્યક્ત કરશો તો નટુભાઈ વધુ દુ:ખી થઈ જશે.'

'એમને જીવનમાં કદી દુઃખ પહોંચાડ્યું નથી અને પહોંચાડીશ પણ નહીં. જો કે, એમણે કદી આવી તક આપી જ નથી. મંજુલાબહેન અને મારા પ્રત્યે સમતોલ ફરજ બજાવતાં એમણે અનુભવેલી વેદના હું કલ્પી શકું છું. એમની જગ્યાએ બીજો કોઈ પુરુષ હોત, ભરચક પરિવાર હોત, પત્નીનું સુખ હોત અને છેલો-

છલ સમૃદ્ધિ હોત તો સામાજિક પ્રતિષ્ઠાને વહાલી કરીને એણે મને તરછોડી દીધી હોત. શ્રદ્ધાના સંબંધોમાં કાયદાનું કોઈ રક્ષણ ન હોત. કુંવારી માતા તરીકે કાં મારે આત્મહત્યા કરવી પડત, કાં પુત્રને જીવાડવા માટે શું કરવુ પડત, કયાં ભટકવું પડત, એની કલ્પના નથી. એમણે મને આર્થિક કે માનસિક ઓશિયાળાપણું કદી લાગવા દીધું નથી, પરિણામે હું આત્મસન્માનથી જીવી શકી છું.' માધવીની આંખો ભીની બની.

'મંજુલાબહેન, નટુભાઈ અને તમે સંબંધોના જટિલ ચાકડા પર ચકરાઈને પોતપોતાના રાતે મૂક સમર્પણ આપી, સંબંધોને ઊજળા બનાવ્યા છે. તમે કદી અધિકારની માગણી કરી નથી, નટુભાઈએ પોતાની રિબામણુનો અણુસાર સુધ્ધાં આવવા દીધા વગર તમારા બન્ને તરફ ફરજ બજાવી છે અને અધૂરી રહેલી ફરજ બજાવવા કૃતનિશ્ચયી છે. મંજુલાબહેને તમારા સંબંધો જાણવા છતાં તમારો ઉલ્લેખ કરી, કદી નટુભાઈને કલેશ પહોંચાડ્યો નથી, એટલું જ નહીં, એક સ્ત્રી તરીકે તમારા અધિકારથી વંચિત છો એનું દુઃખ અનુભવતાં હતાં. પોતે અધિકાર ભોગવી લીધાના સંતોષ સાથે તમને શેષ અધિકાર આપવા માટે સ્વેચ્છાથી ચાલી ગયાં. તમે ત્રણેએ બતાવેલી ઉદારતા અનન્ય છે. આંખોમાં અશ્રુઓ સાથે નહીં, પણ અંતરમાં આનંદનો અમીકુંભ છલકાવી નટુભાઈના પ્રસ્તાવનો વિના દલીલે સ્વીકાર કરજો.'

'ભલે.'

જટાશંકરે વાતની દિશા બદલવા માટે મૌલિકને પૂછ્યું, 'નટુભાઈની મુલાકાત થઈ હતી?'

'હું એમને મળવા જતાં ખચકાતો હતો, પણ પપ્પા જાતે મારી રૂમ પર આવ્યા, મને પુત્ર તરીકે સંબોધી, વહાલથી ભેટ્યા હતા. ખરેખર મારી ધારણા કરતાં અનેકગણા ઉદાર પુરુષ છે. એમના પ્રત્યેનો મારો રોષ ઓગળી ગયો છે. રોષને સ્થાને માન

જન્મ્યું છે. જેમ જેમ તમારી વાત સાંભળતો જાઉં છું તેમ તેમ પૂજ્યભાવ જન્મતો જાય છે.'

'મૌલિક, હવે તને માતા–પિતા અને વિશાળ પરિવાર મળ્યો છે. એની પ્રતિષ્ઠાને છાજે એમ જીવજે. જોકે, મને શ્રદ્ધા છે કે આજનું તારું પરિવર્તન તને ઉજ્જવળ ભવિષ્ય પ્રતિ દોરી જશે.'

'પંડ્યા સાહેબ, ગાર્ગી સાથેના સંબંધોનો નવો વળાંક મારા જીવનનો પણ નવો વળાંક બનો રહે એ રીતે જીવવાની પ્રતિજ્ઞા લીધી છે. ભૂતકાળના મૌલિકની રાખમાંથી ફિનિક્ષની જેમ નવો મૌલિક જન્મ્યો છે. તમારાં બધાંની શ્રદ્ધાને વફાદાર રહેવા મથીશ.'

'ચાલો, હવે ચા બનાવી લાવું.' જટાશંકર ઊભા થયા.

'હું બનાવી લાવું છું.' માધવીએ કહ્યું.

'એકલો રહ્યા પછી ચા બનાવતાં તો મને પણ આવડી ગયું છે. તમે બન્ને બેસો. હું જ બનાવી લાવું છું.' મૌલિક બોલ્યો.

'આજે તો મારા હાથની ચા પીવડાવી, મોઢું મીઠું કરાવો, આવતી કાલના મંગલ ભવિષ્ય માટે શુકન કરાવવા છે. મંજુલા-બહેનનો કોઈ શોક પાળવાનો નથી. એમની એ અંતિમ ઇચ્છા હતી...'

માધવી અને મૌલિક દલીલ ન કરી શક્યા.

જટાશંકર ચા બનાવી લાવ્યા.

વાદળો ઘેરાતાં હતાં.

ઠંડો પવન ફૂંકાતો હતો.

'વરસાદ પડે તે પહેલાં અમે પહોંચી જઈએ.' માધવીએ કહ્યું.

જટાશંકર રિક્ષા સુધી મૂકવા ગયા.

જટાશંકર સ્નાન કરી, સેવા–પૂજા કરી, 'શ્રીકૃષ્ણ'ના નામ-રટણ સાથે ઊંઘવા મથી રહ્યા.

જટાશંકરનો આત્મા જટાશંકરનો જવાબ માગી રહ્યો, 'જટાશંકર, બીજાના જીવનની તેં ખૂબ ખેવના કરી છે. તારે તારા

જીવન વિશે વિચારવાનો આ પકવ તબક્કો છે. તારી દૃષ્ટિ સમક્ષ મંજુલાબહેન, નટુભાઈ અને માધવીનું જીવન છે. માર્ગી અને મૌલિકના પરિવર્તનનો તું સાક્ષી છે. માર્ગી પણ જીવનસાથી ઝંખે છે. તારું શરીર પણ કોઈ સ્ત્રીનો લાગણી ઉપરાંત શરીર ઝંખે છે. એ સ્ત્રી એટલે રેવર્તા, તારી રેવા. તું તો બધાંના શ્રદ્ધાનો અધિકારી બન્યો છે. બધાંએ પોતાનાં કર્મોનું પ્રાયશ્ચિત્ત તારી હાજરીમાં કર્યું છે. રેવતીને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવાનો તારો ધર્મ નથી? હવે તો તારા માર્ગમાં કોઈ અવરોધ નથી. બીજાને માર્ગદર્શન આપનાર સ્વયં કાયરતાથી ક્યાં સુધી બેસી રહેશે? અર્જુનનો વિષાદ પકવ ફળની જેમ ખેરવી નાખનાર શ્રીકૃષ્ણ તારો પણ ઇષ્ટદેવ છે. 'ગીતા'નો અભ્યાસ તને પ્રેરણા નથી આપી શકતો?'

'હું રેવાને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત યોગ્ય સમયે કરીશ. મને પણ આથમતી ઉંમરે સ્ત્રીના ઉષ્માભર્યા સહવાસની અનિવાર્યતા વરતાય છે. એટલે તો માર્ગીના પ્રસ્તાવનો મેં અસ્વીકાર કર્યો છે. સમય જોઈને....'

જટાશંકર,(સમય તો યુગોથી પથરાઈને પડેલો છે. એ કદી આવતો નથી, જતો નથી. સમયના અસ્ખલિત પ્રવાહમાંથી આપણે આપણી યથાશક્તિ ખોબો ભરી લેવાનો હોય છે. સમય સામે ચાલીને કદી અભિષેક કરવા આવતો નથી...યોગ્ય સમય એટલે શું? તું તો બીજાને ઉપદેશે છે. સારું કામ સ્વયં એક મુહૂર્ત છે.')

'હું...હું એ પંથે જ છું. મંજુલાબહેનની અંતિમ વિધિ પૂરી થાય, નટુભાઈ અને માધવીનો સંસાર વસે પછી પ્રાયશ્ચિત્તની ગંગામા સ્નાન કરી લઈશ.'

જટાશંકર આત્મમંથનથી વ્યાકુળ બની ગયા, 'ખરી વાત છે. અન્યના જીવન પર મારા શબ્દોની અસર થઈ છે. બધાંએ મારા પર અટલ શ્રદ્ધા રાખી પોતાના જીવનની ગૂંચો ઉકેલી છે. ને હું સ્વયં ખળખળ વહેતી નર્મદાને મૂક– જડ બની કિનારા

પર ઊભેલી ટેકરીઓની જેમ નિષ્ક્રિય બની રહ્યો છું. બીજાઓને કર્મણ્યતા પ્રતિ દોરનાર હું કેવળ મનોમંથન અનુભવી યોગ્ય સમયની પ્રતીક્ષા કરી રહ્યો છું. જ્યારે હુ કર્મણ્યે વાધિકારસ્તે... ગીતાસારનું આચરણરહિત રટણ કરતો અકર્મણ્યવાદનું જડ પૂતળું બની ગયો છુ બીજાનો ભોમિયો બનનાર હું સ્વયં ભવાટવિમાં ભૂલો પડયો છું... હું સક્રિય બનીશ... મંજુલાબહેનની અંતિમ ક્રિયા સુપેરે પતાવી, હું રેવા તરફ હાથ લંબાવીશ...'

જટાશંકર માડ ઊંઘી શકયા—

પ્રભાતે પોપચા ઊઘડી ગયા—

અપૂરતી નિદ્રા અને મનોમંથનના બોજથી કચડાયેલ જટા-શંકર અસ્વસ્થ હતા.

ઠંડા પાણીએ સ્નાન કરી ધોતિયું પહેરી, ત્રિપુંડ તાણી, શિખા છૂટી કરી, જટાશંકર અરીસા આગળ આવી, પોતાના પ્રતિબિંબને તાકી રહ્યા.

'સાચો 'હું' આ જ છું, 'હું' ખોવાતો જાઉં છું. 'હું' મને ઓળખી ના શકું એવો ખોવાઈ જાઉં તે પહેલા મારે મારા અસલ 'હું'ને શોધી કાઢવો જોઈએ. હજુ અસલ 'હુ'' જીવે છે એટલે તો મૂળને પ્રાપ્ત કરવા આત્મા ઝાંવા નાખે છે, જીવ વર્તમાન પરિસ્થિતિથી અતૃપ્તિ અનુભવતો ઝૂર્યા કરે છે.

જટાશંકરની આંખોમાથી અશ્રુધારા છૂટી.

'હે કૃષ્ણ કનૈયા, મને સાચા માર્ગે દોરજે. પુરુષાર્થના પંથે હું ચાલીશ. તુ મને દોરજે. નિષ્ક્રિયતા પર તારા આશીર્વાદ કદી ઊતરતા નથી એ જાણું છું. એટલે જ નિષ્ક્રિયતાના કામળો ત્યાગી, સક્રિયતાનું આવરણ અંગે લપેટવા તત્પર થયો છું. .મને શક્તિ આપજે...'

પૂજાવિધિ પૂરી કરી, જટાશંકર બાલ્કનીમાં બેઠા.

પેપર પર નજર ફેરવતા હતા ત્યા ફોનની ઘંટડી રણકી—

જટાશંકરે રિસીવર ઊંચક્યું.

'હલ્લો ! જટાશંકર બોલું છું.'

'નટુભાઈ બોલું છું.'

'બોલો, બોલો...'

'મંજુની વિધિ માટે ક્યારે આવવાનું છે? તમે બધી તૈયારીઓ કરી રાખજો.'

'તમે બધા નવમાની સાંજે ચાંણોદ આવી રહેજો. હું બધી જ વ્યવસ્થા કરી દઈશ. હું એકાદ દિવસ વહેલો પહોંચી જઈશ.'

'માધવી કેમ છે? મૌલિક કેમ છે?'

'બન્ને ગઈ રાતે મળવા આવ્યાં હતાં. બન્ને મંજુલાબહેનના નિધનથી દુઃખી છે.'

'હું કલ્પી શકું છું.'

'મં માધવીબહેનને મંજુલાબહેનની અંતિમ ઇચ્છાની વાત કરી છે.'

'માધવીનું શું મંતવ્ય છે.?'

'એમણે સદા તમારી ઇચ્છાને માન આપ્યું છે અને આપશે.'

'મજુની ક્રિયાપાણી પતી જાય પછી તમે કહેશે તે મુહૂર્તે હું માધવી અને મૌલિકનો વિધિસર ગૃહપ્રવેશ કરાવીશ. તમારા આશીર્વાદ સાથે.'

'મારા આશીર્વાદ ! હું ખુબ નિર્બળ માણસ છું.' જટાશંકર મનોમન બબડ્યા અને શબ્દો દ્વારા કહ્યું, 'ઈશ્વરના આશીર્વાદ તમારા પર ઊતરે એવી પ્રાર્થના કરીશ.'

'આવજો...'

જટાશંકરે ક્ષોભ અનુભવ્યો —

જટાશંકર ઑફિસે આવ્યા.

'લંચ અવર'માં માર્ગી જટાશંકરની કેબિનમાં આવી પહોંચી, "મને અવિનાશ લંચ માટે જઈએ. છીએ તમે પણ ચાલો...'

'તમે બન્ને જઈ આવો.'

'હજુ તો સંબંધનો પહેલો એકડો ઘુંટાય છે. તમારી હાજરીથી ખલેલ નહીં. પડે. તમારી ઉપસ્થિતિ ઉપકારક બનશે.'

'ચાલો.'

માર્ગીની કારમાં ત્રણે જણ હોટલમાં આવ્યા.

જટાશંકરના માધ્યમ દ્વારા માર્ગી અને અવિનાશ વાતો કરતા હતા.

અવિનાશની આંખોમાં શરમ અને શબ્દોમાં સંકોચ જોઈ જટાશંકરના મન પર અવિનાશની છાપ સારી પડી.

અવિનાશ અને માધવી એકબીજાને સમજવા માટે વધુ નજીક આવે એવું જટાશંકર ઇચ્છી રહ્યા.

સાંજે માર્ગી અને માધવીને જટાશંકરે ફ્લેટ પર એકઠાં કર્યાં.

જટાશંકર ઇચ્છતા હતા કે નટુભાઈ માધવીનો સ્વીકાર કરે તે પહેલા માર્ગી અને માધવી નવા સંબંધોથી વધુ નજીક આવે.

માર્ગી અને માધવી વાતો કરવા લાગ્યાં.

'માધવીબહેન, તમે કોઈ પણ જાતનો ક્ષોભ ના રાખશો. પપ્પાનો સ્વીકાર મારો સ્વીકાર છે. પંડ્યાસાહેબ અને પપ્પા દ્વારા તમારા તપ વિશેની હકીકત જાણી મને તમારા માટે માન જન્મ્યું છે. સામાજિક દૃષ્ટિએ તમે મારાં મમ્મી થાવ પણ હું તમને 'મમ્મી' નહીં કહું, 'માધવીબહેન' કહીશ.' માર્ગી હસી, 'ગમશે ને?'

'તમારી મમ્મી બનવા જેટલી ઉંમર નથી એટલે તમે 'મમ્મી' કહી મને અકાળે વૃદ્ધ બનાવી દો એ મને પણ નહીં ગમે. તમે 'માધવીબહેન' કહેશો તો જ ગમશે.'

'સગપણને બાજુ પર મૂકી, આપણે મિત્રો બની રહીશું.'

જટાશંકર આનંદથી બન્નેની વાતો સાંભળી રહ્યા.

'પંડ્યાસાહેબ, અવિનાશની પહેલી છાપ તમ પર

થઈ શકે. અનુભવોએ એને ઉંમર કરતા વધુ પુખ્ત બનાવ્યો છે. એને માટે એક છોકરી મારા ધ્યાનમાં છે.'

'કોણ છે?'

જટાશંકરે દિનમણિશંકરની પુત્રી રાધાની વાત કરી, 'ખૂબ સંસ્કારી છોકરી છે. મારી નજર સામે ઊછરી છે, મારે મન એ બીજી પ્રાર્થના છે.'

'તમારી ખાતરી હોય, મૌલિક અને રાધા એકબીજાને પસંદ કરે તો મને શો વાંધો હોઈ શકે? પણ દિનમણિશંકર જેવા ચુસ્ત કર્મકાણ્ડી બ્રાહ્મણ મારા અને માધવીના પુત્ર મૌલિકને પસંદ કરી શકશે? અને તે પણ પરજ્ઞાતિના?'

'મેં એમના કાને વાત નાખી છે. દાણો ચાંપી જોયો છે. પલટાતા સમયના પ્રવાહને દિનમણિશંકર ઓળખી શકે છે. એમને વાંધો નથી.'

'મને પણ વાંધો નથી.'

'થોડા સમય પછી મૌલિકના કાને વાત નાખીશ. રાધા અને મૌલિકની મુલાકાત કરાવીશું. બન્ને એકબીજાને પસંદ કરે તો પ્રશ્ન નથી. વિવાહ કરી રાખીશું. લગ્નને યોગ્ય ઉંમર થતાં બન્નેને પરણાવી દઈશું.'

નટુભાઈ હસ્યા, 'જટાશંકરભાઈ, તમે બીજાઓ વિશે ક્યાં સુધી વિચાર્યા કરશો? તમારા વિશે તમારે વિચારવું જોઈએ એમ તમને નથી લાગતું?'

જટાશંકર હસ્યા, 'લાગે છે. મેં મારા વિશે પણ વિચારવું શરૂ કરી દીધું છે. હજુ કર્તવ્ય બજાવવાનું બાકી છે. પછી મારી જાત પ્રત્યે કર્તવ્ય બજાવવાનો નિર્ણય કર્યો છે.'

'અહીંની ધરતી પર, અહીંની હવામાં, અહીંના વાતાવરણમાં તમે જે સંતૃપ્તિ અનુભવો છો તે ઉદ્યોગના વાતાવરણમાં અનુભવતા નથી એ મેં નોંધ્યું છે. વચન લઈ તમને મુશ્કેલીમાં મૂક્યા છે.'

'નટુભાઈ, તમે તો મને આધુનિક યુગના પ્રવાહથી, માનવીઓથી, એમની વિચારધારાથી, એમની જીવનશૈલીથી પરિચિત થવાની તક આપી છે. નહીંતર વિશ્વ ક્યાંથી ક્યાં આવી પહોંચ્યું છે એનો પ્રત્યક્ષ અનુભવ આ ખોબલા જેવડા વિશ્વમા ક્યાથી થાત ?'

'તમારી તુલના કોને શ્રેષ્ઠ માને છે ? પ્રાચીન મૂલ્યનિષ્ઠાને કે ભૌતિક વિકાસ તરફ દોરી જતી યંત્ર વિજ્ઞાન સંસ્કૃતિને ?'

('પ્રાચીન સંસ્કૃતિનુ બધુ જ શ્રેષ્ઠ નથી, આધુનિક સંસ્કૃતિનુ બધું જ કનિષ્ઠ નથી. વિશ્વને ભૌતિક વિકાસની જરૂર છે એટલી જ મૂલ્યનિષ્ઠાની અને આધ્યાત્મિકતાની આવશ્યકતા છે. આધુનિકતા અને મૂલ્યનિષ્ઠાના સમન્વયમાથી જન્મેલી સંસ્કૃતિ ઉત્તમ સાબિત થશે. ભૌતિક વિકાસથી ઉબકી જઈ એકવીસમી સદીનો માણસ ધર્મનિષ્ઠા-મૂલ્યનિષ્ઠામા વિસામો શોધશે. ધર્મનિષ્ઠા-મૂલ્યનિષ્ઠાના કૂંડાળામાં અટવાતો માણસ ભૌતિક સમૃદ્ધિ તરફ દોટ મૂકવા પ્રેરાશે અને પરાકાષ્ઠાના કોઈ બિંદુએ બન્ને સંસ્કૃતિનું સંમિલન થાય અને જગતને કોઈ અભિનવ સંસ્કૃતિની ભેટ મળે એવી સંભાવના છે.')

'ઉત્તમતાના સમન્વય જેવી ઉત્તમતા ક્યાય નથી 'નીઓ-એન્સિઅન્ટ' સંસ્કૃતિ વિશ્વને મળેલી ઉત્તમ ભેટ હશે. વિશ્વને આજે એક એવા નવા વિશ્વની જરૂર છે જેમા ભૌતિકતા અને આધ્યાત્મિકતાનું સંતુલન હોય. જો કે, આ એક રમ્ય સ્વપ્ન છે.'

'ક્યારેક ક્યારેક સ્વપ્નાં પણ સાચ્યાં પડતા હોય છે. આશાવાદ સૌથી મોટો 'વાદ' છે. ભૌતિક પ્રગતિ પરિસીમા સર કરતી જાય છે. સીમા પછી શું ? સીમાની સીમા ન હોય. વિશ્વ જે રીતે ગતિ કરી રહ્યુ છે એ જોતા લાગે છે કે વિશ્વ હાંફતું જાય છે. ક્યાંક તો એનુ અટકસ્થાન આવશે. સુખ-શાંતિને ઝંખશે. એ આપી શકશે વેદકાળથી આજપર્યંત એકધારું અસ્તિત્વ ધરાવતો આધ્યાત્મિકવાદ. કોઈ બિંદુએ તો ભૌતિકવાદ અને આધ્યાત્મિકવાદે સંતુલન સાધવું પડશે. એ અંગે હું આશાવાદી છું.'

'જટાશંકરભાઈ, આપણે ઘણી જ્ઞાનચર્ચા કરી. વિશ્વની આવતી-કાલ અંગે આગાહીઓ કરી. હું આવું વિચારી શકું છું એ જાણી મને પણ આશ્ચર્ય થયું !'

'અતિ સમૃદ્ધિએ તમારામા રહેલા નિર્વેદને ઉદ્દીપ્ત કર્યો છે. તમારા જીવનની સમસ્યાઓ અને અનુભવોએ તમારામા જે મનોમંથન જગાડયું છે એનો આ નિચોડ છે. સમય–સંજોગ–સંદર્ભ મળતાં આપણામાં રહેલું વિત્ત અનાયાસે પ્રગટ થઈ જાય છે. ચાલો, ઊઠીશું ?'

જટાશંકર અને નટુભાઈ ઊઠયા.

શેરીઓમા કૂતરાં ભસતા હતાં.

ગાયો આડી પડી હતી.

ઝાખા દીવા પીળો પ્રકાશ વેરી રહ્યા હતા.

નટુભાઈને ઉતારા પર મૂકી, જટાશંકર ઘેર આવ્યા. બારણાની સાંકળ ખખડાવી.

રીનાએ બારણું ખોલ્યું.

'રીના, બેટી, તારી ઊંઘમાં ખલેલ પાડી નહીં ?'

'કાકાબાપુ, આવું બોલી મને શરમમાં મૂકશો નહીં. તમારા પ્રત્યે કોઈ ફરજ અદા કરી શકી નથી. આટલી નજીવી ફરજ તો બજાવવા દો.'

જટાશંકર મેડીએ જઈ ખાટલીમાં આડા પડયા.

જટાશંકરે કલ્પેલું કે, પ્રણવ બારણું ખોલશે અને રીના ઊંઘ બગડવા બદલ આછોપાતળો બબડાટ કરશે. તેના બદલે ગાઉનમા નહીં, પણ સાડીમાં સજ્જ ગૃહિણી જેવી લાગતી રીનાએ પ્રસન્નતાથી બારણું ખોલ્યું તેથી જટાશંકરને આશ્ચર્ય થયું, આનંદ થયો.

જટાશંકરને લાગ્યું : રીના સમજુ ગૃહિણી બનતી જાય છે.

એક પછી એક પરિસ્થિતિ થાળે પડતી હતી.

જટાશંકરે ઇષ્ટદેવની કૃપાનો સ્વીકાર કર્યો અને 'જય ...'ના નામરટણ સાથે આંખો મીંચી દીધી.

ત્રિવેણીસંગમ પર અસ્થિવિસર્જનની વિધિ નિહારે જટાશંકરના મંત્રોચ્ચાર સાથે બજાવી–

યજ્ઞની વેદી રચાઈ–

પંચ બ્રહ્મદેવોએ વેદોના મંત્રો ઉચ્ચાર્યા–

ઘૃત અને છાણા હોમાયાં–

ધૂમ્ર પ્રસારતી અગ્નિશિખાઓ ભડભડી ઊઠી–પંચ દેવોને આવાહન અપાયું.

ચાંદીના રૂપેરી તારથી પિંડ વહેરાયો–પંચદેવોને આહુતિ અપાઈ—

સગ્વણી પુરાઈ—

દસમાથી તેરમા સુધીની વિધિ જટાશંકરે અગ્રેસર બની શાસ્ત્રાનુસાર પૂરી કરી.

એકવીસ બ્રાહ્મણોને મોદકનું બ્રહ્મભોજન કરાવાયું–

નટુભાઈએ સંતર્પક દક્ષિણાથી સર્વને પ્રસન્ન કર્યા – પ્રત્યેકને એક હજાર એક આપનાર આ પહેલો યજમાન હતો.

જટાશંકરે દક્ષિણાનો અનાદર ન કર્યો, પણ આંખે–મસ્તકે અડાડી, અન્ય ભૂદેવો વચ્ચે વહેંચી દીધી.

પાંચેક દિવસના વસવાટ દરમિયાન સવાર–બપોરે વિધિ થતી.

સાંજે જટાશંકર નટુભાઈ, સાગી ગાર્ગી, ગગન, પ્રણવ, રીના હોડીમા કરનાળી, ગંગનાથ, સૌભાગ્યસુંદરી, અનસૂયા, બદ્રિકાશ્રમ વગેરે સ્થળોએ ફેરવતા. પૌરાણિક મહત્ત્વ અને વીંટળાયેલી દંતકથા સમજાવતા.

જટાશંકરે જોયું તો ગગન ઉદાસ રહેતો હતો. એમને લાગ્યું, માધવી અને મૌલિકનો નટુભાઈ સ્વીકાર કરે એ વાત ગગનને ખૂંચતી હતી. મંજુલાબહેન અને સમસ્ત પરિવારની ઉપસ્થિતિમા માધવી સાથેના અતીતનો સ્ફોટ કર્યો ત્યારે પણ ગગને ખુલ્લંખુલ્લા વિરોધ કર્યો હતો અને નિહારે પણ ગગનના વિરોધને ટેકો આપ્યો

'જટાશંકરભાઈ, આપણે ઘણી જ્ઞાનચર્ચા કરી. વિશ્વની આવતી-કાલ અંગે આગાહીઓ કરી. હું આવુ વિચારી શકું છું એ જાણી મને પણ આશ્ચર્ય થયું !'

'અતિ સમૃદ્ધિએ' તમારામા રહેલા નિર્વેદને ઉદ્દીપ્ત કર્યો છે. તમારા જીવનની સમસ્યાઓ અને અનુભવોએ તમારામા જે મનોમંથન જગાડયું છે એનો આ નિચોડ છે. સમય–સંજોગ–સંદર્ભ મળતાં આપણામાં રહેલું વિત્ત અનાયાસે પ્રગટ થઈ જાય છે. ચાલો, ઊઠીશુ ?'

જટાશંકર અને નટુભાઈ ઊઠયા.

શેરીઓમાં કૂતરાં ભસતાં હતાં.

ગાયો આડી પડી હતી.

ઝાખા દીવા પીળો પ્રકાશ વેરી રહ્યા હતા.

નટુભાઈને ઉતારા પર મૂકી, જટાશંકર ઘેર આવ્યા. બારણાની સાકળ ખખડાવી.

રીનાએ બારણું ખોલ્યું.

'રીના, બેટી, તારી ઊંઘમા ખલેલ પાડી નહીં ?'

'કાકાબાપુ, આવું બોલી મને શરમમાં મૂકશો નહીં. તમારા પ્રત્યે કોઈ ફરજ અદા કરી શકી નથી. આટલી નજીવી ફરજ તો બજાવવા દો.'

જટાશંકર મેડીએ જઈ ખાટલીમાં આડા પડયા.

જટાશંકરે કલ્પેલું કે, પ્રણવ બારણું ખોલશે અને રીના ઊંઘ બગડવા બદલ આછોપાતળો બબડાટ કરશે. તેના બદલે ગાઉનમા નહીં, પણ સાડીમા સજ્જ ગૃહિણી જેવી લાગતી રીનાએ પ્રસન્નતાથી બારણું ખોલ્યું તેથી જટાશંકરને આશ્ચર્ય થયું, આનંદ થયો.

જટાશંકરને લાગ્યું : રીના સમજુ ગૃહિણી બનતી જાય છે.

એક પછી એક પરિસ્થિતિ થાળે પડતી હતી.

જટાશંકરે ઇષ્ટદેવની કૃપાનો સ્વીકાર કર્યો અને 'જય 'ગણ'ના નામરટણ સાથે આંખો મીંચી દીધી.

ત્રિવેણીસંગમ પર અસ્થિવિસર્જનની વિધિ નિહારે જટાશંકરના મંત્રોચ્ચાર સાથે બજાવી–

યજ્ઞની વેદી રચાઈ–

પંચ બ્રહ્મદેવોએ વેદોના મંત્રો ઉચ્ચાર્યા–

ઘૃત અને છાણાં હોમાયાં–

ધૂમ્ર પ્રસારની અગ્નિશિખાઓ ભડભડી ઊઠી–પંચ દેવોને આવાહન અપાયું.

ચાંદીના રૂપેરી તારથી પિંડ વહેરાયો–પંચદેવોને આહુતિ અપાઈ—

સગવણી પુરાઈ—

દસમાથી તેરમા સુધીની વિધિ જટાશંકરે અગ્રેસર બની શાસ્ત્રાનુસાર પૂરી કરી.

એકવીસ બ્રાહ્મણોને મોદકનું બ્રહ્મભોજન કરાવાયું–

નટુભાઈએ સંતર્પક દક્ષિણાથી સર્વને પ્રસન્ન કર્યા – પ્રત્યેકને એક હજાર એક આપનાર આ પહેલો યજમાન હતો.

જટાશંકરે દક્ષિણાનો અનાદર ન કર્યો, પણ આંખે–મસ્તકે અડાડી, અન્ય ભૂદેવો વચ્ચે વહેંચી દીધી.

પ્રત્યેક દિવસના વસવાટ દરમિયાન સવાર–બપોરે વિધિ થતી.

સાંજે જટાશંકર નટુભાઈ, માર્ગી ગાર્ગી, ગગન, પ્રણવ, રીના હોડીમાં કરનાળી, ગંગનાથ, સૌભાગ્યસુંદરી, અનસૂયા, બદ્રિકાશ્રમ વગેરે સ્થળોએ ફેરવતા. પૌરાણિક મહત્ત્વ અને વીંટળાયેલી દંતકથા સમજાવતા.

જટાશંકરે જોયું તો ગગન ઉદાસ રહેતો હતો. એમને લાગ્યું, માધવી અને સૌલિકનો નટુભાઈ સ્વીકાર કરે એ વાત ગગનને ખૂંચતી હતી. મંજુલાબહેન અને સમસ્ત પરિવારની ઉપસ્થિતિમાં માધવી સાથેના અતીતનો સ્ફોટ કર્યો ત્યારે પણ ગગને ખુલ્લંખુલ્લં વિરોધ કર્યો હતો અને નિહારે પણ ગગનના વિરોધને ટેકો

હતો, પણ મંજુલાબહેનના મૃત્યુએ બધાંને ચૂપ કરી દીધાં હતાં. નિહાર સ્વસ્થ હોવાથી એનું મન કળાતું નહોતું, પણ ગગનના મનોભાવ સ્પષ્ટ કળાતા હતા.

અંતિમક્રિયાની પૂર્ણાહુતિ થઈ–

ચાણોદ છોડવાની આગલી રાતે નટુભાઈએ જટાશંકર સાથે ચર્ચાવિચારણા કરી પરિવારના સભ્યોની મીટિંગ ભરી.

નટુભાઈએ કહ્યું, 'મંજુની ઇચ્છા મુજબ અઢારમા દિવસે હું માધવીનો અને મૌલિકનો સ્વીકાર કરવાનો છું. પહેલાં લગ્ન રજિસ્ટર્ડ કરાવવાનો વિચાર હતો, પણ જટાશંકરભાઈની ઇચ્છા મુજબ આર્યવિધિથી અગ્નિની સાક્ષીએ કેવળ પરિવારના સભ્યોની જ ઉપસ્થિતિમાં સાદાઈથી લગ્ન કરવાનો છું. અત્યાર સુધી પરિવારના સભ્યોની ખૂબીને બિરદાવી, ખામીઓને નભાવી લઈ બધાં એક છત્ર હેઠળ રહે અને સાથેસાથે એમની સ્વતંત્રતા પણ જળવાય એવા પ્રયત્નો કરતો આવ્યો છું. પરિવારના વડા તરીકે કદી મારા વિચારો કોઈના પર લાદ્યા નથી. હું નથી ઇચ્છતો કે માધવી સાથેના મારા સંબંધો કોઈને દુ:ખ પહોંચાડે. જેમને વિરોધ હોય તે વિના સંકોચે વ્યક્ત કરે. એમાથી રસ્તો કાઢવાના પ્રયત્નો કરીશું.'

બધાં ચૂપ થઈ ગયાં.

માર્ગી અને ગાર્ગીએ એકબીજા સામે જોયું.

નિહારે ગગન સામે જોયું.

પ્રણવ અને રીના સ્વસ્થ હતાં.

'તમે બધાં નિખાલસતાથી અભિપ્રાય આપો, નિહારભાઈના મોટા પુત્ર તરીકે અભિપ્રાય આપવાની પહેલી કરે એ વધુ યોગ્ય કહેવાય.' જટાશંકર બોલ્યા.

નિહાર ગગન સામે જોઈ બોલ્યો, 'મને પપ્પાના માધવીબહેન સાથેના સંબંધો સામે વાંધો નથી, પણ મૌલિકને પુત્ર તરીકે સ્વીકૃતિ આપે એ સામે વાંધો છે.'

નિહારના શબ્દોથી સન્નાટો વ્યાપી ગયો.

'તમે બધાં જે કહેવું હોય તે નિ:સંકોચ કહી દો. પછી હું છેલ્લે જવાબ આપીશ. તમારો અભિપ્રાય હું સ્વીકારીશ મારો નિર્ણય કોઈને અન્યાયકર્તા નહીં હોય, છતાં બંધનકર્તા તો જરૂર રહેશે.' નટુભાઈએ લેશમાત્ર અસ્વસ્થ બન્યા સિવાય કહ્યું.

જટાશંકરે માર્ગી સામે જોયું–

'પપ્પાના નિર્ણયને હું દિલથી સ્વીકારું છું. આપણી ખામીઓ સાથે આપણામાં લઘુતાગ્રંથિ ન જન્મે એ રીતે આપણને નભાવી લેનાર પપ્પાને એમનું જીવન જીવવાનો પૂરો અધિકાર છે. પપ્પાના આ નિર્ણય પર મને ગૌરવ છે.' માર્ગીએ ખુમારીથી કહ્યું, 'એમની લાગણીનો આપણે વિચાર કરવો જોઈએ.'

'હું પણ માર્ગીબહેન સાથે સંમત છું.' ગાર્ગી બોલી ઊઠી, 'પપ્પા શું ખોટું કરે છે?'

'પપ્પાનું આ પગલું મને માન્ય નથી. સમાજમા આપણું કેટલુ ખોટું દેખાય ?' ગગન બોલી ઊઠ્યો.

'પપ્પા જે કરે છે તે યોગ્ય કરે છે. આપણને આપણી મરજી મુજબ જીવવા દેનાર પપ્પાને એમની મરજી મુજબ જીવવાનો અધિકાર નથી ? પપ્પાએ કાયમ આપણી અપેક્ષાઓ હસતા મુખે સંતોષી છે. આપણે કદી પપ્પાની અપેક્ષાઓ વિશે વિચાર્યું છે કે એ શું ઝંખે છે ? પપ્પાના નિર્ણયનો વિરોધ કરવા જેટલી હું સ્વાર્થી બની શકતી નથી.' રીનાએ રોષથી કહ્યું.

'મને નિહાર અને ગગનભાઈના અભિપ્રાયમાં વજૂદ લાગે છે.' નિહારની પત્ની નીમાએ કહ્યું.

'હું આમ તો પારકો કહેવાઉં પણ પરિવારની પુત્રવધૂ તરીકે નીમાભાભી જો પરિવારના સભ્ય ગણાય તો જમાઈ તરીકે હું પણ મારો અભિપ્રાય આપવાને એટલો જ હકદાર કહેવાઉં.' પ્રણવે કહ્યું, 'હું કોઈના અભિપ્રાયને ટેકો આપતો નથી. પણ મારો સ્વતંત્ર

હતો, પણ મંજુલાબહેનના મૃત્યુએ બધાંને ચૂપ કરી દીધાં હતાં. નિહાર સ્વસ્થ હોવાથી એનું મન કળાતું નહોતું, પણ ગગનના મનોભાવ સ્પષ્ટ કળાતા હતા.

અંતિમક્રિયાની પૂર્ણાહુતિ થઈ–

ચાણોદ છોડવાની આગલી રાતે નટુભાઈએ જટાશંકર સાથે ચર્ચાવિચારણા કરી પરિવારના સભ્યોની મીટિંગ ભરી.

નટુભાઈએ કહ્યું, 'મંજુની ઇચ્છા મુજબ અઢારમા દિવસે હું માધવીનો અને મૌલિકનો સ્વીકાર કરવાનો છું. પહેલાં લગ્ન રજિસ્ટર્ડ કરાવવાનો વિચાર હતો, પણ જટાશંકરભાઈની ઇચ્છા મુજબ આર્યવિધિથી અગ્નિની સાક્ષીએ કેવળ પરિવારના સભ્યોની જ ઉપસ્થિતિમાં સાદાઈથી લગ્ન કરવાનો છું. અત્યાર સુધી પરિવારના સભ્યોની ખૂબીને બિરદાવી, ખામીઓને નભાવી લઈ બધાં એક છત્ર હેઠળ રહે અને સાથેસાથે એમની સ્વતંત્રતા પણ જળવાય એવા પ્રયત્નો કરતો આવ્યો છું. પરિવારના વડા તરીકે કદી મારા વિચારો કોઈના પર લાદ્યા નથી. હું નથી ઇચ્છતો કે માધવી સાથેના મારા સંબંધો કોઈને દુ:ખ પહોંચાડે. જેમને વિરોધ હોય તે વિના સંકોચે વ્યક્ત કરે. એમાંથી રસ્તો કાઢવાના પ્રયત્નો કરીશું.'

બધાં ચૂપ થઈ ગયાં.

માર્ગી અને ગાર્ગીએ એકબીજા સામે જોયું.

નિહારે ગગન સામે જોયું.

પ્રણવ અને રીના સ્વસ્થ હતાં.

'તમે બધા નિખાલસતાથી અભિપ્રાય આપો, નિહારભાઈના મોટા પુત્ર તરીકે અભિપ્રાય આપવાની પહેલી કરે એ વધુ યોગ્ય કહેવાય.' જટાશંકર બોલ્યા.

નિહાર ગગન સામે જોઈ બોલ્યો, 'મને પપ્પાના માધવીબહેન સાથેના સંબંધો સામે વાંધો નથી, પણ મૌલિકને પુત્ર તરીકે સ્વીકૃતિ આપે એ સામે વાંધો છે.'

ઉત્તમ કર્મ બની રહેશે'

નટુભાઈનો ઉત્તર સાંભળવા બધાંની દૃષ્ટિ નટુભાઈ પર ઠરી.

'હજુ કોઈને કાંઈ કહેવું છે?' નટુભાઈએ બધાં તરફ દૃષ્ટિ ફેરવી.

થોડી ક્ષણો મૌન પ્રસરી રહ્યું.

'ઊભી થનાર પરિસ્થિતિનો મને, મારા અતીત પરનું આવરણ દૂર થયું તે રાતે જ નિહાર અને ગગનના વલણ પરથી અંદાજ આવેલો. મેં આ અંગે વિચારી રાખેલુ. હવે હું કહુ તે શાંતિથી સાંભળો.'

જટાશંકર નટુભાઈની સ્વસ્થતાથી પ્રભાવિત થયા.

નટુભાઈ બોલ્યા, 'પ્રશ્ન માત્ર નિહાર–નીમા અને ગગનનો છે. મને સ્પષ્ટ સમજાયું કે એમનો વિરોધ મારા માધવી અને મૌલિકને અપનાવવા સામે સામાજિક કરતાં આર્થિક વિશેષ છે. મિલકતમાં બે ભાગીદારો વધે એ એમને રુચતું નથી એટલે સામાજિક પ્રતિષ્ઠાની ઢાલ ધરે છે.

'સામાજિક પ્રતિષ્ઠા', 'સમાજ શું કહેશે?' એ શબ્દો ગગનના મોઢામા કેટલા શોભે છે એ ગગન ખુદ એના બિનજવાબદાર અને વ્યસનપરસ્ત જીવન તરફ દૃષ્ટિપાત કરી વિચારી લે. જુગાર, શરાબ, સુંદરીઓની સોબત અને બેફામ ડ્રાઈવિંગના કેટલા ગુનાઓમાંથી નટુભાઈ નામના માણસે બાપના સંબધે એને બચાવ્યો છે. એનું જે પણ 'કંઈક' સ્થાન ટકી રહ્યું છે તે એના બાપની શરમે. મારે આ કહેવું ન જોઈએ પણ જ્યારે 'આબરૂ', 'પ્રતિષ્ઠા'ની બારાખડીનો એકડો પણ જેણે ઘૂંટયો નથી તે મને 'આબરૂ', 'પ્રતિષ્ઠા', 'સામાજિક શરમ'ના પાઠ ભણાવવા બેઠો છે ત્યારે મારે ના છૂટકે આવા શબ્દો ઉચ્ચારવા પડે છે. કેટકેટલાંનું કેટકેટલુ હું ગળી ગયો છું. મારી સહનશીલતાનીય એક સીમા છે. હું પણ માણસ નામનું પ્રાણી છું.

અભિપ્રાય રજૂ કરતાં કહીશ કે પપ્પાએ આજપર્યંત બીજાના સુખની જ ખેવના કરી છે. બીજાને સુખી કરનારને સુખી કરવાનો આપણો કોઈ ધર્મ નથી? આજ સુધી આપણે તમામ આપણી સમસ્યાઓનો બોજો એમના પર ખડકતા આવ્યા છીએ, એમણે કદી આપણી સામે ફરિયાદ સુધ્ધાં કરી છે? અંતર પર આગળી મૂકી સૌ વિચારી લે, એમણે આપણી નિર્બળતાઓ નભાવી નથી લીધી? ઢળતી જીવન-સંધ્યાએ એમના સુખનો માર્ગ મોકળો કરી આપવાની આપણા સૌની હું ફરજ સમજુ છું. આ દ્વારા આપણામાંથી કોઈને અન્યાય થતો હોય એમ હું માનતો નથી.'

નટુભાઈ સ્થિતપ્રજ્ઞની જેમ સ્વસ્થતાથી બેઠા હતા. તેમના ચહેરા પર અજંપાની એકાદી રેખા પણ ઊપસી નહોતી.

જટાશંકર ટટ્ટાર થયા, 'છેલ્લે હું અભિપ્રાય આપું. નટુભાઈનું આ ઉત્તમ પ્રાયશ્ચિત્ત છે. જો, ન્યાય-અન્યાયની દૃષ્ટિએ વિચારીએ તો નટુભાઈના માધવીબહેન સાથેના સંબંધો મંજુલાબહેનને સૌથી અન્યાયકર્તા હતા. નટુભાઈએ મંજુલાબહેન અને માધવી તરફ સમતોલ ફરજ બજાવતા જે રિબામણ અનુભવી છે એની નોંધ મંજુલાબહેને લીધી છે, માધવીના તપની નોંધ પણ લીધી છે એટલે જ તો એ પુણ્યશાળી આત્માને પોતાના મૃત્યુની આગાહી થઈ ગઈ હોય કે ગમે તેમ પણ એમણે સ્વયં આપણા સૌના હાજરીમાં માધવીબહેનનો સ્વીકાર કરી લેવાનું વચન લીધું હતું. માધવીબહેને આ સંબંધોનો સ્ફોટ ન કરવા નટુભાઈને વારંવાર વિનંતી કરી હતી. છેલ્લે છેલ્લે મૌલિકે પણ નટુભાઈની સામાજિક પ્રતિષ્ઠા ન ડોહળી જાય, પરિવારમા ક્લેશ ન જન્મે એટલા માટે પોતાનો જાહેર સ્વીકાર ન કરવાનું સૂચન કરતાં, સમજદારીપૂર્વક કહ્યું હતું, 'અમે માતા-પુત્ર દૂર દૂર ચાલ્યાં જઈશું.' નટુભાઈ, મંજુલાબહેન, માધવી-બહેન અને મૌલિકે પોતપોતાની રીતે સમર્પણ આપ્યું છે. વર્તમાન પરિસ્થિતિમા માધવીબહેન અને મૌલિકનો સ્વીકાર નટુભાઈનું

પોતપોતાનો સાતમો ભાગ લઈ છૂટા થઈ શકે છે. હું એમને છૂટા થવાનું કહેતો નથી, છતાં એમની ઇચ્છા હશે તો હું એનો અમલ કરીશ,

હવે પછીનું 'N. K. Industr es Ltd.'નું જે સાહસ હશે એમાં નફા-ખોટની જવાબદારી સાથે રહેનાર સભ્યોની રહેશે. નિહાર અને ગગન ઉપરાંત બીજા કોઈને પણ છૂટા થવું હોય તો બે દિવસ વિચાર કરવાની તક આપું છું. છેલ્લે મંજુ સાથે થયેલી વાત કહું. મંજુએ એનું વિલ કર્યું છે એની મને તે જ રાતે જાણ થઈ ગયે ત્યારે એનુ મૃત્યુ થાય તેના તેરમા દિવસ પછી બધાની સમક્ષ વિલ વાચવું અને તેનો ચુસ્તપણે અમલ કરવો એવું મારી પાસેથી વચન માગ્યું છે. વિલ રજિસ્ટર્ડ કરાવ્યુ છે. એક સિલબંધ નકલ મને આપી છે. પરમ દિવસે આપણે બધાં વડોદરા આ પ્રમાણે એકઠાં થઈશું. બધાંની હાજરીમાં આપણા સોલિસિટર 'મેસર્સ પરીખ એન્ડ શાહ'ને પણ વડોદરા બોલાવી લઈશું.

હું માધવી અને મૌલિકનો મંજુના મૃત્યુના અઢારમા દિવસે સ્વીકાર કરવાનો છું.

બધાને બે દિવસની મુદત આપું છું. જેમને સાથે રહેવું હોય તે રહી શકે છે, જવું હોય તે જઈ શકે છે. આ મારો અફર નિર્ણય છે. એમાં મીનમેખ નથી. હા, મંજુનું વિલ વાંચતા પહેલાં નિહાર-ગગનનો નિર્ણય માગીશ.'

નટુભાઈ એકધારું બોલીને થાકી ગયા. તેમના શ્વાસ ઊછળતા હતા. તેમણે આંખો મીંચી દીધી.

નટુભાઈનું આવું ગંભીર અને વિચારશીલ સ્વરૂપ નટુભાઈના પરિવારની સાથે સાથે જટાશંકરની પણ કલ્પના બહારનું હતું. જટાશંકરને લાગ્યું, પોતે નટુભાઈનું નવું સ્વરૂપ જોઈ રહ્યા છે.

જટાશંકર મનોમન બોલ્યા, 'નટુભાઈ, એક ઉદ્યોગપતિ હોવા છતાં તમારામા રહેલી ન્યાય-ધર્મબુદ્ધિથી પ્રભાવિત થયો છું. સંસારમાં

નિહાર સામે મારી એટલી જ ફરિયાદ છે કે એ પત્ની અને પુત્ર સાથે સ્વતંત્ર સંસાર માડીને બેસી ગયો છે અણે પરિવારમાં પરિવાર ઊભો કર્યો છે. એને પોતાના સંસાર અને પૈસાની જ પડી છે. એની લાગણીનો મને અને મંજુને કદી અનુભવ થયો નથી, હા શિક્ષિત છે એટલે ઔપચારિકતા બજાવવામાંથી પાછો પડ્યો નથી. એ ગગન જેટલો બે-આબરૂ અને બિનજવાબદાર નથી એટલો જરૂર સંતોષ છે. મંજુ પણ એને પરિવારનો અલગ થઈ ગયેલો એક હિસ્સો જ માનતી હતી, છતાં છોકરો એના સંસારમાં સુખી છે, દૂર છે, છતા સાથે છે એવો સંતોષ અનુભવતા હતાં કારણ કે અમે મા-બાપ હતાં. અમે ઉદારતાથી બધું નભાવી લેતા. પણ અમારી પણ કોઈ અપેક્ષા હોય છે એ જાણવાની કોઈએ દરકાર કરી નથી.

હવે મૂળ મુદ્દા પર આવું—

'N. K. Industries Ltd.' મારા ખૂનપસીનાનું ફરજંદ છે. એની આબરૂ ઊભી કરવામાં મેં મારી યુવાની હોમી દીધી છે. એ મારા પુરુષાર્થનું ફરજંદ છે. વડીલોપાર્જિત મિલકત નથી. એ મિલકતમાંથી નિહાર રહે છે એ બંગલો મંજુના નામે છે. હું અને રીના રહીએ છીએ એ બન્ને બંગલા મારા નામે છે. એ તમામ મિલકત પર કાયદેસરનો કોઈનો અધિકાર નથી. હું ધારું તો આમાથી ફૂટી કોડી પણ કોઈને ન આપું...'

નટુભાઈ અટક્યા અને બધાંના ચહેરા પર નજર ફેરવી.

નિહાર–નીમા અને ગગન સિવાય બધાંના ચહેરાઓ પર આનંદની રેખાઓ ફૂટી હતી.

'પણ હું અન્યાય નહીં કરું. માતા-પિતાઓ સંતાનોના અન્યાય સહેવા ટેવાયેલાં છે, અન્યાય કરવા નહીં, કારણ કે વાત્સલ્ય નામનું તત્ત્વ એમના અંતરમાં પડેલું હોય છે સ્થાવર–જંગમ મિલકતના આપણે સાત ભાગીદારો છીએ. હું, મંજુ, નિહાર, સાગી, રીના, ગગન, અને ગાર્ગી. નિહાર અને ગગન આજ સુધીની મિલકતમાંથી

પોતપોતાનો સાતમો ભાગ લઈ છૂટા થઈ શકે છે. હું એમને છૂટા થવાનું કહેતો નથી, છતાં એમની ઇચ્છા હશે તો હું એનો અમલ કરીશ,

હવે પછીનું 'N. K. Industr es Ltd.'નું જે સાહસ હશે એમાં નફા-ખોટની જવાબદારી સાથે રહેનાર સભ્યોની રહેશે. નિહાર અને ગગન ઉપરાંત બીજા કોઈને પણ છૂટા થવું હોય તો બે દિવસ વિચાર કરવાની તક આપું છું. છેલ્લે મંજુ સાથે થયેલી વાત કહું. મંજુએ એનું વિલ કર્યું છે એની મને તે જ રાતે જાણ થઈ ગમે ત્યારે એનું મૃત્યુ થાય તેના તેરમા દિવસ પછી બધાની સમક્ષ વિલ વાચવું અને તેનો ચુસ્તપણે અમલ કરવો એવું મારી પાસેથી વચન માગ્યું છે. વિલ રજિસ્ટર્ડ કરાવ્યુ છે. એક સિલબંધ નકલ મને આપી છે. પરમ દિવસે આપણે બધાં વડોદરા આ પ્રમાણે એકઠાં થઈશું. બધાની હાજરીમાં આપણા સોલિસિટર 'મેસર્સ પરીખ એન્ડ શાહ'ને પણ વડોદરા બોલાવી લઈશું.

હું માધવી અને મૌલિકનો મંજુના મૃત્યુના અઢારમા દિવસે સ્વીકાર કરવાનો છું.

બધાંને બે દિવસની મુદત આપું છું. જેમને સાથે રહેવું હોય તે રહી શકે છે, જવું હોય તે જઈ શકે છે આ મારો અફર નિર્ણય છે. એમાં મીનમેખ નથી. હા, મંજુનું વિલ વાચતાં પહેલાં નિહાર-ગગનનો નિર્ણય માગીશ.'

નટુભાઈ એકધારું બોલીને થાકી ગયા. તેમના શ્વાસ ઊછળતા હતા. તેમણે આંખો મીંચી દીધી.

નટુભાઈનું આવું ગંભીર અને વિચારશીલ સ્વરૂપ નટુભાઈના પરિવારની સાથે સાથે જટાશંકરની પણ કલ્પના બહારનું હતું. જટાશંકરને લાગ્યું, પોતે નટુભાઈનું નવું સ્વરૂપ જોઈ રહ્યા છે.

જટાશંકર મનોમન બોલ્યા, 'નટુભાઈ, એક ઉદ્યોગપતિ હોવા છતાં તમારામાં રહેલી ન્યાય-ધર્મબુદ્ધિથી પ્રભાવિત થયો છું. સંસારમાં

નિહાર સામે મારી એટલી જ ફરિયાદ છે કે એ પત્ની અને પુત્ર સાથે સ્વતંત્ર સંસાર માંડીને બેસી ગયો છે. એણે પરિવારમાં પરિવાર ઊભો કર્યો છે. એને પોતાના સંસાર અને પૈસાની જ પડી છે. એની લાગણીનો મને અને મંજુને કદી અનુભવ થયો નથી, હા શિક્ષિત છે એટલે ઔપચારિકતા બજાવવામાંથી પાછો પડ્યો નથી. એ ગગન જેટલો બે-આબરૂ અને બિનજવાબદાર નથી એટલો જરૂર સંતોષ છે. મંજુ પણ એને પરિવારનો અલગ થઈ ગયેલો એક હિસ્સો જ માનતી હતી, છતાં છોકરો એના સંસારમા સુખી છે, દૂર છે, છતાં સાથે છે એવો સંતોષ અનુભવતા હતા કારણ કે અમે મા-બાપ હતાં. અમે ઉદારતાથી બધું નભાવી લેતાં, પણ અમારી પણ કોઈ અપેક્ષા હોય છે એ જાણવાની કોઈએ દરકાર કરી નથી.

હવે મૂળ મુદ્દા પર આવું—

'V. K. Industries Ltd.' મારા ખૂનપસીનાનું ફરજંદ છે. એની આબરૂ ઊભી કરવામા મેં મારી યુવાની હોમી દીધી છે. એ મારા પુરુષાર્થનું ફરજંદ છે. વડીલોપાર્જિત મિલકત નથી. એ મિલકતમાથી નિહાર રહે છે એ બંગલો મંજુના નામે છે. હું અને રીના રહીએ છીએ એ બન્ને બંગલા મારા નામે છે એ તમામ મિલકત પર કાયદેસરનો કોઈનો અધિકાર નથી. હું ધારું તો આમાંથી ફૂટી કોડી પણ કોઈને ન આપું...'

નટુભાઈ અટક્યા અને બધાંના ચહેરા પર નજર ફેરવી.

નિહાર–નીમા અને ગગન સિવાય બધાંના ચહેરાઓ પર આનંદની રેખાઓ ફૂટી હતી.

'પણ હું અન્યાય નહીં કરું. માતા-પિતાઓ સંતાનોના અન્યાય સહેવા ટેવાયેલાં છે, અન્યાય કરવા નહીં, કારણ કે વાત્સલ્ય નામનું તત્ત્વ એમના અંતરમાં પડેલું હોય છે સ્થાવર–જંગમ મિલકતના આપણે સાત ભાગીદારો છીએ. હું, મંજુ, નિહાર, માર્ગી, રીના, ગગન, અને ગાર્ગી. નિહાર અને ગગન આજ સુધીની મિલકતમાથી

જટાશંકરે અગ્રેસર બની મંજુલાબહેનની દસમાથી તેરમા સુધીની વિધિ શાસ્ત્રસંગત પદ્ધતિએ બજાવી.

નટુભાઈ અને પરિવારના સભ્યો વહેલી સવારે વડોદરા જવા તૈયાર થયા.

'હું બધું પતાવીને આવતીકાલે વડોદરા આવું છું.' જટાશંકરે કહ્યું.

'આવતી કાલે જરૂર આવી રહેજો. સાંજે મિલકતની અને લાગણીની વહેંચણી કરવાની છે.' નટુભાઈએ કહ્યું.

'જરૂર આવી રહીશ. હું ઇચ્છુ છુ કે નિહાર અને ગગન પરિવારમાથી છૂટા ન થાય.'

'એક પિતા તરીકે હું પણ ઇચ્છું છુ કે પરિવારના બે સભ્યો ઓછા ન થાય, છતાં નિહાર અને ગગનને છૂટા થવું હશે તો એમને નહીં રોકુ. બે સભ્યો છૂટા પડશે તો માધવી અને મૌલિક નામના બે આત્મીય સભ્યો ઉમેરાશે એટલે પરિવારની વ્યક્તિ-સંખ્યા જળવાઈ રહેશે એવું આશ્વાસન લઈશ. પરિવારમાથી બે સભ્યો ઓછા થવાના બદલે બે સભ્યો વધશે તો મને આનંદ થશે હું નહીં, કોઈ પણ પિતા એવું ઇચ્છે એ સહજ છે તો જે નિર્માયું છે તે બનવાનું જ છે.' નટુભાઈએ નિઃશ્વાસ નાખ્યો.

'ખરી વાત છે. નિયતિને અન્યથા કરી શકાતી નથી' જટાશંકર બોલ્યા.

નટુભાઈ અને પરિવારના સભ્યો સવારે વડોદરા જવા રવાના થયા.

રહીનેય તમે માનવધર્મનું સાચા સંતના ગૌરવથી પાલન કર્યું છે. વાહ, નટુભાઈ, વાહ! તમારી ઉદારતાને, તમારી ન્યાયપ્રિયતાને, તમારી મક્કમતાને અને તમારી સાથે સંકળાયેલા તમામના કલ્યાણની ખેવનાનું હું અભિવાદન કરું છું.'

ગાર્ગી પાણીના પ્યાલા લઈ આવી.

'પપ્પા, પાણી.'

નટુભાઈએ આંખો ખોલી. તેમના ચહેરા પર થાક વરતાતો હતો. બધા તરફ જોઈ નટુભાઈ હસ્યા, 'દોડી દોડીને કેટલું દોડાય? પહોંચી પહોંચીને કેટલું પહોંચાય? થાકી ગયો છું.'

નટુભાઈએ પાણીનો પ્યાલો ઊંચક્યો.

બીજે દિવસે સવારે બધાં વડોદરા જવા રવાના થયાં—બધું સમેટવા માટે માત્ર જટાશંકર એકાદ દિવસ રોકાઈ ગયા.

*

# [૩૩]

જટાશંકરે અગ્રેસર બની મંજુલાબહેનની દસમાથી તેરમા સુધીની વિધિ શાસ્ત્રસંગત પદ્ધતિએ બજાવી.

નટુભાઈ અને પરિવારના સભ્યો વહેલી સવારે વડોદરા જવા તૈયાર થયા.

'હું બધું પતાવીને આવતીકાલે વડોદરા આવું છું.' જટાશંકરે કહ્યું.

'આવતી કાલે જરૂર આવી રહેજો. સાંજે મિલકતની અને લાગણીની વહેંચણી કરવાની છે.' નટુભાઈએ કહ્યુ.

'જરૂર આવી રહીશ. હું ઇચ્છુ છુ કે નિહાર અને ગગન પરિવારમાંથી છૂટા ન થાય.'

'એક પિતા તરીકે હું પણ ઇચ્છું છુ કે પરિવારના બે સભ્યો ઓછા ન થાય, છતાં નિહાર અને ગગનને છૂટા થવું હશે તો એમને નહીં રોકું. બે સભ્યો છૂટા પડશે તો માધવી અને મૌલિક નામના બે આત્મીય સભ્યો ઉમેરાશે એટલે પરિવારની વ્યક્તિ-સંખ્યા જળવાઈ રહેશે એવું આશ્વાસન લઈશ. પરિવારમાથી બે સભ્યો ઓછા થવાના બદલે બે સભ્યો વધશે તો મને આનંદ થશે. હું નહીં, કોઈ પણ પિતા એવું ઇચ્છે એ સહજ છે. તો જે નિર્માયું છે તે બનવાનું જ છે.' નટુભાઈએ નિ:શ્વાસ નાખ્યો.

'ખરી વાત છે. નિયતિને અન્યથા કરી શકાતી નથી' જટાશંકર બોલ્યા.

નટુભાઈ અને પરિવારના સભ્યો સવારે વડોદરા જ રવાના થયા.

જટાશંકર ઉદાસ ચિત્તે ઘરમાં પ્રવેશ્યા.

'જીવન કેવું અગમ્ય છે, અનિશ્ચિત છે. મંજુલાબહેનને શહેરી જીવનની તંગદિલીથી થાકી જઈને નર્મદાતટે થોડા દિવસ પછી થોડા દિવસો માટે વિશ્રામ કરવા આવવું હતું, પણ મૃત્યુએ જીવન પર પ્રભુત્વ મેળવ્યું. જીવતે જીવ એ ન આવી શક્યાં, પણ અસ્થિ-અવશેષરૂપે એમની મનોકામના પૂરી થઈ.'

દિનમણિશંકરે પ્રવેશ કર્યો—

જટાશંકરની વિચારશૃંખલા તૂટી—

'જટાશંકરભાઈ, વ્યગ્ર લાગો છો.' દિનમણિશંકરે પૂછ્યું.

'હા, હમણાં હમણાં અનાયાસે વિચારે ચડી જવાય છે. મન અકારણ ઉદાસ બની જાય છે.'

'દાતણ–પાણી કર્યાં ? રાધા ચા લઈને આવે છે.'

'દાતણ લઈને ઘાટ પર જતો હતો. સ્નાન કરીને પાછો આવું છું. પછી ચા પીશું.'

'રાતે ઉપરવાસમાં ભારે વરસાદ થયો હોવાથી, નર્મદા બે કાંઠે વહે છે. પૂરની શક્યતા છે.'

'તમે તો જાણો છો કે અહીં હતો ત્યારથી કોઈ પણ ઋતુમા નર્મદાસ્નાન કરવાનો મારો નિયમ છે. વડોદરા ગયા પછી એ નિયમ તૂટ્યો છે, પણ અહીં આવું છું ત્યારે તો એ નિયમ પાળી સંતોષ લઉં છું. હુ થોડીવારમાં આવું છું.'

જટાશંકર બારણા પર સાકળ ચડાવી, તાંબાનો લોટો, દાતણ અને પંચિયું લઈ ઓવારે આવીને ઊભા રહ્યા.

નર્મદાનાં ધસમસતાં ડહોળાં પાણી આ પાર ઓવારાનાં અડધા પગથિયાંને પખાળતા હતાં. સામે પાર સૂકાભઠ્ઠ ભાઠાંને ભૂંસી નાખી વેગથી વહેતા હતાં.

જટાશંકર બે કાંઠે વહેતી નર્મદાને મનભરીને નીરખી રહ્યા. એમના ચહેરા પર પ્રસન્નતા ઝબકી ઊઠી.

'મા નર્મદે ! તારાં કેટકેટલાં રૂપો છે. ક્યારેક રમ્યતા ધારણ કરે છે, ક્યારેક રુદ્રતા રુદ્રતાનુંય એક અભિનવ સૌંદર્ય છે.'

જટાશંકરને સ્મરણ થયું, લગભગ એકવીસ વર્ષ પહેલા ભાઈ-ભાભી અચાનક આવેલા ઘોડાપૂરમાં તણાઈ ગયા હતાં.

જટાશંકરની આંખો ભીની બની, 'પ્રણવ અને પ્રાર્થનાને પંડનાં સંતાનો કરતાંય વધુ વાત્સલ્યથી ઉછેરી, એમનાં માતા-પિતા બની એમના જીવન સ્થિર કરવા સુધીની મેં જવાબદારી સ્વીકારી, યથાશક્તિ જવાબદારી પૂરી કરી છે. મારા હસ્તે કેવળ રેવાનું જ અકલ્યાણ થયું છે. રેવાને કરેલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવાનો પકવ સમય આવી પહોંચ્યો છે. નટુભાઈ અને માધવીનું લગ્ન થઈ જાય પછી કેવળ રેવા પ્રત્યેનું કર્તવ્ય બજાવવાનું બાકી રહી જાય છે. ખોબલા જેવા ગામની મુઠ્ઠી જેવડી જાતિની પરવા કર્યા સિવાય હું સત્વરે મારું કર્તવ્ય બજાવીશ.'

જટાશંકરે દાતણ-પાણી કરી, પગથિયા પર બેસી સ્નાન કર્યું. નર્મદા સ્તોત્ર લલકાર્યું, પૂર્વ દિશામાં ગોરંભાયેલાં વાદળો પાછળ ઢંકાઈ ગયેલા સૂર્યની વંદના કરી.

'જટાશંકર, શહેરમાં તારી દશા જંગલમાં ભૂલા પડેલા માણસ જેવી છે. તુ શહેરનો માણસ નથી, બની શકીશ પણ નહીં. શહેરના વાતાવરણમા, સમૃદ્ધિની છોળો વચ્ચે પણ તારું ચિત્ત અશાંત રહ્યા કરે છે. ક્યારેક ક્યારેક આ સ્થળની મુલાકાત દરમિયાન પણ તારો આત્મા કેટલી પરિતૃપ્તિ અનુભવે છે ! તારી જન્મભૂમિ એ જ તારી સાચી કર્મભૂમિ છે એટલે તો શહેરના વિશાળ ફ્લેટમાં રહેવા છતાં, એક માણસને જોઈને તેનાથી વધુ પૈસો મળવા છતાં, કારમાં મહાલવા છતાં, ગામલોકોની દૃષ્ટિએ તું 'મોટા માણસ' બની ગયો હોવા છતાં, ગામનું તને સતત ખેંચાણ રહ્યા કરે છે એ શું સૂચવે છે ?'

જટાશંકરના આંતરમનમાં વિચારોનું તુમુલ યુદ્ધ ખેલાયું.

'ખરી વાત છે. હું શહેરને લાયક નથી, શહેર મારે માટે લાયક નથી. નટુભાઈને આપેલું વચન પાળવા હું શહેરમાં ગયો હતો, છતાં મારું ચિત્ત તો ભાદરે વતનમાં, એ જ સાદગીભર્યા જીવનમાં, ક્રિયાકાંડમા જ ભટકતું રહ્યું છે. હવે તો હું વચનમુક્ત થયો છું.'

જટાશંકર મનોમંથનમા અટવાતા ઘેર આવ્યા.

શ્રીકૃષ્ણની સેવા કરી—

દિનમણિશંકર અને રાધા ચા લઈને આવી પહોંચ્યાં—

જટાશંકરે દિનમણિશંકરને નટુભાઈ સાથે થયેલી વાત કરી, 'નટુભાઈને વાંધો નથી. મૌલિક અને રાધા એકબીજાને પસંદ કરશે તો આ સંબંધ બંધાવવામાં વાંધો નહીં આવે. અનુકૂળતાએ બંનેને એકઠા કરીશુ. નક્કી કરી રાખીશું અને વયસ્ક થયા બાદ લગ્ન ગોઠવીશું એવું વિચાર્યું છે. પછી તો, ધાર્યું ધણીનું થાય...'

'જટાશંકરભાઈ, તમારો ખૂબ આભાર.' દિનમણિશંકરે ગદ્ગદ કંઠે કહ્યું.

જટાશંકર હસ્યા, 'આભારની વાત છોડો. હુ કાલે સવારે વડોદરા જવા નીકળીશ. મંજુલાબહેનના સત્તરમા નિમિત્તે એકત્રીસ બ્રાહ્મણોને જમાડવાની વ્યવસ્થા અને વિધિ તમારે માથે.'

'હું મારી ફરજ બજાવીશ. નિશ્ચિંત રહેશો.'

'દિનમણિશંકર, કોણ જાણે કેમ પણ મૂળ સ્થળ પ્રત્યેનો અનુરાગ વધતો જાય છે. વડોદરા જવાનું મન થતું નથી.'

'જન્મભૂમિ અને કર્મભૂમિ પ્રત્યેનો અનુરાગ વિશિષ્ટ હોય છે. તમારા જેવા ક્રિયાકાણ્ડના શાસ્ત્રીય અભ્યાસીઓની આ ભૂમિને ખાસ જરૂર છે. નવી પેઢીને આ વ્યવસાયમાં રસ નથી, જૂની પેઢી ભૂંસાતી જાય છે. અન્ય કોઈ વ્યવસાય ન મળવાને લીધે, બાપિકા વ્યવસાયને પરાણે અપનાવનારાઓને શાસ્ત્રજ્ઞાનમાં રસ નથી. ઉપરછલ્લી ક્રિયાવિધિ કરાવનાર પેઢી યજમાનોને સંતોષ

નહીં આપી શકે. પરિણામે લોકોની શ્રદ્ધા ઊઠતી જશે. આજે પણ ઊઠતી જાય છે. આપણું ગામ ભલે બ્રાહ્મણિયું ગામ કહેવાતું હોય પણ મરણોત્તર વિધિ માટે પુરાણપ્રસિદ્ધ છે. જટાશંકરભાઈ, ઉદ્યોગોને તો માણસો મળી રહેશે, પણ મરણોત્તર વિધિ કરાવનાર તમારા જેવા માણસો ગામને નહીં મળી રહે.'

'તમારી વાત સાચી છે. હું પણ આ અંગે ગંભીરતાથી વિચારી રહ્યો છું. દિનમણિશંકર, આપણે કેટલાક ભૂદેવોને રૂબરૂ મળીએ. સત્તરમાની વિધિ અને ભોજન પ્રસંગે હું નહીં હોઉં.'

'ભલે '

જટાશંકર અને દિનમણિશંકર હરસુખ અને જયસુખને મળ્યા.

જટાશંકર મળવા આવ્યા તેથી હરસુખ અને જયસુખ હરખાયા. એકના એક પુત્ર નીલાંગે બેકારીથી કંટાળી જઈ આત્મહત્યા કર્યા બાદ જયસુખને પ્રતીતિ થઈ હતી કે પોતે જટાશંકર જેવા સજ્જનની પીઠ પાછળ ઘા કરતો રહ્યો હતો તેનું કુદરત તરફથી આડા હાથે ફળ મળી ગયું હતું. ત્યારથી જયસુખના જીવનની દિશા ફંટાઈ ગઈ હતી, 'માનવી માનવીનું અનિષ્ટ કરી શકે છે. માનવી માનવી સાથે પ્રપંચલીલા આદરી શકે છે, પ્રેમથી ભેટી, દ્વેષથી પીડાઈ પીઠ પાછળ ઘા કરી શકે છે, પણ કુદરતની અદૃષ્ટ આંખો બધાંનાં, બધા જ કર્મોની નોંધ લેતી હોય છે.'

ઉપરાંત જટાશંકરના માનવતાભર્યા વર્તનથી જયસુખ અને હરસુખ જિતાઈ ગયા હતા.

'વાડીના જીર્ણોદ્ધારનું કામ કેમ ચાલે છે ?' જટાશંકરે પૂછયું.

'તમે શુભ આંકડો પાડયા પછી રકમ આવતી જાય છે. શેઠ નટુભાઈએ દક્ષિણાપેટે આપેલી રકમ અમે ફંડમાં નોંધાવી છે. ચોમાસા પછી કામ શરૂ કરીશું.'

'પૈસાને લીધે સારું કામ અટકતું નથી. આપણા ગામના શહેરોમાં અને વિદેશોમાં સમૃદ્ધ બનેલા માણસો સમક્ષ ટહેલ નાખીશું તો પણ સારી એવી રકમ મળી રહેશે.'

'અમે લિસ્ટ તૈયાર કર્યું છે. ઉદ્દેશ સમજાવતી પત્રિકા છપાવીને બધાંને બીડવાનું વિચાર્યું છે. તમારી શી સલાહ છે?'

'બરાબર છે. મંજુલાબહેનના સત્તરમાની વિધિ કરી, એકવીસ બ્રાહ્મણો જમાડવાનું દિનમણિશંકરને સોંપ્યું છે. તમે બન્ને મદદ કરજો.'

'જરૂર. અમારી ફરજ છે.'

હરસુખ અને જયસુખના અતિ આગ્રહને લીધે જટાશંકર સવારે હરસુખને ઘેર અને બપોરે બધું કામ પતાવી, રાતે જયસુખને ઘેર જમ્યા.

રાતે જટાશંકરને રેવતીનું સ્મરણ થયું – મળવાનું મન થયું, પણ રાતના અંધકારમાં રેવતીનાં બંધ દ્વાર ખખડાવવાની હિંમત ન ચાલી. કોઈની નજર પડે તો શંકા–કુશંકાનાં વમળો સર્જાય. માંડ માંડ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરતી રેવાને સહન કરવું પડે. રેવાને અપનાવવાના પાકા નિર્ણય પછી જ મળવું હિતાવહ છે. એકાદ અઠવાડિયું ક્યાં દૂર છે? મારા આકસ્મિક નિર્ણયાત્મક આગમનથી રેવા સાનંદ આશ્ચર્ય અનુભવે એ વધુ યોગ્ય છે.'

રાતે પૂજા–પાઠ કરીને જટાશંકર ઊંઘી ગયા.

પ્રભાતે રોજની આદત મુજબ પોપચાં ખૂલી ગયાં.

ઉપરવાસમાં વરસાદ બંધ થઈ ગયો હોવાથી, નર્મદાનાં પાણી ઓસર્યાં હતાં.

જટાશંકર આછેરા ઉજાસમાં નર્મદા–સ્નાન કરી, વડોદરા જવા રવાના થયા.

*

નિસર્ગની તબિયત વારંવાર બગડતી હતી. છેવટે નિસર્ગ પટકાઈ પડ્યો.

'પ્રાર્થના, જા, આજથી શરાબ છોડી દીધો.'

પ્રાર્થનાને આનંદ થયો, પણ સાથે સાથે ચિંતા પણ જન્મી, 'નિસર્ગને કોઈ મહાવ્યાધિ તો નહીં નીકળે ને ?'

મનોજકુમાર પણ એકના એક પુત્રની કથળેલી તબિયત જોઈ અસ્વસ્થ બની ગયા. ડૉકટર મહેતાની એપોઇન્ટમેન્ટ લીધી.

ડૉ. મહેતાએ શારીરિક તપાસ શરૂ કરી.

'શું થાય છે ?' સ્ટેથોને છાતી પર ફેરવતાં–દબાવતાં ડૉ. મહેતાએ પૂછ્યું.

'વારંવાર ઉબકા આવે છે. ઊલટી થાય છે. પેશાબ પણ ઓછો થાય છે. શરીરમા શક્તિ જ ન હોય એવું લાગે છે. એન્ટી-બાયોટિકસથી રાહત થતી પણ આ વખતે...'

ડૉકટર મહેતાને નિસર્ગના શરીર પર સોજા વરતાયા.

'ધૂમ્રપાન કરો છો ?'

'ના.'

'શરાબ ?'

'પીતો હતો. હમણા જ છોડી દીધો.'

'શોખ ખાતર, ક્યારેક કે રોજિંદું વ્યસન હતું ?'

'વર્ષોથી રોજ પીતો હતો.'

'હું', ડૉકટર મહેતા વિચારમા પડી ગયા.

ડૉકટર મહેતાએ Blood Test અને Sonography કરાવવાની સલાહ આપી, 'રિપોર્ટ જોયા બાદ ચોક્કસ નિદાન થઈ શકે.'

'ડૉકટર સાહેબ, કોઈ ગંભીર રોગ તો નથી ને ?' પ્રાર્થનાએ રડમસ ચહેરે પૂછ્યું.

'માત્ર ધારણાઓને આધારે નિદાન કરી કોઈને દુઃખી

ઇચ્છતો નથી. રિપોર્ટ જોયા પહેલાં કાંઈ નહીં કહું.'

ડૉકટર મહેતાના ચહેરા અને શબ્દોની ગંભીરતા જોઈ પ્રાર્થનાને ફાળ પડી.

મનોજકુમાર ઉદાસ થઈ ગયા.

પ્રાર્થનાએ નિસર્ગ અને મનોજકુમારને આશ્વાસન આપ્યું, 'આપણે કોઈનું શું બગાડ્યું છે તે આપણું બગડે ? ઈશ્વર સારું કરશે.'

નિસર્ગને ખોબ્બે હોસ્પિટલના સ્પેશ્યલ રૂમમાં દાખલ કરાયો.

'Blood Test' અને 'Sonogrophy'ના રિપોર્ટ આવી ગયા.

પ્રાર્થના, મનોજકુમાર, મલ્લિકા, અંકુર, જમનાદાસ અને મમતાબહેન ઉપસ્થિત હતાં.

'ડૉકટર સાહેબ, નિસર્ગને કોઈ ગંભીર રોગ તો નથી ને?' મનોજકુમારે પૂછ્યુ.

પ્રાર્થના મનોમન પ્રાર્થી રહી, 'હે, પ્રભુ ! ડૉકટર કહે કે, નિસર્ગને કાંઈ નથી. શરાબને લીધે તબિયત લથડી છે. દવા, ટેબ્લેટ્સ, ઇંજેક્ષન્સથી અશક્તિ દૂર થઈ જશે. હવે પછી પીવાનું સદંતર બંધ. તો કેવુ સારુ !'

બધા ડૉકટર મહેતાના શબ્દો સાંભળવા અત્યંત અધીર બની ગયા.

ડૉકટર મહેતા બોલ્યા, 'ડૉકટરોને જીવનમાં ઘણીવાર અણગમતી ફરજ બજાવવાના પ્રસંગો આવે છે. દર્દી અને એની સાથે નિસ્બત ધરાવતી વ્યક્તિઓને ન ગમે છતાં હકીકતથી વાકેફ કરવી પડે છે.'

'એટલે ?' મનોજકુમારનો અવાજ ધ્રૂજી ઊઠયો.

અમંગળનાં એંધાણ વરતાતા પ્રાર્થના કંપી ઊઠી.

મલ્લિકા, અંકુર, જમનાદાસ અને મમતાબહેન ગંભીર

બની ગયાં.

'નિસર્ગનો વ્યાધિ ગંભીર છે, છતાં અસાધ્ય નથી.' ડૉક્ટર મહેતાએ કહ્યું, 'ધીરજથી સાભળો. તમે બધાં તૂટી પડશો તો નિસર્ગનું મનોબળ તૂટી પડશે. મનોબળ તૂટી પડેલા દર્દીને સાજો કરવાનું કામ કપરું બની જાય છે. તમારે બધાએ નિસર્ગના મનોબળને મક્કમ બનાવવાનું કામ કરવાનું છે. આ પહેલો કેસ નથી, આવા તો કેટલાય કેસ બન્યા છે અને દર્દીઓ સાજા થઈને પાછા ફર્યા છે.'

ડૉક્ટર મહેતાની પ્રસ્તાવનાએ નિસર્ગની હાલત ગંભીર હોવાની પ્રતીતિ કરાવી દીધી.

'પણ ડૉક્ટર, નિસર્ગને થયું છે શું ?'

'Bloob Test કહે છે, નિસર્ગનું Serum Creatinine 7 mg/dl છે. Sonographyનો રિપોર્ટ સૂચવે છે કે નિસર્ગની બન્ને કિડની નોર્મલ સાઇઝ કરતા નાની છે. So, He is a case of Renal Failure એટલે કે નિસર્ગની કિડની ફેઈલ છે.'

બધાંના ચહેરા પર વિષાદ ફરી વળ્યો.

મનોજકુમાર 'ધબ્બ' દઈને ખુરશી પર બેસી પડ્યા.

પ્રાર્થનાની આંખો ઝળઝળિયાં સભર બની.

'ધીરજ રાખો મનોજકુમાર. મેં પહેલાં પણ કહ્યું હતું કે, આ કેસ ગંભીર છે, અસાધ્ય નથી.'

'ડૉક્ટર, આ અંગે શું થઈ શકે ? હું ગમે તેટલો ખર્ચ કરવા તૈયાર છું.' મનોજકુમારે ડૂસકું અવરોધ્યું.

'એના બે રસ્તા છે. એક તો દર્દીને વારંવાર ડાયાલિસિસ પર રાખવો પડે અથવા 'Renal Transplant' એટલે કિડનીનું પ્રત્યારોપણ કરવું પડે, આ માટે કિડનીદાન જરૂરી બને છે. યુવાન દર્દી માટે 'Transplant' પ્રત્યારોપણ એના ભાવિ જીવન માટે વધુ હિતાવહ છે. one Blood Relationમાં કિડની મળે

તો વધુ સારું. નહીં તો જાહેરાત દ્વારા કિડની મેળવી શકાય છે. મોટી રકમ આપીને ખરીદી પણ શકાય છે.' ડૉકટર મહેતાએ કહ્યું, 'હું નિસર્ગ માટે કિડની–પ્રત્યારોપણની સલાહ આપીશ.'

'બ્લડ રીલેશન્સમાં તો હું અને મારી પુત્રી મલ્લિકા જ છીએ. મલ્લિકા હવે પારકી અનામત કહેવાય. વળી હજુ તો હવે યુવાન બને છે. એને હું કિડની નહીં આપવા દઉં. મારી તૈયારી છે.' મનોજકુમારે કહ્યું.

'મારી પણ તૈયારી છે. ભાઈ માટે હું આટલુ ન કરી શકું?' મલ્લિકા બોલી.

'આ નાનીસૂની બાબત નથી. હજુ તારી સમક્ષ જીવનનો લાંબો પંથ પડેલો છે.' મનોજકુમારે અંકુરને કહ્યું, 'તમે સમજાવો...'

'મલ્લિકાનો નિર્ણય સાચો છે. હું એને રોકી ન શકું. લોહીના સંબંધો કટોકટીમાં કામ ન લાગે તો ક્યારે લાગવાના છે?' અંકુરે મક્કમતાથી કહ્યું.

'પણ...'

'પપ્પા, તમે ચિંતા ન કરો. મેં મલ્લિકાને બે કિડની છે માટે ચાહી નથી, પણ સમગ્રપણે ચાહી છે. એની કિડની નિસર્ગભાઈને કામ લાગતી હોય તો ભાઈ–બહેનના સંબંધો સાર્થક થશે.' અંકુરે કહ્યું.

જમનાદાસ અને મમતાબહેને પણ કહ્યું, 'મલ્લિકાના નિર્ણયને અમે પણ અનુમોદન આપીએ છીએ.'

'તમારાં બધાની તૈયારીથી આનંદ થયો. આજે સગાં પણ આવા સમયે કોઈ ને કોઈ બહાના કાઢી છટકી જતાં હોય છે. નિસર્ગના સંબંધો સાર્થક થયા છે એ ખુશીની વાત છે, પણ તમે અંદરઅંદર ચર્ચા કરો એ યોગ્ય નથી. નિસર્ગના બ્લડ ગ્રુપ 'O' Positive સાથે લોહી મેચ થતું હોય તે વ્યક્તિની તંદુરસ્ત કિડની જ લઈ શકાય.'

મનોજકુમારે કહ્યું, 'ડૉકટર, હું નિસર્ગનો પિતા છું. મારા લોહીનો ટેસ્ટ કરો. મને ખ્યાલ છે કે મારા લોહીનું ગ્રુપ 'O' Positive છે.'

'Blood Grouping'ની પ્રક્રિયા શરૂ થઈ.

મનોજકુમારનું 'બ્લડ ગ્રુપ' મળતું આવતું હતું, પણ ડાયાબિટીસ અને હાઈ બ્લડ પ્રેસર હોવાથી એમની કિડની લઈ શકાય એમ નહોતી.

મલ્લિકાના લોહીનું ગ્રુપ મળતું ન આવ્યું.

પ્રાર્થનાએ મમત કરી, પણ પ્રાર્થનાનું લોહી પણ મળતું ન આવ્યું. તેની કિડની પણ કામ આવી શકે એમ નહોતી. જમનાદાસ અને મમતાબહેનને ડાયાબિટીસ હતો. અંકુરનું પણ 'બ્લડ ગ્રુપ' મળતું ન આવ્યું.

'કિડની દાન માટેની જાહેરાત વર્તમાન પત્રો, ટી. વી. વગેરે માધ્યમો પર આપીશું. કિડની માટે ગમે તેટલી રકમ ખર્ચવાની તૈયારી છે.'

'ભલે.'

'હવે શું ?'

'મારા પ્રયત્નો, ઈશ્વરકૃપા.'

ડાયાલિસિસ યુનિટમાં નિસર્ગને Hemo Dialysis પર રાખ્યો. Investigations પછી 'Transplant'— પ્રત્યારોપણ જ નિસર્ગ માટે ઉત્તમ વિકલ્પ રહેશે.' ડૉકટર મહેતાએ કહ્યું, 'મેચિંગ કિડની મળે પ્રત્યારોપણનું કામ શરૂ કરી દઈશું. હિંમત રાખશો. ચિંતા ન કરશો. તાત્કાલિક ઓપરેશન કરવુ જ પડે એવું નથી.'

'ડૉકટર, કર્મોની અદલાબદલી થઈ શકતી હોત તો કેવું સારું ..' મનોજકુમારે કહ્યું.

'અમે પણ કિડની દાતા શોધીશું. અફસોસ છે કે એક યા બીજા કારણસર અમારી કિડની પણ કામ લાગી શકતી નથી.'

જમનાદાસે કહ્યું, 'અમે જઈએ છીએ, કાલે આવીશું.'

'પ્રાર્થના, તારા કાકાબાપુને ફોન કરી બોલાવી લે. આમ તો પુત્રીને ઘેર કામ સિવાય એ પગ નહીં મૂકે એ જાણું છું, પણ આવા સમયે તરત આવીને ઊભા રહેશે. એ કલ્યાણકારી પુરુષની ઉપસ્થિતિ આપણને હિંમત આપશે અને શક્ય છે, એમનાં પગલાં શુભ પરિણામ લાવે. હમણાં જ ફોન કરી દે.'

'ભલે' ડૂસકાને અવરોધતાં પ્રાર્થના ફોન તરફ ચાલી, મનોમન બબડી, 'નિસર્ગના વ્યસનથી તમને અંધારામા રાખ્યા હતા. હવે પરિણામ જાણી તમે કેટલા દુઃખી થશો એ જાણું છું, છતાં તમારી ઉપસ્થિતિ મંગળ સાબિત થશે. મને સ્વાર્થી બનવાનો અધિકાર છે. તમારી પુત્રી છું ને ?'

*

સાંજે જટાશંકરના સયાજીગંજના ફ્લેટ પર નટુભાઈના પરિવારના સભ્યો મહત્ત્વનો નિર્ણય કરવા એકઠા થયા હતા.

નટુભાઈ, જટાશંકર, નિહાર, નીમા, પ્રણય, રીના, ગગન, માર્ગી અને ગાર્ગી ઉપસ્થિત હતાં.

માધવી અને મૌલિકને સ્પર્શતો પ્રશ્ન એમની હાજરીમાં ચર્ચાય એ ઉચિત ન લાગતાં, નટુભાઈએ એમને ઉપસ્થિત રાખ્યા નહોતા.

અમદાવાદથી સોલિસિટર 'મેસર્સ પરીખ એન્ડ શાહ' કંપનીના મિ. શાહ પણ મંજુલાબહેનના વિલ સાથે આવી પહોંચ્યા હતા.

પરિવારના સભ્યો–માર્ગી, પ્રણવ, રીનાએ નટુભાઈના નિર્ણયને યોગ્ય માની અનુમોદન આપ્યું હતું. માત્ર નિહાર ગગનનો નિર્ણય જાણવા બધાં આતુર હતા.

નટુભાઈએ શરૂઆત કરી, 'મેં મારો નિર્ણય જણાવી દીધો છે. નિહાર અને ગગનનો નિર્ણય જાણવાનો બાકી છે. આ બે દિવસમાં એમણે સ્વસ્થતાથી વિચારી લીધું હશે. સોલિસિટર શાહસાહેબ મંજુના વિલ સાથે, મારી વિનંતીને માન આપી ખાસ અમદાવાદથી અત્રે આવ્યા છે. મંજુએ વિલમા શુ લખ્યું છે એની મને પણ જાણ નથી. શાહ સાહેબ વિલ વાંચે તે પહેલા હું નિહાર અને ગગનનો નિર્ણય જાણવા આતુર છુ. મારી સાથે રહેવું કે છૂટા પડવુ એનો નિર્ણય કરવાને એ બન્ને સ્વતંત્ર છે, યુક્તવયના છે એટલે એમને માર્ગદર્શન આપવાનો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. નિ લસતાથી એમનો નિર્ણય જણાવી શકે છે. મને માઠું નહીં

માણુસો મરીને છૂટાં પડતાં હોય, જીવતે જીવ પણ છૂટાં પડતાં હોય છે.'

બધાંની નજર નિહાર અને ગગન પર ઠરી.

'પપ્પા, છૂટા પડવાનો મને આવેશ આવેલો. મેં નિહારભાઈને મારી જવાબદારી લેવા કહ્યું ત્યારે એમને મારી ચાલ-ચલન પર વિશ્વાસ ન હોવાથી મારી જવાબદારી સ્વીકારવાની સાફ ના પાડી દીધી. પૈસા લઈને હું છૂટો પડું તો મારા શોખ અને વ્યસનો એવાં છે કે થોડા દિવસમાં લાખો રૂપિયા હું ઉડાવી દઉં. બંગલામાંથી ફૂટપાથ પર આવી જાઉં. મારા પર તમારા જેવા પ્રેમાળ પપ્પાના અંકુશની જરૂર છે. નિહારભાઈ અને નીમાભાભીએ સાફ ના પાડતાં મને પરિસ્થિતિનું ભાન થયું છે. તમે આજ સુધી મને મારા દુર્ગુણો સાથે નભાવ્યો છે. હું તમારાથી છૂટો પડવા માગતો નથી. મને નભાવી લેશો પપ્પા. આ બનાવે મારી આંખો ખોલી નાખી છે. હું પણ સૌલિકની જેમ સીધા રસ્તા પર આવી જવા પ્રયત્નો કરીશ.' ગગન ગળગળો થઈ ગયો.

ગગનના શબ્દોમા જટાશંકરને ગગનના જીવનમા આવી રહેલા પરિવર્તનના ભણકાર સંભળાયા. જટાશંકરને આનંદ થયો, ('બોધ-ઉપદેશના શબ્દો કરતાંય અનુભવ માણસનો સાચો ભોમિયો બને છે.')

નટુભાઈ બોલ્યા, 'ગગન, બેટા, તું પરિસ્થિતિને સમજી શક્યો છે તેનો આનંદ છે. નિહાર, તારો શો નિર્ણય છે?'

'એ દિવસ મનોમંથન કર્યા બાદ મને પણ લાગ્યું છે, હું તમને છોડીને નહીં જઈ શકું. પત્ની અને પુત્રી સાથેના સંસારને અગ્રીમતા આપી, હું જરૂર સ્વાર્થી બન્યો છું, પણ મને પપ્પા-મમ્મી માટે પણ પ્રેમ હતો. હું મારી લાગણીને અભિવ્યક્ત કરી શકતો નહોતો એ મારી નબળાઈ હતી. તમે માધવીબહેન અને

મૌલિકને જરૂર અપનાવી લો. અમારી સંમતિ છે.' નિહારે કહ્યું, 'તમારી લાગણી દુઃખાવવા બદલ દિલગીર છું.'

'વિશાળ પરિવારમાં મતભેદો તો ચાલ્યા કરે, પણ મતભેદો મનભેદ બને તે પહેલા ઓગળી ગયા તેનો આનંદ મનાવવો જોઈએ. આજથી મારા પરિવારના વૃક્ષ પર બે વધુ ડાળીઓ ફૂટે છે તે મારે મન ગૌરવનો વિષય છે.'

માર્ગી, ગાર્ગી, પ્રણવ, રીના, નિહાર, નીમા અને ગગનને' અભિનંદન આપ્યાં.

બધા ખુશખુશાલ લાગતાં હતા.

'શાહ સાહેબ, આપ મંજુનું વિલ વાંચી સભાળાવો.'

સિ. શાહે સિલબંધ કવર તોડી, સ્ટામ્પ પેપર કાઢી, વાંચન શરૂ કર્યું.

'હું પૂર્ણ હોશમાં અને સ્વસ્થ અવસ્થામાં મારા નામ પર રહેલી મિલકતની નીચે પ્રમાણે વહેંચણી કરું છુ.'

મારાં પુત્ર–પુત્રીઓને તો કાયદેસર મિલકતમાથી ભાગ મળશે, પણ જેણે જીવનમાં સહન જ કર્યું છે અને જેણે કદી અધિકારની માગણી કરી, અમારા દામ્પત્યજીવનમા ઝંઝાવાત જગવવાનો પ્રયત્ન સુધ્ધાં કર્યો નથી. એ માધવીને અને એના પુત્ર મૌલિકને મારા નામ પર રહેલો બંગલો, જેમાં હાલ નિહાર રહે છે તે બંગલો અને મારા બેંકના ખાતામા રહેલી અને ફિક્સ ડિપોઝિટ રૂપે પડેલી લગભગ સાતેક લાખની રકમ મારા મૃત્યુ પછી મળે એમ ઇચ્છું છુ—

મારાં સંતાનો માધવી અને મૌલિકને એમનો હક્ક આપે કે ન આપે, પણ હું એમને એમનો હક્ક મળી રહે એવી વ્યવસ્થા કરવા 'સોલિસિટર મેસર્સ પરીખ એન્ડ શાહ'ની કંપનીને પાવર ઑફ એટર્ની આપું છુ.

માધવી અને એના પુત્ર મૌલિકને એ બંગલામા રહેવુ કે બંગલો

વેચી દેવો એ એમની મુનસફી પર અવલંબે છે.'

મંજુલાબહેનનું ઔદાર્ય જોઈ બધાં સ્તબ્ધ બની ગયાં. બધાને લાગ્યું મંજુલાબહેનના જીવંત અસ્તિત્વ કરતા, ભૂંસાયેલું અસ્તિત્વ અધિક વિરાટ છે. મંજુલાબહેન જીવતે જીવ પણ ઉદાર અને સમતોલ વિવેકદૃષ્ટિ ધરાવતા હતાં તેની પ્રતીતિ તેમના દેહવિલયે કરાવી.

મંજુલાબહેનની સ્મૃતિથી બધાંનાં અંતર ભીનાં બન્યાં, તો પરિવારની એકતા જળવાઈ રહી એનો આનંદ પણ અનુભવ્યો.

પ્રણવ અને દીના જટાશંકરના ફ્લેટ પર રોકાયાં—

નટુભાઈ, નિહાર, નીમા અને માર્ગી માર્ગીના ફ્લેટ પર ગયાં—

મંજુલાબહેનની અંતિમ ઇચ્છા મુજબ એમના અવસાન પછી એક પણ દિવસ બગાડયા વગર અઢારમા દિવસની સાંજે માત્ર પરિવારના સભ્યો અને અગ્નિની સાક્ષીએ જટાશંકરે નટુભાઈ અને માધવીને 'કુર્યાત્ સદા મંગલમ્'ના મંત્રોચ્ચાર સાથે આર્યવિધિથી પરણાવી દીધાં—જટાશંકરના ફ્લેટ પર—

બધાએ માધવી અને મૌલિકને પ્રેમથી અપનાવી લીધાં—

નટુભાઈનો પરિવાર એકસૂત્રે બંધાઈ રહ્યો, નટુભાઈ અને માધવી એક બન્યાં, નટુભાઈનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ થયું, માધવીનું તપ ફળ્યું, મૌલિકને પિતાનું નામ મળ્યું અને સમગ્ર પરિવારે માધવી અને મૌલિકને અપનાવી લીધાં તેથી જટાશંકરે પ્રસન્નતા અનુભવી.

રાતે બધાં હોટલમાં જમવા જનાર હતાં—

માધવીને વીંટળાઈ યુવાન વર્ગ હસાહસી કરી રહ્યો હતો.

નટુભાઈ અને જટાશંકર બાજુના રૂમમાં બેઠા હતા.

'જટાશંકરભાઈ, તમે અમારા પ્રત્યે જે ફરજ બજાવી છે તેથી ઋણી થયો છું. તમે આપેલું વચન નિષ્ઠાથી પાળ્યું છે. હું તમને નવા વાતાવરણમાં ઢસડી લાવ્યો છું. તમને ગૂંગળાતા પણ જોયા છે.'

'છતાં આધુનિક વાતાવરણનો તમે પરિચય કરાવ્યો છે. મારી

બંધિયાર દુનિયા બહાર પણ ઘૂઘવતા સાગર કરતાંય વિશાળ દુનિયા પડેલી છે, આજે માણસ ક્યાંથી ક્યાં પહોચ્યો છે એનો અનુભવ પણ તમે કરાવ્યો છે. નહીંતર વિસ્તરતી નવી ક્ષિતિજોથી હું વંચિત રહી જાત. મારે પણ તમારો આભાર માનવો જોઈએ. જો કે, હવે હું મારી જૂની દુનિયામા પાછો ફરવા ઇચ્છું છું. ઘણાબધાંનાં પ્રાયશ્ચિત્તોના સાક્ષી બનનાર સ્વયંને એક પ્રાયશ્ચિત્ત કરવાનું છે.'

'હવે તમને નહીં રોકું. હું ઇચ્છું કે તમારું પ્રાયશ્ચિત્ત તમારા જીવનની એકલતાને ભાગે.'

જટાશંકર હસ્યા—

ફોનની ઘંટડી રણકી રહી-

જટાશંકરે ફોન લીધો અને થોડી ક્ષણોમા પડેલા ચહેરે પાછા ફર્યા.

'પ્રાર્થનાનો ફોન હતો. નિસર્ગની કિડની ફેઈલ થઈ છે. બોમ્બે હોસ્પિટલમાં છે. તરત જવું પડશે...' જટાશંકર અત્યંત અસ્વસ્થ બની ગયા.

'મુબઈની એક જ ટ્રેન મળી શકશે. બરોડા એક્સપ્રેસ. હું અને માધવી પણ સાથે આવીશું ..'

'પણ આજે જ તમારું લગ્ન થયું છે ને...'

'જટાશંકરભાઈ, ક્યા સુધી બીજાઓનું વિચાર્યા કરશો ? તમારી મનોદશાની કલ્પના કરી શકું છું. તમને એકલા ન જવા દેવાય. તમે તો જાણો છો કે, અમારાં લગ્ન આ ઉંમરે દેહલગ્ન નથી, ધર્મલગ્ન છે.' નટુભાઈએ કહ્યું.

નિસર્ગની તબિયતના સમાચાર સાંભળી હસાહસ બંધ થઈ ગઈ.

'હું અને પ્રાણવ પણ આવીએ છીએ.' રીનાએ અધિકારથી કહ્યું.

વેચી દેવો એ એમની મુનસફી પર અવલંબે છે.'

મંજુલાબહેનનું ઔદાર્ય જોઈ બધાં સ્તબ્ધ બની ગયાં. બધાંને લાગ્યું મંજુલાબહેનના જીવંત અસ્તિત્વ કરતાં, ભૂંસાયેલું અસ્તિત્વ અધિક વિરાટ છે. મંજુલાબહેન જીવતે જીવ પણ ઉદાર અને સમતોલ વિવેકદૃષ્ટિ ધરાવતાં હતાં તેની પ્રતીતિ તેમના દેહવિલયે કરાવી.

મંજુલાબહેનની સ્મૃતિથી બધાંનાં અંતર ભીનાં બન્યાં, તો પરિવારની એકતા જળવાઈ રહી એનો આનંદ પણ અનુભવ્યો.

પ્રણવ અને રીના જટાશંકરના ફ્લેટ પર રોકાયાં—

નટુભાઈ, નિહાર, નીમા અને ગાર્ગી માર્ગીના ફ્લેટ પર ગયાં—

મંજુલાબહેનની અંતિમ ઇચ્છા મુજબ એમના અવસાન પછી એક પણ દિવસ બગાડ્યા વગર અઢારમા દિવસની સાંજે માત્ર પરિવારના સભ્યો અને અગ્નિની સાક્ષીએ જટાશંકરે નટુભાઈ અને માધવીને 'કુર્યાત્ સદા મંગલમ્'ના મંત્રોચ્ચાર સાથે આર્યવિધિથી પરણાવી દીધાં—જટાશંકરના ફ્લેટ પર—

બધાંએ માધવી અને મૌલિકને પ્રેમથી અપનાવી લીધાં—

નટુભાઈનો પરિવાર એકસૂત્રે બંધાઈ રહ્યો, નટુભાઈ અને માધવી એક બન્યાં, નટુભાઈનું પ્રાયશ્ચિત્ત પૂર્ણ થયું, માધવીનું તપ ફળ્યું, મૌલિકને પિતાનું નામ મળ્યું અને સમગ્ર પરિવારે માધવી અને મૌલિકને અપનાવી લીધાં તેથી જટાશંકરે પ્રસન્નતા અનુભવી.

રાતે બધાં હોટલમાં જમવા જનાર હતાં—

માધવીને વીંટળાઈ યુવાન વર્ગ હસાહસી કરી રહ્યો હતો

નટુભાઈ અને જટાશંકર બાજુના રૂમમાં બેઠા હતા.

'જટાશંકરભાઈ, તમે અમારા પ્રત્યે જે ફરજ બજાવી છે તેથી ઋણી થયો છું. તમે આપેલું વચન નિષ્ઠાથી પાળ્યું છે. હું તમને નવા વાતાવરણમાં ઢસડી લાવ્યો છું. તમને ગૂંગળાતા પણ જોયા છે.'

'છતાં આધુનિક વાતાવરણનો તમે પરિચય કરાવ્યો છે. મારી

બંધિયાર દુનિયા બહાર પણ ઘૂઘવતા સાગર કરતાંય વિશાળ દુનિયા પડેલી છે, આજે માણસ ક્યાંથી ક્યા પહોચ્યો છે એનો અનુભવ પણ તમે કરાવ્યો છે. નહીંતર વિસ્તરતી નવી ક્ષિતિજોથી હું વંચિત રહી જાત. મારે પણ તમારો આભાર માનવો જોઈએ. જો કે, હવે હું મારી જૂની દુનિયામાં પાછો ફરવા ઇચ્છું છું. ઘણાંબધાંનાં પ્રાયશ્ચિત્તોના સાક્ષી બનનાર સ્વયંને એક પ્રાયશ્ચિત્ત કરવાનું છે.'

'હવે તમને નહીં રોકું. હું ઇચ્છું કે તમારું પ્રાયશ્ચિત્ત તમારા જીવનની એકલતાને ભાગે.'

જટાશંકર હસ્યા—

ફોનની ઘંટડી રણકી રહી-

જટાશંકરે ફોન લીધો અને થોડી ક્ષણોમા પડેલા ચહેરે પાછા ફર્યા.

'પ્રાર્થનાનો ફોન હતો. નિસર્ગની કિડની ફેઈલ થઈ છે. બોમ્બે હોસ્પિટલમા છે. તરત જવું પડશે...' જટાશંકર અત્યંત અસ્વસ્થ બની ગયા.

'મુબઈની એક જ ટ્રેન મળી શકશે. બરોડા એકસપ્રેસ. હું અને સાધવી પણ સાથે આવીશું...'

'પણ આજે જ તમારું લગ્ન થયું છે ને...'

'જટાશંકરભાઈ, ક્યાં સુધી બીજાઓનું વિચાર્યા કરશો? તમારી મનોદશાની કલ્પના કરી શકું છું. તમને એકલા ન જવા દેવાય. તમે તો જાણો છો કે, અમારાં લગ્ન આ ઉંમરે દેહલગ્ન નથી, ધર્મલગ્ન છે.' નટુભાઈએ કહ્યું.

નિસર્ગની તબિયતના સમાચાર સાંભળી હસાહસ બંધ થઈ ગઈ.

'હું અને પ્રણવ પણ આવીએ છીએ.' રીતાએ અધિકારથી કહ્યું.

'બરોડા એકસપ્રેસ'માં જટાશંકરની સાથે નટુભાઈ–માધવી, પ્રણવ–રીના પણ મુંબઈ જવા રવાના થયાં.

આખા રસ્તે જટાશંકર ઇષ્ટદેવ શ્રીકૃષ્ણને પ્રાર્થી રહ્યા, 'હે, પ્રભુ ! જીવનમાં કદી, કશી યાચના કરી નથી. આજે પહેલીવાર 'કંઈક' માગું છું. કર્મોની અદલા–બદલી થતી નથી તેમ જીવનની પણ અદલા–બદલી થતી નથી એ જાણું છું, છતાં જોઈએ તો મારા પ્રાણ લઈ લેજે, પણ પ્રાર્થનાના સૌભાગ્યને અખંડ રાખજે, નિસર્ગને બચાવી લેજે.'

નટુભાઈને જટાશંકર માટે અનુકંપા જન્મી, 'ઘરમીને ઘેર ધાડ પડવા જેવું થયું.' નટુભાઈ પ્રાર્થના–નિસર્ગનું મનોમન કલ્યાણ વાંછી રહ્યા.

માધવી પણ ઈશ્વરને પ્રાર્થી રહી.

પ્રણવ ઉદાસ હતો, 'પ્રાર્થનાને મળવા પહેલી વાર જાઉં છું ને તે પણ આવા ગંભીર પ્રસંગે ?'

રીના પણ ઉદાસ હતી–

બધા ચૂપ હતા, પણ મન પર વિષાદનું આવરણ લપેટાયેલું હતું...

ટ્રેન ખડખડાટ સાથે તેજ ગતિએ દોડી રહી હતી.

વહેલી સવારે જટાશંકર, નટુભાઈ–માધવી, પ્રણવ–રીના બોરીવલી ઊતર્યાં.

'કોઈ હોટલમાં જઈએ. પછી હોસ્પિટલમાં જઈશું.' જટાશંકર બોલ્યા.

'જાણું છું, 'છોકરીના ઘરનું પાણી ન પિવાય,' એ મતના તમે માણસ છો.'

'હા, હજુ એટલો જૂનવાણી રહ્યો છું. મારી માન્યતા સાચી છે એવો દાવો નથી કરતો, પણ મારા મનને એ જચતું નથી.'

ટેક્સી કરીને બધાં જૂહુ તટ પરની વૈભવશાળી હોટલ 'હોરાઈઝોન' પર આવ્યાં.

સ્નાનાદિથી પરવારી બધાં તૈયાર થઈ ગયા–

મનોજકુમારના બંગલે ફોન કર્યો–

નોકરે કહ્યું, 'બંગલે કોઈ નથી. નાના સાહેબ હોસ્પિટલમાં છે...'

ટેક્સી કરીને બધાં 'બૉમ્બે હોસ્પિટલ' પર આવ્યાં–

મનોજકુમાર, પ્રાર્થના અને મલ્લિકા ઉદાસ ચહેરે બેઠાં હતાં.

પ્રાર્થના જટાશંકરના ચરણસ્પર્શ કરી રડી પડી.

જટાશંકરે ધૈર્ય એકત્રિત કરી, પ્રાર્થનાને હિંમત આપી, 'પ્રાર્થના, મારા જીવનભરનું જે કાંઈ પુણ્ય એકઠું થયું હશે તે સમર્પિત કરીને તારા સૌભાગ્યની રક્ષા માટે મારા શ્રીકૃષ્ણ કનૈયાને પ્રાર્થના કરી છે. તારું કલ્યાણ થશે. મને શ્રદ્ધા છે. તું પણ શ્રદ્ધા રાખજે.'

મનોજકુમારે હકીકત વર્ણવી, 'નિસર્ગ હમણા તો Heamo Dialysis પર છે. કોઈનું 'બ્લડગ્રુપ' નિસર્ગના 'બ્લડગ્રુપ' સાથે મેચ થતું નથી. મારું થાય છે, પણ મને બ્લડપ્રેશર અને ડાયાબિટીસ હોવાથી મારા પુત્રને હું જ ઉપયોગી થઈ શકતો નથી એનુ દુ:ખ છે. ડૉક્ટરનું કહેવું છે કે, જીવનભર ડાયલિસિસ પર રહી શકાય પણ એના કરતા કિડનીનું પ્રત્યારોપણ તંદુરસ્ત જીવન માટે વધુ હિતાવહ છે. કિડની દાનની જાહેરાત કરી દઈશું. જરૂર પડે કોઈ પણ કિંમતે ખરીદી લઈશું. મનોજકુમારે કહ્યું.

માધવી, પ્રણવ અને રીના પ્રાર્થનાને હિંમત આપતાં હતા.

'મારું બ્લડગ્રુપ મેચ થતું હોય તો મને આનંદ થશે.' જટાશંકરે કહ્યું.

'તમે !' મનોજકુમાર બોલી ઊઠ્યા.

'પુત્રીવત્ પ્રાર્થના અને પુત્રવત્ જમાઈ નિસર્ગને ઉપયોગી

થઈ શકાશે તો એને મારું સદ્દભાગ્ય લેખીશ.'

ડૉ. મહેતાએ જટાશંકરના 'Blood grouping'ની પ્રક્રિયા શરૂ કરી. બ્લડપ્રેશર, ડાયાબિટીસનાં ઇન્વેસ્ટીગેશન્સ નોર્મલ આવ્યાં. 'Blood group' પણ મેચ થતું હતું.

ડૉ. મહેતાએ કહ્યું, 'જટાશંકરભાઈની કિડની લઈ શકાશે. તંદુરસ્ત માણસની કિડની તંદુરસ્ત છે.'

જટાશંકરના ચહેરા પર આનંદ ઝળકી ઊઠયો.

'નિવ્યર્સની બ્રહ્મચારી માણસની કિડની છે ને!' નટુભાઈ બોલ્યા.

વાતાવરણની ગંભીરતા ઓછી થઈ.

નટુભાઈ, માધવી, પ્રણવ, રીના, મનોજકુમાર, મલ્લિકા જટાશંકરની ત્યાગભાવનાને બિરદાવી રહ્યા.

'કાકાબાપુ!' પ્રાર્થના રડી પડી, 'મેં ભગવાન તો જોયા નથી, પણ તમને જોઈને એના રૂપની કલ્પના કરી શકું છું.'

'પ્રાર્થના, બેટી, તને ખબર છે ને, આજે મારો જન્મદિન છે. એકતાળીશ પૂરા કરી બેતાળીશમા પ્રવેશું છું. જન્મદિને મારે પુત્રીને ભેટ આપવી જોઈએ ને? મને કાંઈ થાય એની ચિંતા ન કરીશ. કાઢયા છે એટલાં વર્ષો હવે કયા કાઢવાના છે? પ્રૌઢ જીવનો કરતા યુવાન જીવનો વધુ કીમતી છે.'

બધાની આંખો છલકાઈ ઊઠી –

'કિડનીનું ટ્રાન્સપ્લાન્ટેશન કરતા પહેલા પાયાના મહત્ત્વના ટેસ્ટ જરૂરી છે.' ડૉકટર મહેતાએ કહ્યું, 'એક તો નિસર્ગ અને તમારો Lymphocyte Cross Match Test અને જટાશંકરભાઈ, તમારા I.V.P. Test તથા Renal Angeography Test કરવા પડશે.'

જટાશંકરે તત્પરતા દર્શાવી.

બન્ને ટેસ્ટ નોર્મલ આવ્યા.

જટાશંકરને હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા.

દસેક દિવસ પછી ઓપરેશન મુકરર થયું.

'નટુભાઈ, પ્રણવ, રીના, માધવીબહેન, તમે હવે જાવ. દસ દિવસ પછી ઓપરેશન છે. ઓપરેશન પછી દસેક દિવસ હોસ્પિટલમાં રોકાવું પડશે. જરૂર પડે બોલાવી લઈશું. મનોજકુમાર ફોન દ્વારા તમારા સંપર્કમાં રહેશે.' જટાશંકરે કહ્યું.

નટુભાઈ–માધવીએ કહ્યું, 'ઓપરેશનના દિવસે આવી જઈશું.'

પ્રણવ–રીના રોકાઈ ગયાં–

ઓપરેશનનો દિવસ આવી પહોંચ્યો–

જટાશંકરે સ્નાન–પૂજા વિધિ પતાવી, ઇષ્ટદેવનુ સ્મરણ કર્યું.

નટુભાઈ અને માધવી પ્લેનમાં આવી પહોંચ્યાં હતાં.

સ્વજનોએ નિસર્ગ અને જટાશંકરને કુમકુમ તિલક કર્યાં. પ્રાર્થના ઘીનો દીવો પ્રગટાવી, શ્રીકૃષ્ણને પ્રાર્થી રહી.

નિસર્ગ અને જટાશંકરને અલગ અલગ ઓપરેશન થિયેટરમાં લઈ જવામાં આવ્યા.

દાતા – Donar Teamના ડોક્ટરોએ જટાશંકરના ડાબા પડખાની કિડનીનું ઓપરેશન શરૂ કર્યું.

કિડની લેનાર Recepient Teamના ડૉક્ટરોએ એમની શસ્ત્રક્રિયા શરૂ કરી.

નર્સો, વોર્ડબોયઝ અને ડૉક્ટરોની દોડધામ બન્ને ઓપરેશન થિયેટરો વચ્ચે શરૂ થઈ ગઈ.

પ્રત્યારોપણ કરનાર Transplant Teamના સર્જન, નેફ્રોલોજિસ્ટ, પરફ્યુઝનિસ્ટ અને એનેસ્થેટિસ્ટ ડૉક્ટરોએ પોતાનું સમગ્ર કૌશલ્ય અજમાવી જટાશંકરની કિડનીનું નિસર્ગના જમણા

જૂના માણસોની જેમ પુત્રીના હાથમાં પૈસા મૂકી દેજો, બસ ?' મનોજકુમાર બોલ્યા.

જટાશંકર હસી પડ્યા–

પ્રાર્થનાને બંગલે થોડા કલાક ગાળ્યા. અતિ આગ્રહને વશ થઈ જમ્યા.

'પ્રાર્થના ખૂબ સુખી છે એનાથી વધુ મારે શું જોઈએ ? પ્રાર્થના, તારી જાણ માટે કહી દઉં. હું વડોદરા છોડું છું. હવે તું કાકાબાપુને સૂટ-બૂટ-સફારીમાં નહીં, પણ એ જ ધોતિયું, કફની, ત્રિપુંડ, રુદ્રાક્ષની માળા અને શિખામાં જોઈશ. હું મૂળ તરફ પાછો જાઉં છું.'

'પ્રણવભાઈ-રીના દ્વારા મને પણ ખબર પડી છે કે, તમે રેવતીબહેનનો સ્વીકાર કરી, શેષ જીવન ગાળવાનો નિર્ણય કર્યો છે. મને ખૂબ આનંદ થયો.'

'મારો સ્વીકાર–અસ્વીકાર કરવાનો હવે રેવાને અધિકાર છે. બીજાના પ્રાયશ્ચિત્તના સાક્ષી બનનારને માથે પણ પ્રાયશ્ચિત્તનો બોજ ખડકાયેલો છે. એ ઉતારીશ ત્યારે જ મન હળવું થશે.'

'પ્રાયશ્ચિત્ત તો પાપકર્મનું હોય. તમારું એ પુણ્યકાર્ય હશે. મને શ્રદ્ધા છે, રેવતીબહેન તમારો અનાદર નહીં કરી શકે. તમને અને રેવતીબહેનને એક છત્ર હેઠળ રહેતા જોવા જરૂર આવીશું.'

'એવું પુણ્યપ્રભાત ઊગશે તો એના સાક્ષીભૂત થવા તમને બધાને બોલાવીશ. બ્રાહ્મણોને પ્રિય મોદક જમાડીશ.'

વાતાવરણ હળવું થઈ ગયું.

જટાશંકરે પ્રાર્થનાના હાથમાં સોની નોટ મૂકી. પ્રાર્થનાએ કાકાબાપુનો સ્વભાવ જાણતી હોવાથી વગર દલીલે સ્વીકારી લીધી.

પ્લેનમાં જટાશંકર નટુભાઈની સાથે વડોદરા આવી પહોંચ્યા.

બે દિવસ આરામ કરી. જટાશંકરે કહ્યું, 'નટુભાઈ, હું તમારું ઔદ્યોગિક સામ્રાજ્ય છોડું છું રજા આપો.'

'બસ જશો ?' નટુભાઈની આંખો ભીની બની.

'હા. કર્તવ્ય સાદ પાડે છે.'

'હવે નહીં રોકું. ખુશીથી જાવ. મારે લાયક કામ હોય તો બેધડક કહેજો. આપણે માત્ર વેવાઈ જ નહીં, મિત્રો પણ છીએ.

'તમે પણ શહેરી જીવનથી કંટાળો ત્યારે નર્મદાતટે જરૂર આવજો. તન–મનને તાજગી મળશે.'

'તમારો અને રેવતીબહેનનો સંસાર જોવા પણ જરૂર આવીશું.'

'એવો મંગલપ્રસંગ સર્જાશે ત્યારે તમારે બધાંએ એના સાક્ષી થવા જરૂર આવવું પડશે.'

વહેલી સવારે ડ્રાઇવરે કાર સજ્જ કરી–

જટાશંકર કારમાં બેઠા–

'તમે ચાણોદ જશો. હું માધવી અને મૌલિકને લઈ અમદાવાદ જઈશ – વિધિપૂર્વક ગૃહપ્રવેશ કરાવીશ.'

'શિવાસ્તે પન્થાનઃ સન્તુ !' જટાશંકર ભાવવિભોર બની ગયા.

'એક પટેલ તરીકે તમારા જેવા એક બ્રાહ્મણને આશીર્વાદ આપવાનો અધિકાર નથી, પણ વડીલ હોવાના દાવે હું પણ તમને તમારા જ શબ્દોમાં કહું છું : 'શિવાસ્તે પન્થાનઃ સન્તુ !' નટુભાઈની આંખો ભીની બની.

જટાશંકરની આંખો પણ ઝલઝલી ઊઠી.

કાર ચાંણોદના માર્ગે ગતિ કરતી હતી –

વાદળો પાછળ ઢંકાયેલો સૂર્ય ઝળહળી ઊઠ્યો હતો –

એક કિડનીવાળા જટાશંકરનાં ચક્ષુઓ સમક્ષ નર્મદાના નીર, ઘાટ, જર્જરિત મકાન અને રેવાનો ચહેરો તરવરી ઊઠ્યો. જટાશંકર મનોમન બોલ્યા, 'એક કિડની સાથે જીવતો જટાશંકર

